પ્રકાશન નં. ૧૧૦

# અવલિયાએ ગુજરાત

લેખક :

અબ્દુલ્લાહ એમ. પટેલ



પ્રકાશન વિભાગ :

દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,

મહમૂદનગર, મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫

તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

प्रकाशन नं. – ११०

# અવલિયાએ ગુજરાત

: લેખક :

અબ્દુલ્લાહ એમ. પટેલ





પ્રકાશન વિભાગ :

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,

તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

કિતાબનું નામ : **અવલિયાએ ગુજરાત**

લેખક : **અબ્દુલ્લાહ એમ. પટેલ**

આવૃત્તિ : **પાંચમી**

પ્રત : **૧૧૦૦**

પ્રકાશન નં. : **૧૧૦**

પ્રકાશન વર્ષ : **૧૪૩૬ / ૨૦૧૫**

મૂલ્ય :





**પ્રકાશન વિભાગ :**

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,

મુ. પો. **કંથારીઆ**–૩૯૨ ૦૧૫,

તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

# ✤ સૂચિપત્ર ✤

| ક્રમ | વિષયસૂચિ | પૃષ્ઠ |
|---|---|---|
| ૪૬ | સૈયદ અબ્દુલ્લાહ એદ્રુસ (રહ.)/અલ્લામા સિબગતુલ્લાહ (રહ.) | ૧૬૮ |
| ૪૭ | સૈયદ અબ્દુર્રહમાન (રહ.)........................................ | ૧૭૨ |
| ૪૮ | મૌ. ઈસ્હાક ભરૂચી (રહ.)........................................ | ૧૭૩ |
| ૪૯ | મૌ. હકીમ રૂહુલ્લાહ (રહ.)........................................ | ૧૭૪ |
| ૫૦ | ઝેહરે હલાહલ........................................ | ૧૭૫ |
| ૫૧ | સૈયદ અબ્દુલ હલીમ કાદરી (રહ.)........................................ | ૧૭૮ |
| ૫૨ | હઝરત સરવર શાહ (રહ.)........................................ | ૧૮૦ |
| ૫૩ | શૈખ ઈબ્રાહીમ શત્તારી (રહ.)........................................ | ૧૮૧ |
| ૫૪ | બાબા રુસ્તમ (રહ.)/સૈયદ મુહમ્મદ શામી (રહ.).............. | ૧૮૨ |
| ૫૫ | હઝરત પીર મઝહર શાહ (રહ.)........................................ | ૧૮૩ |
| ૫૬ | પીર સૈયદ મુહમ્મદ કુત્બુદ્દીન રિફાઈ (રહ.)...................... | ૧૮૩ |
| ૫૭ | **સુરત શહેર તથા જિલ્લાની તવારીખ અને અવલિયાએ કિરામ.........** | ૧૮૫ |
| ૫૮ | સુરત શહેરના અવલિયાએ કિરામ........................................ | ૧૮૭ |
| ૫૯ | સુરત........................................ | ૧૯૦ |
| ૬૦ | બનાવટી ઈમામ મહેંદી........................................ | ૧૯૨ |
| ૬૧ | તવારીખી સ્થળો........................................ | ૧૯૩ |
| ૬૨ | સુરત જિલ્લાના સુન્ની વહોરા........................................ | ૧૯૭ |
| ૬૩ | ગુજરાતી પટની સુન્નત જમાઅત........................................ | ૨૦૧ |
| ૬૪ | આઝાદીની લડત અને સુરતના મુસલમાનો........................ | ૨૦૩ |
| ૬૫ | જનાબ નરમાવાલા/જનાબ સૈયદ અહમદ એદ્રુસ.............. | ૨૧૪ |
| ૬૬ | જનાબ અહમદમિયાં શૈખ........................................ | ૨૧૫ |
| ૬૭ | **સુરતના અવલિયાએ કિરામ :........................** | ૨૧૬ |
| ૬૮ | ખ્વાજા જમાલુદ્દીન દાના (રહ.)........................................ | ૨૧૬ |

| ક્રમ | વિષયસૂચિ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૬૧ | સુરત જિલ્લાના વિવિધ બુઝુર્ગો........................ | ૩૮૦ |
| ૧૬૨ | હઝરત સૂફી સુલયમાન (રહ.)........................ | ૩૮૧ |
| ૧૬૩ | મૌલાના મુફતી મરગૂબ અહમદ લાજપૂરી (રહ.)............ | ૩૮૩ |
| ૧૬૪ | મૌલાના અબ્દુલ હય્ય કફલેતવી (રહ.)........................ | ૩૮૪ |
| ૧૬૫ | સૂફી આબિદ મિયાં ઉસ્માની ડાભેલી (રહ.)................ | ૩૮૬ |
| ૧૬૬ | હઝરત મૂસાજી (રહ.)........................ | ૩૮૮ |
| ૧૬૭ | હઝરત સૈયદ નિઝામુદ્દીન (રહ.)........................ | ૩૯૧ |
| **૧૬૮** | **રાંદેર........................** | ૩૯૩ |
| ૧૬૯ | રાંદેરના બુઝુર્ગાને દીન........................ | ૩૯૪ |
| **૧૭૦** | **ગુજરાતના થોડાક ચુનંદા આલિમો..........** | ૩૯૫ |
| ૧૭૧ | મૌલાના અલ્હાજ હાફિઝ ગુલામ મુહમ્મદ રાંદેરી સાહબ (રહ.).. | ૩૯૫ |
| ૧૭૨ | મૌલાના અલ્હાજ કારી મુહમ્મદ ઈસ્માઈલ રાંદેરી (રહ.).... | ૩૯૭ |
| ૧૭૩ | મૌલાના મુહમ્મદ હુસૈન રાંદેરી મર્હુમ શેરે ગુજરાત (રહ.).... | ૩૯૯ |
| ૧૭૪ | મૌલાના હકીમ મુહમ્મદ ઈબ્રાહીમ રાંદેરી સાહબ (રહ.)...... | ૪૦૧ |
| ૧૭૫ | હઝરત હાફિઝ અહમદ મુલ્લાં (મોટા) સાહબ (રહ.).......... | ૪૦૩ |
| ૧૭૬ | હઝરત મૌલાના મુહમ્મદ સઈદ સાહબ રાંદેરી (રહ.)......... | ૪૦૪ |
| ૧૭૭ | અલ્હાજ મૌલાના અહમદ અશરફ રાંદેરી સા. (રહ.).......... | ૪૦૮ |
| ૧૭૮ | મૌલાના અબ્દુર્રહીમ સાદિક રાંદેરી સા. (રહ.)................ | ૪૦૯ |
| ૧૭૯ | ફકીહુલ ઈસ્લામ મૌલાના મુફતી હાફિઝ કારી સૈયદ અબ્દુર્રહીમ લાજપૂરી સાહબ........................ | ૪૧૧ |



بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# પ્રસ્તાવના

હિન્દુસ્તાન અને ખાસ કરીને ગુજરાત સાથેના અરબસ્તાનના સંબંધો ઘણા પ્રાચીન છે.

હઝરત આદમ અલૈહિસ્સલામનું ઊતરાણ જન્નતમાંથી સીધું હિન્દુસ્તાનની ભૂમિ ઉપર જ થયું હોવાના આધારભૂત પુરાવા તથા બહુમત છે.

'અરાઈસુન–નફાઈસ'માં છે કે હઝરત આદમ અલૈહિસ્સલામની તૌબા અલ્લાહના દરબારમાં સ્વીકારાઈ ત્યારે વહીએ ઈલાહી દ્વારા આદેશ આપવામાં આવ્યો કે અમારા ઘરની ઝિયારત કરો. આપ અલૈહિસ્સલામની મદદ અને માર્ગદર્શન માટે એક ફરિશ્તો નિયત કરવામાં આવ્યો. હઝરત આદમ અલૈહિસ્સલામ હિન્દુસ્તાનથી સીધા મક્કહ મુઅઝઝમહ જવા રવાના થયા. અલ્લાહની મહેરબાની એટલી બધી વરસી કે આ પ્રવાસ દરમિયાન જે જે જગ્યાએ હઝરત આદમ અલૈહિસ્સલામના મુબારક કદમ–પગરણ મંડાયા, ત્યાં પાછળથી આબાદી–વસ્તી વધી. માં બીબી હવ્વા જિદ્દહથી હઝરત આદમ અલૈહિસ્સલામની શોધ અર્થે નીકળ્યાં.

આ બંનેની જે જગ્યાએ કુર્બત–નિકટતા પ્રાપ્ત થઈ તે પવિત્ર જગાને મુઝદલિફહ કહેવામાં આવે છે અને જે જગ્યાએ બંને વચ્ચે ઓળખ થઈ તેને અરફાત તરીકે ઓળખવામાં આવે છે. આ દિવસને યવ્મે અરફા તરીકે સંબોધવામાં આવે છે. ત્યાંથી આગળ વધતાં જ્યાં બંનેએ રહમત અને મગફિરતની યાચના કરી, તેને મિના કહેવામાં આવે છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે હઝરત આદમ અલૈહિસ્સલામે પગપાળા ચાલીસ હજ કર્યા. દરેક કદમ ત્રણ દિવસની મજલ જેટલો લાંબો હતો.

આમ મક્કહ, મુઝદલિફહ, અરફાત, મિના વગેરે પવિત્ર સ્થળો અલ્લાહપાકે પ્રથમથી જ નિયત કર્યા હતા. જગતના પ્રથમ માનવીના પગલે ઈલાહી આદેશ અનુસાર પ્રથમથી જ માનવીઓ હિન્દુસ્તાનમાંથી જ નહીં; જગતના ખૂણે ખૂણાથી આ પવિત્ર મકામાતની ઝિયારતે જાય છે અને દુનિયાના અંત સુધી આ પ્રણાલિ ચાલુ રહેશે. માનવીની અવિરત વણથંભી કૂચ ચાલુ જ રહેશે.

આમ માનવીની ઉત્પત્તિ થઈ ત્યારથી જ આરબ–હિંદ સંબંધો સ્થપાયેલા છે.

ગુજરાત પ્રાંત કુદરતી રીતે એવા સ્થળે આવેલો છે કે પશ્ચિમ તરફ અરબી સમુદ્ર અને તેની સામે જ ઓમાન છે. તેની જમણી તરફ ઈરાનનો અખાત અને ડાબી બાજુએ એડનનો અખાત આવેલ છે. તેની સામે જ આફ્રિકા આવેલ છે. એડન યમનનું ઘણું જૂનું બંદર છે. હજરે મૌત ગુજરાતની સામે જ આવેલ છે. અરબસ્તાનમાં યમન અને હજરે મૌત એવા પ્રદેશો છે કે જેનો ખાસ સંબંધ ગુજરાત તથા મલબારના કિનારા સાથે રહ્યા છે.

આરબોના હિંદ તથા ગુજરાત સાથે જૂના વેપારી સંબંધો હતા,

તેનો આધાર–પુરાવો બાઈબલમાં ય જોવા મળે છે. ઇ.સ.પૂર્વે ૨૦૦૦માં આ સંબંધો ચાલુ હતા એવા આધારભૂત તવારીખી હવાલા આપણને જોવા મળે છે.

ઇ. સ.પૂર્વે ૧૭૦–૧૦૦ માં મલબાર કાંઠામાં આરબો એટલી બધી સંખ્યામાં વસ્યા હતા અને તેઓ મલબાર કાંઠાની પ્રજાના એટલા બધા ગાઢ પરિચયમાં આવ્યા હતા કે લગભગ મલબાર કાંઠાની સઘળી જનતાએ તેમનો ધર્મ સ્વીકારી લીધો હતો.

(બોમ્બે ગેઝેટીઅર વો. ૯, ભાગ ૨, પૃષ્ઠ ૧)

વિખ્યાત ભૂગોળવેત્તા 'ટોલોમી' એ સમયના અગ્રણી બંદરોમાં ભરૂચ–Bargose સૌરાષ્ટ્ર–Surastrene, માંગરોળ–Menaglosoon, નવસારીકા (નવસારી)–Nausariqa, બીલીમોરા–Popipoula અને પોરબંદર– Bardaxma ને ગણાવે છે. આ સમયે હિંદ અને અરબસ્તાન વચ્ચે બહોળો વેપાર હતો. તેનું મુખ્ય બંદર ભરૂચ હતું. (બોમ્બે ગેઝેટીઅર વો. ૧, ભાગ ૧, પૃષ્ઠ ૫૩૭)

હઝરત ઈસા અલૈહિસ્સલામ તથા હઝરત સુલયમાન અલૈહિસ્સલામના વખતમાં ય તેમની પ્રજાનો હિંદ સાથેનો સંબંધ સાબિત છે.

આરબોનો એ પણ દાવો રહ્યો છે કે હઝરત ઈસા અલૈહિસ્સલામ પહેલાં તેઓએ સિંધ અને ગુજરાત ઉપર રાજ્ય કર્યું હતું. જેમ કે ઈલિયટ હિંદના ઇતિહાસમાં ઇ. સ.પૂર્વેની આરબોની સલ્તનત વિશેની તવારીખમાં સિંધ વિશેનો ઉલ્લેખ આવે છે.

આરબો અને હિંદીઓ વચ્ચેનો સંબંધ એટલો બધો ગાઢ અને પ્રાચીન હતો કે તેની અસર ભાષા, પહેરવેશ અને કલ્ચર–સંસ્કૃતિ ઉપર પણ થઈ હતી.

જાણીતા આચાર્ય સ્વામી દયાનંદ સરસ્વતીએ પોતાના પ્રખ્યાત પુસ્તક 'સત્યાર્થ પ્રકાશ'માં લખ્યું છે કે, "મહાભારતમાં જ્યારે કૌરવોએ લાખનું ઘર બનાવી પાંડવોને પૂરી ભસ્મ કરી દેવાની યોજના બનાવી ત્યારે વિદુરજીએ યુધિષ્ઠિરને આ યોજનાની વાત અરબી ભાષામાં કરી અને યુધિષ્ઠિરે પણ તેનો જવાબ અરબી ભાષામાં જ આપ્યો !" (સત્યાર્થ પ્રકાશ પહેલો પર્વધ્યાય પૃ.૧૪૭)

વળી, આ જ રીતે સંસ્કૃત પુસ્તકોના અનુવાદ અરબી ભાષામાં તથા અરબી પુસ્તકોના અનુવાદ સંસ્કૃત તથા ભારતની બીજી ભાષાઓમાં થયાના અસંખ્ય દાખલા આપણને જોવા મળે છે.

અરબીના કેટલાક શબ્દો હિન્દની ભાષામાં ઊતરી આવ્યા છે, જેનો ઉપયોગ અહીંની ભાષામાં સામાન્ય થઈ પડયો છે.

જેમ કે :–

| અરબી શબ્દ | સંસ્કૃત કે ગુજરાતીમાં |
|---|---|
| શિતાઅ્–શરદી | શીત (ટાઢું, ઠંડું) |
| બીન | વન (જંગલ) |
| શક | શંકા અથવા શક |
| સરીર | શરીર (બદન) |
| બદન | વદન (મુખ, મોઢું) |
| અરિમ | આરામ (આરામ) |

| અરબી શબ્દ | સંસ્કૃત કે ગુજરાતીમાં |
|---|---|
| ફસીલ | સફીલ (કતાર–હાર) |
| બુર્જ | બુરજ |
| બરફ | બરફ |
| મશઅલ | મશાલ–દીવો |
| હૌઝ | હોજ |
| હલવા | હલવો |
| ઈજાર | ઈજાર–લેંઘો |
| સદ્ર–સદ્દ્ર | સદ્ર–વડો |
| મુહતસિબ | મુહતસિબ–ધર્માધિકારી |
| વઝીર | વઝીર |
| નાઈબ | નાયબ |
| લૌન | લાવણ –(શાક) |

આમ, આ શબ્દો સંસ્કૃત અથવા ગુજરાતીમાં એટલા બધા રૂઢ–પ્રચલિત થઈ ગયા છે કે તે અરબી ભાષાના શબ્દો છે એવો સહેજે ખ્યાલ આવે નહીં.

આપણે થોડું વિષય પરિવર્તન કરીને એ જાણવું હતું કે હિંદ–આરબ સંબંધો ઘણા પ્રાચીન તથા ગાઢ છે. આ વિષયમાં ઘણું બધું લખી શકાય તેમ છે.

અરબસ્તાન તથા ઈરાન અને બીજા દેશોના રસ્તે ય ઈસ્લામ તથા મુસલમાનો ગુજરાતમાં આવ્યા અને એ રીતે ઈસ્લામી તહઝીબ તેમ જ અરબી–ફારસી ભાષાએ અહીં અસર કરી એ બાબત હવે પછી આવતી વિગતોમાં સમાવી લેવાઈ છે. આ બધી પશ્ચાદ ભૂમિકા ઉપર આછો પ્રકાશ પાડવો જરૂરી હતો, જેથી જાણી શકાય કે ઈસ્લામ મઝહબ તથા તેહઝીબ અહીં બળપૂર્વક લાદવામાં આવેલ નથી. તેણે પોતાના કુદરતી પ્રભાવ તેમ જ અસર પાડયાં છે. આ વાત આ પ્રકરણ–પ્રસ્તાવના પૂરી થતાં અને પુસ્તકમાંનું સાહિત્ય વાંચતા આપમેળે જ સમજાઈ જશે.

નબવી સૂર્ય પ્રકાશતાં જ તેની નૂર (પ્રકાશ) જગતમાં ફેલાવા લાગ્યું. આ નૂર (પ્રકાશ)નો લાભ હિંદને પણ મળવા માંડયો. આરબો વેપાર–વાણિજય અર્થે હિંદમાં આવતા–જતા. આથી અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નુબુવ્વતની જાણ તો હિંદવાસીઓને થઈ જ ચૂકી હતી.

શક્કુલ કમર–ચંદ્રના બે ટૂકડા થઈ જવા એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પ્રખ્યાત મુઅજિઝો છે. આ શક્કુલ કમરની ઘટના ભોપાલના સ્થાપક રાજા ભોજે પોતાના મહેલમાં બેસી નિહાળી હતી. આ ઘટના જોઈ તે દિગ્મૂઢ બની ગયા–અચંબામાં મૂકાય ગયા.

"હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી થાનવી (રહ.) લખે છે કે;

"મોલ્વી સૈફુલ્લાહ ગોરખપુરીએ હિજરી સન ૧૩૦૨ માં એ વાત જણાવી કે મોલ્વી સુબ્હાનુલ્લાહ ગોરખપુરીના કુતુબખાનામાં તવારીખની એક પ્રખ્યાત કિતાબ છે, જેમાં રાજા ભોજનું વર્ણન છે.

મોલ્વી સૈયદ મકબૂલ હુસૈન બિલગ્રામીએ ફારસી ભાષાના એ લખાણનો ઊતારો કરી લીધો. તેમાં લખ્યું છે કે, રાજા ભોજે હઝરત નબી ઉમ્મી વ મુખ્બિરે સાદિક સરાપા સદાકત વ બશારત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શક્કુલ કમરના મુઅજિઝાને હિન્દુસ્તાનમાં નિહાળ્યો હતો. આ રાજાએ એક પ્રતિનિધિમંડળ અરબ મોકલીને તેની સત્યતાની તપાસ કરાવી. તેની ચકાસણી પછી રાજાએ ઈસ્લામ સ્વીકાર્યો. તેમનું નામ શૈખ અબ્દુલ્લાહ રાખવામાં આવ્યું. તે ઘણા ખુદાપરસ્ત, આબિદ હતા. તેમનો મઝાર ધારવાર–ગુજરાતમાં છે.''

(શહાદતુલ અકવામ પૃષ્ઠ ૩૦)

હઝરત ઈમામુલ અસ્ર અલ્લામા અનવરશાહ કાશ્મીરી (રહ.)એ મુઅજિઝએ શક્કુલ કમર અને રાજા ભોજના આ મુઅજિઝાના દીદાર કરવા વિશે તારીખે ફરિશ્તાનો હવાલો આપી બનાવ વર્ણવ્યો છે. તેમાં લખ્યું છે કે ભોપાલના રાજા કે જે ભોજપાલ તરીકે ઓળખાતા હતા, તેમણે શક્કુલ કમરનો મુઅજિઝો જોયો હતો.

(ફયઝુલ બારી ભા. ૪, પૃષ્ઠ ૬૦)

આ કારણે રાજા ભોજ ઉપરાંત શક્કુલ કમરના મોઅજિઝાની સત્યતાની તપાસ કરવા ગયેલ પ્રતિનિધિમંડળના માણસો અને કેટલાક હિન્દવાસીઓએ ઈસ્લામ સ્વીકારી લીધો હતો.

આરબ વેપારીઓના સંસર્ગમાં આવેલા કેટલાક હિન્દી વેપારીઓ, નાવિકો અને દરિયાકાંઠાના લોકોએ ઈસ્લામ અંગીકાર કરી લીધો હતો, આ બાબતની ચર્ચા આગળ આવશે.

ફક્ત આરબો જ વેપાર અર્થે હિન્દ આવતા ન હતા; પરંતુ હિન્દના વેપારીઓ પણ વેપાર અર્થે હિન્દ બહાર જતા–આવતા હતા. સિંધ વગેરે સ્થળના વેપારીઓ દેબલ (હાલના કરાંચી)થી ખલીજે

ફારસના બંદરો હરમઝ અને અબ્દાન તથા મુંબઈ બંદરેથી અશ્રાજર, કતીફ વગેરે સ્થળોએ માલ લઈ જતા–લાવતા હતા.

હિંદની બહાદુર–શૂરવીર ગણાતી કોમ જાટ કોમના માણસો શાહે ઈરાનના લશ્કરમાં જોડાતા હતા. આ હિંદુસ્તાની જાટના માણસો શાહે ઈરાનના કબ્જા હેઠળ આવેલા પ્રદેશો સીસ્તાન, યાગિસ્તાન અને સિંધ વગેરેમાં આબાદ થઈ ચૂક્યા હતા–વસી ગયા હતા. આ જ માણસો અસાવરા તથા અસામરા તરીકે ઓળખાતા હતા. આ માણસો ધીમે ધીમે આરબોના સંપર્કમાં આવ્યા. આરબો તેમના નાક–નકશા તથા ગુણોથી પરિચિત બન્યા. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ જાટોથી સારી પેઠે પરિચિત હોવાની માહિતી આપણને અહાદીસથી જાણવા મળે છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) રિવાયત કરે છે કે મેં હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે એક ખાસ મુખાકૃતિના (જાટ) માણસો જોયા હતા, તેમના વિશે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) જણાવે છે કે તે લોકોની મુખાકૃતિ ઝુત લોકો જેવી હતી. (તિરમિઝી શરીફ ઉદાહરણનું પ્રકરણ)

સીરતે ઇબ્ને હિશામમાં છે કે હઝરત ખાલિદ સૈફુલ્લાહ (રદિ.) જ્યારે નજરાનથી બનૂ હારિસનું પ્રતિનિધિમંડળ લઈ હિજરી ૧૦માં નબ્વી દરબારમાં હાજર થયા ત્યારે તેમાં કૈસ ઈબ્ને અલ્હસીન ઝીલ્ગયદા, યઝીદ ઈબ્ને અબ્દુલ મનાફ, યઝીદ ઈબ્ને મુહમિલ, અબ્દુલ્લાહ ઈબ્ને કરાદ, શદાદ ઈબ્ને અબ્દુલ્લાહ અન્સાબી વગેરે હતા. આ લોકોને જોઈ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે આ લોકો હિન્દુસ્તાનીઓ (જેવા) જણાય છે. હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.)એ જણાવ્યું કે આ લોકો બની હારિસના માણસો છે.

આ જ બનાવ ઈસાબહમાં તારીખે તબરી અને તબકાતે ઈબ્ને સઅદમાં નોંધાયેલો જોવા મળે છે. આ જ જાતનું વર્ણન ઈસાબહમાં ઈબ્ને અલકલ્કબીના હવાલાથી નકલ કરાયેલ છે કે જ્યારે બનૂ હારિસનું વફદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થયું ત્યારે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે આ કોણ લોકો છે કે જેઓ હિન્દુસ્તાનીઓ જેવા જણાય છે !

આ જાટ લોકોની ઓળખ આપણને 'લયલતુલ જિન'વાળી હદીસથી પણ મળે છે. જિન્નાતો સાથે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મુલાકાત ગોઠવી ત્યારે જે અસ્હાબે કિરામ હાજર હતા તેઓ ફરમાવે છે કે અમો તો એક હિસાર–વર્તુળમાં રક્ષિત હતા. અમારી સામે માણસ સ્વરૂપમાં જે જિન્નાત પસાર થયા તેઓ જાટ લોકોની જેમ લાંબા વાળવાળા અને ડરામણા ચહેરાવાળા હતા.

હઝરત ઈમામ બુખારી (રહ.)એ અદબુલ મુફરદમાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા સિદીકહ રદિયલ્લાહુ અન્હા પાસે એક ઝુતી તબીબના આગમન વિશેની રિવાયત નકલ કરી છે.

(રિજાલુસ્સિન્દે વલ હિન્દ પેજ ૩૦૭)

આ જાટ (ઝુત) લોકો આરબ દેશમાં ક્યારે પ્રવેશ્યા, કઈ રીતે પ્રવેશ્યા અને ઈસ્લામ લઈ આવ્યા તે અંગેની માહિતી પણ આપણને જાણવા મળી આવે છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જાણીતા સહાબી હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) જે સમયે કૂફાના ગવર્નર હતા, તે જ અરસામાં ઈરાનમાં વસવાટ કરતા ઝુત લોકોએ અમુક શરતો સાથે ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો અને સાથે જ તેઓ ઈસ્લામી સૈન્યમાં

જોડાઈ ગયા હતા. (ફુતૂહુલ બુલ્દાન પેજ ૩૬૬–મિસરી પ્રકાશન)

તારીખે તબરીમાં લખ્યું છે કે,

“.... જ્યારે મુસલમાનોના હાથે ઈરાનીઓને પરાજય મળ્યો ત્યારે સમય સૂચકતા વાપરી જાટ લોકોએ અમુક શરતોથી ઈસ્લામ અંગીકાર કરી લીધો હતો. ઈસ્લામી સિપેહસાલારે પણ આ કૌમને સારું માન આપી લશ્કરમાં તેઓની યોગ્ય ગોઠવણ કરી. આગળ જતાં આ લોકો ઈરાકમાં હસ્તી ધરાવતા બનુ હન્ઝલહ નામે અરબ કબીલહમાં ભળી ગયા.

તબરીએ આમ પણ નોંધ્યું છે કે,

‘જંગે જમલ’ માં હઝરત અલી (રદિ.)એ બસરહનો બયતુલ માલ (ટ્રેઝરી) આ જાટ લોકોના રક્ષણમાં જ આપેલ હતો.

જાણીતા ઈસ્લામી ઈતિહાસકાર તથા સંશોધક કાઝી અત્હર મુબારકપુરી લખે છે કે;

હઝરત અલી (રદિ.)એ પોતાની ખિલાફતમાં અબુ સાલિમહ ઝુત્તીની સિયાબજહના સરદાર તરીકે નિમણૂક કરી હતી.

(રિજાલુસ્સિન્દે વલ હિન્દ, પેજ ૨૭૨)

ઈતિહાસકાર બિલાઝરીનો મત આથી જુદો પડે છે. તેઓ લખે છે કે જંગે જમલ અને જંગે સિફફીનમાં આ ઝુત લોકોએ ભાગ લીધો ન હતો. આ બન્ને લડાઈઓ વખતે ઈસ્લામી લશ્કર સાથે તેઓ ઈરાનના કેટલાક મથકો સર કરવા માટે ઉપડી ગયા હતા.

(બિલાઝરી પેજ ૩૬૬ થી ૩૬૯)

ઈતિહાસકાર બિલાઝરીએ આમ પણ લખ્યું છે કે;

"........ હઝરત અમીર મુઆવિયહ (રદિ.)એ ઝુત જાતિના માણસોને રૂમી ટોળાઓના પ્રતિકાર માટે સીરિયા (શામ)ના દરિયાકાંઠાના શહેરોમાં લઈ જઈને વસાવ્યા હતા અને પછી ખલીફા વલીદ બિન અબ્દુલ મલિકે પોતાના સમયે આ ઝુત્તીઓને ઈન્તાકિયહ ખાતે વસાવ્યા હતા....... "

કાઝી અત્હર મુબારકપુરી લખે છે કે;

"......... ઝુત એ હિન્દી શબ્દ જાટનું અરબીકરણ છે. આ લોકો જાહિલ યુગમાં (ઈસ્લામના આગમન પહેલાં) અરબ પ્રદેશમાં દાખલ થયા હતા. હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતકાળમાં ઝુત લોકોની મોટી સંખ્યાએ ઈસ્લામનો સ્વીકાર કરી લીધો હતો. તેઓ ઈસ્લામી સૈન્યમાં જોડાયા હતા. તેમનો ઈસ્લામ ઘણો મજબૂત, અડગ અને મક્કમ હતો. ઈસ્લામી તવારીખમાં તેમનો ઉલ્લેખ ઘણો મળી આવે છે. (રિજાલુસ્સિન્દે વલ હિન્દ, પેજ ૨૭૩)

હિન્દુસ્તાનના મુસ્લિમ ઈતિહાસકારોએ ઝુતને જાટ શબ્દનું અરબીકરણ ઠરાવ્યું છે, કારણ કે અરબીમાં ટ અક્ષર નહીં હોવાથી આરબોએ ટ ના બદલે તોય અક્ષર મૂકીને જાટને પોતાના પ્રાકૃતિક ઉચ્ચારણથી ઝુત બનાવી દીધેલ છે.

આ જાટ લોકોએ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તથા અસ્હાબી યુગમાં ઈસ્લામ સ્વીકારી લીધો હતો. આ લોકો હિન્દી અને ગુજરાતી હતા. ગુજરાતમાં ઈસ્લામ ફેલાવવામાં આ લોકોએ મુહમ્મદ બિન કાસિમના લશ્કરમાં રહી જે ભાગ ભજવ્યો હતો અને એ પછી યે તેઓએ ઈસ્લામની જે સેવા કરી તેનો ઉલ્લેખ ઘણો લાંબો છે. કહેવાનો સારાંશ એ છે કે નબવી સૂર્યના ઓજસ નબવી યુગમાં જ હિન્દ સુધી પહોંચવાનો આરંભ થઈ ગયો હતો.

બુઝુર્ગ ઈબ્ને સહયાર (હિજરી ૪૦૪) પોતાના પ્રવાસ વર્ણનમાં લખે છે કે,

“સિંહલદ્વીપના વેપારીઓએ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નબી હોવાની વાત જાણી અને ઈસ્લામના સંદેશની તેઓને માહિતી મળી ત્યારે પોતાના ત્યાંના કેટલાક વિશ્વાસુ માણસોને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નુબુવ્વત અને સંદેશની વાતની ખાતરી કરવા અરબસ્તાન મોકલ્યા. આ લોકો મક્કા શરીફ પહોંચ્યા ત્યારે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વફાત પામી ચૂકયા હતા. તેઓ હઝરત ઉમર ફારૂક (રદિ.)ને મળ્યા. તેઓ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એમની તથા દાવતથી પરિચિત થયા. તેઓ સારી એવી માહિતી લઈ પોતાના વતન તરફ આવવા નીકળ્યા; પરંતુ તેઓ મકરાન સુધી પહોંચ્યા ત્યારે વફાત પામ્યા. તેમાંનો એક જણ સહી–સલામત લંકા પહોંચ્યો, તેણે સાચી હકીકત જણાવી. હઝરત ઉમર (રદિ.) વિશે તેણે જણાવ્યું કે તેઓ ઘણા નેક આદમી છે, તેઓ થીંગડાવાળા સાદા કપડાં પહેરે છે અને મસ્જિદમાં જ બહુધા રહે છે !” (અજાઈબુલ્ હિન્દ, પૃષ્ઠ ૫૫ થી ૫૮)

આ બનાવથી અહદે રિસાલતમાં ઈસ્લામના ઓજસ હિન્દવાસીઓ સુધી પહોંચ્યા હોવાનો નિર્દેશ મળે છે.

આવી જ એક રિવાયત હઝરત ઈમામ અબૂ અબ્દુલ્લાહ હાકિમે મુસ્તદરકમાં વર્ણવી છે. તેમાં છે કે,

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હિન્દુસ્તાનના એક રાજાએ માટીના ઘડામાં ઝન્જબીલ (તાજું આદું–સૂંઠ)ની ભેટ

મોકલી, જેને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ભાંગી પોતે ય ખાધી અને સહાબએ કિરામને ખવડાવી. હાકિમ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સૂંઠ ચાખી એવું કહેવા માંગે છે અને સાથે એમ પણ આ રિવાયતમાં લખ્યું છે કે, મેં અલી ઈબ્ને જદઆની સનદ–પ્રમાણથી આ વર્ણવેલ છે.

કાઝી રશીદ ઈબ્ને ઝુબેરે પોતાની કિતાબ "અઝ્ ઝખાઈફ વત્તહાઈફ"માં આવી ભેટોનો સવિસ્તાર ઉલ્લેખ કર્યો છે.

આ રીતે અહાદીસમાં તથા તવારીખમાં આપણને કેટલાક હિન્દીઓ પરોક્ષ કે અપરોક્ષ રીતે દરબારે રિસાલત સાથે સંકળાયેલ હતા અથવા પ્રભાવિત બની મુસલમાન બની ગયા હોવાના ઈશારા–સંકેત મળે છે. અત્યારે લંબાણના ભયે તેની ચર્ચા ટૂંકાવીએ છીએ. આ વિષયમાં સવિસ્તારથી અમો ઘણું લખી શકીએ તેમ છીએ.

ખિલાફતકાળ અને તે પછી ઈસ્લામની દા'વત ગુજરાતમાં પહોંચી એની વિગતો તો હવે પછીના અવલિયાએ કિરામના પ્રકરણોમાંથી જાણવા મળશે; પરંતુ આ પ્રકરણમાં પણ તેની ચર્ચા રસપ્રદ થઈ પડશે.

ગુજરાતમાં ઈસ્લામની તબ્લીગના મંડાણ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતના પાંચ વરસ બાદ હિજરી સન ૧૫ ઈ. સ. ૬૩૫થી થઈ ચૂકયાં હતાં. હઝરત ઉમર (રદિ.), હઝરત ઉસ્માનગની (રદિ.) અને હઝરત અલી (રદિ.)ની ખિલાફતકાળ દરમિયાન ઈસ્લામી તબ્લીગ અર્થે હિન્દ માટે થયેલા પ્રયાસોની માહિતી આપણને તવારીખોમાંથી મળે છે.

હિજરતના ૧૫માં વરસે જ ગુજરાતના બે મહત્ત્વના બંદરો ભરૂચ અને થાણા (બૃહદ મુંબઈ રાજ્યનું બંદર)ને ઈસ્લામની શૂરવીરતાના

દર્શન થયા. આપણે આગળ જોઈ ગયા તેમ આરબ અને ગુજરાતનો સંબંધ ઘણો જ પ્રાચીન છે.

ફુતૂહુલ બુલદાનમાં છે કે, "અલી બિન મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન અબૂ સયફથી રિવાયત છે કે, ખલીફા હઝરત ઉમર (રદિ.)એ ઉસ્માન બિન અબૂ સકફીને હિજરી સન ૧૫ ઈ.સ. ૬૩૬માં બહરીન તથા ઓમાનના ગવર્નર નીમ્યા. તેમણે પોતાના ભાઈ હકમ બિન અબૂ અબ્બાસ સકફીને બહરીન મોકલ્યા અને પોતે ઓમાન ગયા. ત્યાંથી એક લશ્કર "થાણા" મોકલ્યું. જયારે તેઓ વિજયને વરી પાછા આવ્યા ત્યારે હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)ને એક કાગળ લખ્યો.

મૌલાના અબ્દુલ હય સાહેબે પોતાના પ્રખ્યાત પુસ્તક "યાદે અય્યામ"માં પણ આ હુમલાને અનુમોદન આપ્યું છે.

આ જ વરસે હકમ બિન અબૂ અબ્બાસ સકફીએ એક સૈન્ય ભરૂચ મોકલાવ્યું, જે વિજયને વરીને પરત આવ્યું. આ સમયે માલખેડમાં હર્ષવર્ધનનો પરાજય કરનાર પૃથ્વી વલ્લભ પુલકેશી બીજો હતો. ભરૂચમાં મહાસામંત રાજા દદનું રાજય હતું.

આ વિશે યાદે અય્યામમાં મૌલાના અબ્દુલહય સાહબ લખે છે કે, બીજો હુમલો ભરૂચ ઉપર થયો, જેને આરબો બરૂજ કે બરૂસ કહે છે. આ બંને હુમલાઓમાં હકમને સારો એવો લાભ મળ્યો હતો.

આ હુમલાના ૪૨ વરસ પછી ગુજરાતના ઘોઘા બંદરે હુમલો નોંધાયો છે. પ્રવાસી મુહમ્મદ સફીઉલ્લાહ ઘોઘાની નોંધ લખતા લખે છે કે, ઘોઘામાં એક આરસની શિલા છે. જેના પર અરબી લિપીમાં એક લખાણ કોતરેલું છે. તેમાં લખ્યું છે કે હિજરી ૫૭ (ઈ.સ. ૬૭૭)માં સેનાધિપતિ ઈસ્માઈલ એક બહાદુર લશ્કર સાથે ઘોઘા

બંદરે ઊતરી આવ્યા. અહીંના રાજા સાથે ભયંકર લડાઈ ફાટી નીકળી. બંને પક્ષે ઘણાં માણસો માર્યા ગયા, જેમાં સેનાધિપતિ ઈસ્માઈલ અને તેમના સરદાર યાકૂબ મદની વગેરે શહીદ થયા.

(મિરાતે મુસ્તુફાબાદ ભા. ૨, પૃષ્ઠ ૪૯–૫૦)

ઘોઘા બંદરની મુલાકાત લેનાર પ્રવાસીઓ પોતાની નોંધમાં એમ પણ લખે છે કે આ પછી પણ મુસલમાનોના હુમલા ચાલુ જ રહ્યા. ઘણા ખરા સ્થાનિક સહકારના અભાવે ભૂખ તથા તરસથી શહીદ થયા !

આ પછી ૪૩ વરસે ગુજરાતના સુરાષ્ટ્ર–સૌરાષ્ટ્રમાં હુમલો નોંધાયો છે. યુવાન સરદાર મુહમ્મદ બિન કાસિમે હિન્દ આવતાં જ દાહિરનો પરાજય કરી સિંધ પર કબજો કર્યો. આ પછી ઉત્તરમાં મુલતાન સુધી વિજય ધ્વજ ફરકાવતા ગયા. આ બાજુ મારવાડ, જયપુર, ઉજ્જૈન અને ચિત્તોડને હરાવી ગુજરાત અને સૌરાષ્ટ્ર તરફ ઊતરી આવ્યા. અલ બિલાઝરી ફુતૂહુલ બુલદાનમાં લખે છે કે, પોતાના માણસોને બક્ષિસથી નવાજી ભીનીમાલ તરફ રવાના કર્યા. ત્યાંની જનતા સામનો કર્યા વિના જ તાબે થઈ ગઈ. આ લોકોએ સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર)વાસીઓ સાથે સુલેહ કરી.

આ વેળા વલ્લભીપુરમાં અને સૌરાષ્ટ્રમાં ચૈત્રક વંશીય હુકૂમત હતી.

સુરાષ્ટ્ર કાંઠાઓના મેર, દરિયાઈ લૂંટારા અને ચાંચિયા ભારે ઉપદ્રવી હતા. આરબોને તેઓ અવાર–નવાર રંજાડતા હતા. આ તરફ એકાએક હુમલો કરવાનું મુખ્ય કારણ હતું.

(ઈલિયટ કૃત હિસ્ટ્રી ઓફ ઈન્ડિયા, વો. ૧, પૃષ્ઠ ૧૨૩ થી ૧૨૪)

આ પછી ખલીફા હિશામ બિન અબ્દુલ મલિકે જુનૈદ બિન અબ્દુર્રહમાન અલ મર્રીને સિંધના ગવર્નર નીમ્યા. જુનૈદ અતિ

સાહસિક હતા. તેમણે આવતાં જ કચ્છ ઉપર ચઢાઈ કરી. ત્યાંથી તેઓ મારવાડ, માંડલ, કામરેજ તથા ભરૂચ પહોંચી ગયા. આ બધા પ્રદેશો ઉપર જીત મેળવી સિંધ પાછા ચાલ્યા ગયા.

(અરબ હિન્દ તઅલ્લુકાત પૃષ્ઠ ૧૫)

ગુજરાતના લગભગ બધા જ કિનારા વલભી રાજાઓની આણ હેઠળ હતા. જુનૈદ પછી તમીમ અતબી અને તેમના પછી હકમ બિન અવાના હાકિમ નિમાયા, ત્યારા પછી એક પછી એક એ પછી બીજો એમ હાકિમ આવતા રહ્યા. એટલે સુધી કે ઉમૈયા સલ્તનતના બદલે અબ્બાસિયા સલ્તનત શરૂ થઈ અને અબ્બાસી હાકિમો આવવા લાગ્યા. ઈ. સ. ૭૫૭ હિજરી ૧૪૦ની લગભગ ખલીફા મન્સૂર અબ્બાસીએ હિશામ બિન ઉમર તગલબીને સિંધનો હાકિમ બનાવ્યો. તેણે ઉમર બિન જમલને જુદાં જુદાં સ્થળો જીતવાને મોકલ્યા. તેમણે બારબુદ–ભાડભુત ઉપર હુમલો કર્યો. ત્યાં જીત મેળવી તે પાછા ફર્યા. ત્યાર પછી ખુદ હિશામે જહાજોનો એક કાફલો તૈયાર કરાવી દરિયાઈ માર્ગે ગંધાર પર ચઢાઈ કરી. વિજેતા તરીકે દાખલ થઈ ત્યાં એક મસ્જિદ બંધાવી. ઘણું કરીને આરબોએ બંધાવેલી ગુજરાતની આ પહેલી મસ્જિદ છે. ખલીફા અલ મહદી બિલ્લાહ અબ્બાસીએ ઈ.સ. ૭૭૫–હિજરી સન ૧૫૯માં અબ્દુલ મલિક બિન શિહાબ મસ્મઈને સંપૂર્ણ સરંજામ સાથે જિહાદ માટે મોકલ્યા. તેમની સાથે ‘સ્વયંક’ ફોજ હતી, જેમાં અબૂબક્ર રબીઅ બિન સબીહ (રહ.) નામના હઝરત ખ્વાજા બસરી (રહ.)ના શાગિર્દ પણ હતા. આપ (રહ.)ના હાલાત આગળ આવે છે.

આ પછી આરબ લોકો બીજી સદીના અંત પર્યંત કિનારા પર સારી રીતે વેપાર–ધંધો કરતા રહ્યા. તે પછી ત્રીજી સદીના પ્રારંભમાં અને યોગરાજના અંત સમયમાં સોમનાથ તથા કચ્છના

ગુજરાતીઓએ અરબ વેપારીઓને રંજાડવાનું તથા લૂંટવાનું શરૂ કર્યું. આ કારણના લઈ આરબ મુસલમાનો સાથે અદાવતનો પાયો નંખાયો. (તવારીખે ગુજરાત ભા. ૧)

હિજરી ૨૩૭ ઈ. સ. ૮૫૧માં સુલેમાન સૈરાફી બસરી નામના પ્રવાસી હિન્દમાં આવ્યા હતા. તે પોતાના સફરનામામાં લખે છે કે, હિન્દનો રાજા મુસલમાનોનો ભારે દુશ્મન છે.

અલ બેરૂનીએ ગુજરાતના અણહીલવાડ, સોમનાથ લારદેશ (ભરૂચ) રાહનજૂલ (રાંદેર), કચ્છ, ખંભાત, અસાવલ, દ્વારકા વગેરેનો ઉલ્લેખ કર્યો છે. તે પોતાના પ્રવાસ વર્ણનમાં સોમનાથ તથા કચ્છ વિશે લખે છે કે, "એ લૂંટારાના રહેવાના સ્થળો છે. એ લોકો ચાંચિયાઓનો ધંધો કરે છે."

આમ આ બધા જે હુમલાઓ થયા તે ગઝવા રૂપે તથા મુસલમાન વેપારીઓને લૂંટતા–રંજાડતા ચાંચિયાઓ અને લૂંટારાઓને નાથવા માટેના જ હતા. આ હુમલાઓ ઈસ્લામી ઈતિહાસ માટે અત્યંત મહત્ત્વના છે.

ઈલિયટ હિસ્ટરી ઓફ ઈન્ડિયા વો. ૧ માં પણ આરબ મુસલમાનોને રંજાડતા આ ચાંચિયાઓનો ઉલ્લેખ છે. તે લખે છે કે રાજા દાહિર અને આરબો વચ્ચેના યુદ્ધનું કારણ પણ આ જ ચાંચિયાઓ હતા. તેઓ એટલા બધા બળવાન હતા કે રાજા દાહિર તેઓને દાબી દેવા માટે અસમર્થ હતો. ઈલિયટ લખે છે કે, મુહમ્મદ બિનકાસિમની ચઢાઈઓનું મુખ્ય કારણ પણ મુસલમાનો પ્રત્યે થતો ત્રાસ તથા ચાંચિયાઓની લૂંટ હતું.

પ્રવાસી સુલેમાન પણ ગુજરાત–મુસ્લિમ સંબંધ પર પ્રકાશ નાંખતા લખે છે કે સાચે જ ગુજરાતનો રાષ્ટ્રકૂત રાજા વલ્લભ રાય

આરબો તરફ જેટલો પક્ષપાત ધરાવે છે એટલો કોઈ ધરાવતું નથી. તેની પ્રજા પણ તેના આ વર્તનને અનુસરે છે.

(ઈલિયટ હિસ્ટ્રી ઓફ ઈન્ડિયા વો.૧, પૃષ્ઠ ૪)

ગમે તેમ, પરંતુ ક્રમે ક્રમે ગુજરાતના કિનારાઓ ઉપર તેમ જ અંદરના ભાગોમાં મુસ્લિમ વસતિ વધવા માંડી. ઈસવી નવમી સદીમાં બુઝુર્ગ બિન શહરયાર ગુજરાતના બંદર કાંઠા પર આવ્યા, ત્યારે આ પ્રાંતોમાં આરબો અને હિન્દી મુસલમાનો ઘણી મોટી સંખ્યામાં વસતા હતા. ગુજરાતના બંદરોએ મુસ્લિમ વસાહતો વસી ગઈ હતી. બુઝુર્ગ બિન શહરયારને એક હિન્દુ નાવિક (નાખુદા) મળ્યો હતો, જેણે ઈસ્લામ સ્વીકારી પોતાનું નામ અબૂ ઝર બરકાતી રાખ્યું હતું. તેણે પોતાના વહાણોથી પુષ્કળ ધન મેળવ્યું હતું અને હજ પણ અદા કરી હતી. (મારવલ્સ ઓફ ઈન્ડિયા, પૃષ્ઠ ૧૭)

ગુજરાતમાં મુસલમાનોની વસતિ એટલી બધી વધી ગઈ હતી કે અહીંના રાજાને મુસલમાનો માટે એક હુન્નરમંદ–અધિકારી નીમવો પડયો હતો. બુઝુર્ગ બિન શહરયાર લખે છે કે, મુસલમાનોની સજા આ હુન્નરમંદ કુરઆનના કાયદા મુજબ કરે છે. હુન્નરમંદ કાઝીની પદવી ધરાવે છે અને જે ઈસ્લામની શરીઅતનો જાણકાર હોય તે જ આ પદે નિમાય છે. (મારવલ્સ ઓફ ઈન્ડિયા, પૃષ્ઠ ૧૩૭–૧૩૮)

પ્રવાસી અને ઈતિહાસકાર અબુલ હસન અલી અલ મસઊદી પણ આમ જ લખે છે.

આમ ગુજરાતમાં મુસ્લિમ વસતી ક્રમે ક્રમે વધતી રહી હતી, પરંતુ વધતી જતી આ વસતી તલવારના જોરે ન હતી. મુસ્લિમ મુબલ્લિગો–પ્રચારકો પણ આ પ્રદેશમાં ઈસ્લામ ફેલાવવાના આશયથી પધાર્યા હતા. ઈસ્લામ તલવારના બળે ફેલાયો નથી એ

બાબતની ઘણી સબળ દલીલો રજૂ કરી શકાય તેમ છે. એ વસ્તુ ઘણા પુસ્તકો દ્વારા સાબિત થયેલી છે. ઈસ્લામ ફક્ત અખ્લાકના બળે જ ફેલાયો છે. બુઝુર્ગો અને અવલિયાએ કિરામે તે ફેલાવવા પાછળ અથાગ પ્રયાસો કર્યા છે. આ પુસ્તક લખવાનો હેતુ–આશય આ જ છે. અહીં રજૂ થયેલા અવલિયાએ કિરામના જીવન દર્શનમાં આ વાત સારી પેઠે રજૂ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

મુહમ્મદ બિન કાસિમ તથા સુલતાન મહમૂદ ગઝનવી જેવા શક્તિશાળી વિજેતાઓના હિન્દ તરફ આવવાનું મુખ્ય કારણ મુસલમાનો પ્રત્યે રખાતા ભેદભાવ તથા દ્વેષ જ હતો. એ પછી થયેલા દિલ્હીના સુલતાનો તથા અહમદશાહ બાદશાહ અને સુલતાન મહમૂદ બેગડાના ગુજરાતના વિવિધ ભાગો પર આક્રમણ કરવાનું મુખ્ય કારણ મુસલમાનો ઉપર થતો રંજાડ દૂર કરવાનું જ હતું.

સુલતાન મહમૂદ ગઝનવીના સોમનાથ–ગુજરાત ઉપર ચઢાઈ લઈ આવવાના એક કારણોમાં હાજી મહમૂદ અલ ઈરાકી (રહ.) નામના એક બુઝુર્ગે સુલતાન ઉપર લખેલા પત્રનું પણ હતું. તેમાં હઝરત ઈરાકી (રહ.)એ આ વિસ્તારમાં મુસલમાનો ઉપર ત્રાસ ગુજારાઇ રહ્યો છે અને ઈસ્લામના મુખ્ય રુકન એવી નમાઝ પઢવાની પણ પાબંદી છે વગેરે કારણો જણાવ્યા હતા. હિન્દના પ્રખ્યાત મશાઈખ હઝરત જહાનિયાં જહાંગશ્ત (રહ.)એ ગુજરાતમાં મુસલમાનો ઉપર થતા અત્યાચારની ફરિયાદો સાંભળી દિલ્હીના સુલતાન મુહમ્મદશાહ તઘલખ તથા ફિરોઝશાહ તઘલખને ગુજરાત ઉપર ચઢાઈ કરવા પ્રેરણા આપી હતી.

આ જ રીતે ગુજરાતના વિવિધ ભાગોમાં મુસલમાનો ઉપર થતા જુલમ–દમનને અટકાવવા જુદા જુદા સ્થળોએ લશ્કરી હુમલા કર્યા હતા.

ગુજરાતના સુલતાન મહમૂદ બેગડાએ ગિરનાર, જુનાગઢ તથા દ્વારકાબેટ તરફ જે હુમલા કર્યા તે મુખ્યત્વે મુસ્લિમો સાથેની આ રંજાડ દૂર કરવા માટેના જ હતા. માંગરોળના બુઝુર્ગ હઝરત સૈયદ સિકંદર (રહ.)ના પૌત્ર હઝરત રુકનુદીન (રહ.)એ ગિરનારના રાજા મુસલમાનોને સખત રંજાડી રહ્યા છે એવી આવેલી શિકાયતના કારણરૂપ બેગડાને આ વિસ્તારમાં આક્રમણ કરવાની ફરજ પડી હતી. મૌલાના મુહમ્મદ સમરકંદી (રહ.) નામના બુઝુર્ગ હતા. મૌલાના દક્ષિણથી વહાણના રસ્તે હુરમુઝ થઈ સમરકંદ જતા હતા. ત્યાં દ્વારકા પાસે જગત બેટના લૂંટારાઓએ એમને લૂંટી લીધા. મૌલાનાની બેગમને મૌલાના પાસેથી આંચકી લીધાં. કેટલાક ઈતિહાસકારો કહે છે કે, આમાં રાજા ભીમનો હાથ હતો. સુલતાને આ બાબત રાજા ભીમને જાણ કરી ત્યારે રાજાએ આ બાબતમાં અજાણતા દાખવી. અઢારમી સદીના અંત સુધી ત્યાં જગત બેટ અને દ્વારકામાં ચાંચિયાઓનું ખૂબ જોર હતું. એ રસ્તે મુસલમાનોનું વહાણ સલામત જતું નહીં. વળી તેઓનો જોર–જુલમ મુસલમાનો માટે અસહ્ય થઈ પડયો હતો. આથી આ તરફ ચઢાઈ કરવાનો સુલતાન બેગડાનો ઈરાદો ઘણા વખતથી હતો. મૌલાનાની ઘટના તથા અરજથી આ કાર્ય સુલતાન બેગડાએ જલદી પતાવ્યું. ઈ. સ. ૧૪૭૩માં આ વિસ્તારોમાં ચઢાઈ કરી જ્વલંત જીત મેળવી.

ગુજરાતના સુલતાન મુઝફફરશાહ પહેલાને પણ આવી જ સમસ્યાઓનો સામનો કરવો પડયો હતો.

ઈતિહાસકારો હકીકત–વાસ્તવિકતાથી દૂર હઠી આ બાદશાહોની તલવારોના કારણે ઈસ્લામ ફેલાયો છે તથા બળજબરીથી ઈસ્લામ ફેલાવવામાં તેઓનો હાથ છે, એવા આક્ષેપો કરે છે, જે તદ્દન ગલત–અસત્ય ઠરે છે.

આ રાજાઓના જુલમ–દમનથી અહીંના મુસલમાનો જ નહીં; પરંતુ હિન્દુ પ્રજા પણ ત્રાહિમામ પોકારી ગઈ હતી. ગિરનારના રાજા રામાંડલિક પોતાના વિસ્તારમાં ઈસ્લામ ફેલાય એવું ઈચ્છતો ન હતો. આ પ્રદેશમાં મુસલમાનોને ઘણી રંજાડ હતી. "તારીખે સોરઠ"ના લેખક લખે છે કે, મુસલમાનોને બળજબરી પૂર્વક દાઢી મૂંડાવવા ફરજ પડાતી. કુરબાની ઉપર પ્રતિબંધ મૂકાયો. કેટલીયે મસ્જિદોના મેહરાબ ઉપર શિવલીંગ કોતરવામાં આવ્યા. ગિરનારની હિન્દુ પ્રજા પણ આ રાજાથી ત્રાસી ગઈ હતી. વિશલ નામક એક વણિક પ્રધાનની સુંદર સ્ત્રી પર બળાત્કાર કરાયો. આ રાજા પોતાના ધર્મના સાધુ સંતોની પણ મર્યાદા જાળવતો ન હતો. ગુજરાતના પ્રખ્યાત સાધુ કવિ નરસિંહ મહેતાનું પણ તેણે અપમાન કર્યું હતું, આ બધાથી તેની પ્રજા ત્રાહિમામ પોકારતી હતી.

આ બધી બાબતો સમજાવવા માટે અમો ઘણા ઐતિહાસિક દષ્ટાંતો રજૂ કરી શકીએ તેમ છીએ, પરંતુ અમારો આશય આ પુસ્તકમાં આ બાબતો પ્રસ્તુત કરવાનો નથી. થોડુંક વિષયાંતર કરીને પણ અમો એ સમજાવવા માંગતા હતા કે ઈસ્લામ તલવારથી ફેલાયો નથી. મુસ્લિમ બાદશાહોએ ઈસ્લામ ફેલાવવા માટે તલવાર વાપરી નથી.

ઈસ્લામ તો તેના ઉચ્ચ સિદ્ધાંતો, સદાચારથી ફેલાયો છે. ઈસ્લામના વલી સિફત બુઝુર્ગોના પ્રયાસોથી તે ફેલાયો છે. આ પુસ્તકમાં આવા બુઝુર્ગોની જીવનઝાંખી કરાવીને અમોએ આ વસ્તુ સાબિત કરી છે. પુસ્તક લખવાનો આશય એ જ છે. તેઓના નેક અખ્લાક તથા પ્રયાસોના કારણે ઈસ્લામ ફેલાયો હતો, જેના થોડાક ઉદાહરણ અહીં પણ જોઈશું.

મિસરના ફાતિમી ખલીફા મુસ્તન્સિર બિલ્લાહે અબ્દુલ્લાહ અને

અહમદ નામના બે મિસરી મુબલ્લિગોને યમનથી ઈસ્લામના પ્રચાર અર્થે ગુજરાત મોકલ્યા, તેઓ ખંભાત આવ્યા. અહીં સિદ્ધરાજ જયસિંહનું રાજય હતું, તેના વજીરનું નામ ભારમલ હતું. હઝરત અબ્દુલ્લાહે એક ખેતરમાં સ્ત્રી–પુરુષને કામ કરતા જોયાં. તેમની પાસે જઈ પાણી માંગ્યું. તેઓએ કહ્યું કે અમારી પાસેનું પાણી ખલાસ થઈ ગયું છે. સામે કૂવો છે, પરંતુ તે સૂકાઈ ગયો છે. અબ્દુલ્લાહે કહ્યું કે અમો જે ખુદાની પૂજા–ઈબાદત કરીએ છીએ તેમના નામથી આ કૂવામાંથી પાણી કાઢી બતાવું. આમ કહી હઝરત અબ્દુલ્લાહે કૂવામાં પથ્થર માર્યો, જેના કારણે કૂવો પાણીથી ભરાઈ ગયો. આ બંને સ્ત્રી–પુરુષ આ જોઈ પ્રભાવિત બની મુસલમાન બની ગયા. પાછળથી એક હિન્દુ પંડિત પણ તેમના હાથે મુસલમાન બની ગયો. રાજાના વજીર ભારમલ આ પંડિતના સંપર્કમાં હતો. તેણે ઈસ્લામની સત્યતા જાણી અને મુસલમાન બની ગયો. વજીર છાનોછપનો નમાઝ પઢતો હતો. આ વાત રાજાના કાને ગઈ. રાજાએ કહ્યું કે જો હું મારી સગી આંખે ભારમલને નમાઝ પઢતો જોઉં તો અવશ્ય સજા કરીશ. એક વખતે વજીર ભારમલ નમાઝ પઢતો હતો ત્યારે સિદ્ધરાજ જયસિંહ ત્યાં જઈ ચઢયો. ભારમલ નમાઝ પઢી રહ્યો હતો. રાજાના આગમનની જાણ થઈ. રાજાએ પૂછયું કે તમો વાંકા વળી શું કરતા હતા ? ભારમલે કહ્યું કે મારી પેટી નીચે સાપ હતો તે વાંકા વળી, માથું નમાવી હું જોતો હતો; પરંતુ તે મળતો નથી. રાજાએ નોકરોને પેટી હઠાવવા કહ્યું. તેના આશ્ચર્ય વચ્ચે પેટી નીચેથી સાપ નીકળ્યો; પરંતુ ભારમલે ઈસ્લામની સાચી વાતો તક મળતાં રાજા સામે રજૂ કરી દીધી. હઝરત અબ્દુલ્લાહથી પણ સિદ્ધરાજ પ્રભાવિત બન્યો.

આ બનાવ મૌલાના અબૂઝફર નદવી સાહેબે પોતાના પુસ્તક તવારીખે ગુજરાતમાં સવિસ્તાર નોંધ્યો છે.

આ જ રીતે રાજા કરણ પાટણના વલી હઝરત હાજી હૂદ (રહ.)થી પ્રભાવિત બન્યો હતો.

હઝરત મેહમૂદશાહ માંગરોલી (રહ.), હઝરત કુત્બે આલમ (રહ.), હઝરત બાબા અરજુમંદશાહ (રહ.) વગેરે બુઝુર્ગોએ બિનમુસ્લિમ રાજાઓને પ્રભાવિત કરી ઈસ્લામની સત્યતા સાબિત કરી હતી. બુઝુર્ગોનો તબ્લીગનો આ પણ એક તરીકો–રીત રહી છે.

વળી સામાન્ય પ્રજા આ બુઝુર્ગોના અખ્લાક, ખિદમત તથા ઈખ્લાસ–નિસ્પૃહતાથી અંજાઈને ઈસ્લામ તરફ આકર્ષાઈ હતી, જેના લીધે ઈસ્લામ ફેલાયો.

ઈસ્લામના મહાન બુઝુર્ગો અને ધુરંધર આલિમોએ અનેક યાતનાઓ વેઠીને ગુજરાતમાં જે તબ્લીગી સેવાઓ બજાવી છે તે આપણે વિસરી શકીએ તેમ નથી. ચિશ્તી, સુહ્રવર્દી, કલન્દરિયા અને કાદરિયા વગેરે સંપ્રદાયના બુઝુર્ગોએ તબ્લીગમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો. ગુજરાતમાં બિન ઈસ્લામી સરકાર અને મુઠ્ઠીભર મુસલમાનો હોવા છતાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.), હઝરત મેહબૂબે ઈલાહી નિઝામુદ્દીન અવલિયા (રહ.) અને બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) વગેરે બુઝુર્ગોના ખલીફાઓ તેમ જ બાબા રયહાન ભરૂચ (હિ. સ. ૪૩૦ ઈ.સ. ૧૦૩૯), હઝરત સૈયદ સિકંદર માંગરોલી (રહ.), હઝરત મેહમૂદશાહ ઈરાકી (રહ.), હઝરત સુલતાન હાજી હૂદ (રહ.), પીર શિહાબુદ્દીન ઈબ્ને પીર સૈયદ ઝહીરુદ્દીન મુહમ્મદ (રહ.), હઝરત હાજી પીર (રહ.) જેવા મહાન બુઝુર્ગોએ પાટણ, ભરૂચ, સુરત, કાઠિયાવાડ વગેરે સ્થળોએ ઈસ્લામ ફેલાવવા રીતસરની ઝુંબેશ આદરી.

ગુજરાતના ખૂણે ખૂણે કાલલ્લાહ અને કાલર્રસૂલુલ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)નો નાદ ગૂંજાવનારા અવલિયાએ કિરામ જ છે. તેઓએ પોતાનાં જીવન ઈસ્લામ ફેલાવવા માટે સમર્પિત (વકફ) કરી દીધાં. દીન કાજે દુનિયા ત્યાગી એવા મહાન શખ્સો વિશે આપણે જેટલું લખીએ અને જાણીએ એટલું ઓછું છે. તેઓના કાર્યો અને તેમની કુરબાનીઓ તરફ આપણે ઝાઝું લક્ષ આપતા નથી એ ખેદજનક છે. ખરી રીતે તે બુઝુર્ગો અને આલિમોના આ વર્ગે જ ઈસ્લામને જીવંત રાખ્યો છે.

ખરી રીતે તો સૂફિયાએ કિરામ જ 'ઉલમાએ રબ્બાની' અને 'વિરસએ અંબિયા' છે.

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે, મારી ઉમ્મતના ઉલમા સત્ય માર્ગ પામવા અને અલ્લાહ તરફ વાળવામાં બની ઈસરાઈલના પયગમ્બરો સમાન છે.

એક હદીસમાં છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, ઉલમાઓ જ પયગમ્બરોના સાચા વારસદાર છે.

જે લોકો તન, મન ધનથી અંબિયાએ કિરામ અલયહિસ્સલામના હક અદા કરે છે, તેમ જ પોતાની વાણી અને વર્તન દ્વારા અંબિયાએ કિરામના કાર્યો જીવંત રાખે છે તેઓ જ તેમના સાચા વારસદાર છે અને આ સાચો વારસો મેળવવાની પાત્રતા ફકત ઉલમાએ હક, અવલિયા અલ્લાહ અને મશાઈખ સિવાય બીજામાં હોતી નથી.

હઝરત અલ્લામા શીરાઝી (રહ.) ફરમાવે છે કે, ''શરીઅત, તરીકત અને હકીકત એ તો અંબિયાએ કિરામનો વારસો છે. તે વારસો ફકત ઉલમાએ રબ્બાની, મશાઈખો–સૂફીઓ જ ધરાવે છે. તેઓ પોતાના ઈલ્મ, વાણી અને વર્તન દ્વારા અંબિયા અલયહિસ્સલામ સાથે સંબંધ જોડે છે.''

ઈમામે રબ્બાની હઝરત અબ્દુલ્લાહ શેઅરાની (રહ.) લખે છે કે,

"સૂફિયાએ કિરામનો માર્ગ જ મુસ્તકીમ, સર્વોત્તમ અને ઉજજવળ છે. હક તઆલાની મઅરિફતનો રસ્તો જ સર્વોચ્ચ છે. તેના તરફ લોકોને વાળનાર શૈખ તમામ માર્ગદર્શકો કરતાં આગળ છે. આ રસ્તા પર ચાલનાર સઘળા સાલિકો ભાગ્યશાળી છે. સૌથી પહેલાં તેઓ નજાત–મુક્તિ પામશે."

એક બીજી જગ્યાએ હઝરત ઈમામ શેઅરાની (રહ.) ઈર્શાદ ફરમાવે છે કે, "સૂફી એ જ ખરો ફકીહ છે. તે પોતાના ઈલ્મ પર અમલ કરનાર હોય છે."

શૈખ મુહક્કિક આરિફે મુદક્કિક હઝરત મૌલાના મુહમ્મદ ઈબ્ને મહમૂદ હાફિઝ ખ્વાજા પારસા બુખારી નકશબંદી (રહ.) ફરમાવે છે કે,

"અવલિયાએ કિરામ એક એવો વર્ગ છે કે જેમના દિલોમાં ઈમાન મજબૂત કરી દેવામાં આવ્યું છે. હક તઆલા પોતાના ગૈબી ફૈઝ વડે તેમની સહાયતા કરે છે. જેઓએ તેમની સાથે દુશ્મની કરી અથવા તેઓને બદનામ–ફજેત કર્યા તેઓ હલાક થનાર છે."

હઝરત શૈખ અબ્દુલહક મુહદ્દિસ (રહ.) ફરમાવે છે કે એમ ન સમજશો કે તસવ્વુફ એ અહલે સુન્નત વલ જમાઅતના મઝહબથી વિરુદ્ધ છે અથવા એ સૂફિયાએ કિરામનો ફિરકો માત્ર છે. સુન્નતના નૂર વડે ઈસ્લામને જીવંત રાખનારા સૂફીઓ જ છે.

હઝરત જુનૈદ (રહ.) ફરમાવે છે કે અમારો તરીકો (અલ્લાહની) કિતાબ તેમ જ સુન્નત ઉપર રચાયેલો છે. જે કોઈ અમારા રસ્તાના વિરોધી છે તેઓ (દીનથી) ખારિજ અને મરદૂદ છે. જે માણસ હદીસ નથી સાંભળતો, ઉલમાઓ અને ફકીહો સાથે ઉઠબેસ નથી રાખતો

અને અદબ શીખવાડનારાઓથી અદબ નથી શીખતો તે બરબાદ જ થઈ જાય છે.

હુજ્જતુલ ઈસ્લામ ફરમાવે છે કે, અલ્લાહના માર્ગ ઉપર ચાલનારા ફકત અવલિયા અલ્લાહ જ છે. એમની જ સીરત અને અખ્લાક સૌથી ઉચ્ચ છે. એમનો જ રસ્તો બધા રસ્તાઓથી સીધો તથા મજબૂત છે. બધા બુદ્ધિશાળીઓની બુદ્ધિ, બધા જ હકીમોની હિકમતો અને સઘળા ઉલમાએ શરીઅતનો ઈલ્મ સૂફિયાએ કિરામના ઈલ્મના તોલે આવી શકે તેમ નથી. એનું કારણ એક જ છે. સૂફિયાએ કિરામના જીવનના તમામ પાસાં નુબુવ્વતના નૂર સાથે સંકળાયલા છે. આથી પૃથ્વી ઉપર નૂરે નુબુવ્વત સિવાય એવું બીજું નૂર નથી કે જેનાથી કાયમ રોશની મેળવી શકાય.

હુજ્જતુલ ઈસ્લામ ઈમામ ગિઝાલી બીજી એક જગ્યાએ ફરમાવે છે કે; "અવલિયાએ કિરામની કરામાતો અંબિયા અલૈહિસ્સલામની હિદાયત છે."

હઝરત ઈમામ અહમદ કશાશી (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલાએ સૂફિયાએ કિરામને જે સમજ આપી છે તે સમજ ઘણા લોકોને આપવામાં આવી નથી. આથી સૂફિયાએ કિરામના સિદ્ધાંતો સમજમાં નથી આવતા. આના લઈને ઘણા ખરા સૂફીઓની વાતોને આધાર વિનાની માને છે. ખરી રીતે તો તેઓની સમજ બહારની એ વાતો હોય છે.

આ વિશે હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.) લખે છે કે;

"ખુદાની કસમ ! અમો અમારી હદથી આગળ નથી વધતા. અમને જે સમજ આપવામાં આવી છે તે સમજ ઘણાઓને આપવામાં આવેલી નથી હોતી. અમને જે હિદાયત આપવામાં આવી છે તે

આધારે અમો લોકોને અલ્લાહના માર્ગ તરફ બોલાવીએ છીએ. અમને અમારા રબ તરફથી રોશન દલીલ મળી છે.''

અવલિયાએ કિરામે આ અખ્લાકી સુધારણા અને નૈતિક પ્રગતિને પોતાના જીવન ઉદ્દેશોમાંનો એક મુખ્ય ઉદ્દેશ ઠરાવ્યો. પોતે ઉચ્ચ અખ્લાકી સપાટી પર ચીવટાઈપૂર્વક કાયમ રહીને લોકોને પણ એ તરફ બોલાવ્યા. પોતે સદાચારિતા નિતિમતાના નમૂના જનતા સમક્ષ અમલીરૂપે પેશ કર્યા, જેના લઈને લોકોએ તેમને અનુકરણ પાત્ર ગણ્યા. તેઓએ માત્ર પોતાની અખ્લાકી સુધારણાથી સંતોષ ન માન્યો, પણ પ્રજાની–લોકોની, નાત જાતના ભેદ વિના તમામ કોમોની અખ્લાકી અને નૈતિક સુધારણાને જીવન ધ્યેય ઠરાવ્યો. નબવી યુગ પછી અખ્લાકી સુધારણાનું કામ સૌથી વધુ પ્રમાણમાં જો કોઈએ બજાવ્યું હોય તો તે અવલિયાએ કિરામે જ બજાવ્યું. આ રીતે તેઓ નબીઓના વારસદાર ઠર્યા !

માનવ જીવનનું એક મુખ્ય પાસું પરવરદિગારની મુહબ્બત છે. પરવરદિગારની મુહબ્બતમાં માનવી જેટલી લીનતા ગ્રહે એટલી ઓછી છે. કેમ કે ઈન્સાન પર સૌથી વધુ ઉપકારો ખુદાપાકના જ છે. વળી, માનવીને તેની યાદ અને મુહબ્બત વડે જ પેદા કરાયો છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે, ''હે અલ્લાહ ! તું મારી મુહબ્બતને મારી દૃષ્ટિમાં મારા જીવથી, મારા બાલબચ્ચાં અને ઠંડા પાણીથી યે વધુ વહાલી બનાવ !''

કદાચ એ દૃષ્ટિબિંદુએ જ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) ફરમાવે છે કે, જો ખુદાપાક દૃષ્ટિ આપે તો (આશિક) દરેક જગ્યાએ હક વિના કાંઈ ન જુએ ! બીજી એક જગ્યાએ ફરમાવ્યું કે, જો ખુદાપાકની મુહબ્બતમાં આલોક અને

પરલોક (બેઉ જગત) કુરબાન કરી દેવામાં આવે તો ય ઓછાં છે."

અવલિયા અલ્લાહે પોતાની જિંદગી અલ્લાહની મુહબ્બતમાં કુરબાન કરી દીધી. તેમને મન અલ્લાહની મુહબ્બત એ જ જીવન–ભેદ છે. ખુદાપાકની મુહબ્બતથી ખાલી હૃદયને તેઓ મરેલું હૃદય કહે છે. જે નજરોમાં અલ્લાહનો ઈશ્ક વસ્યો નથી તે નજરોને તેઓ આંધળી નજરો કહે છે.

અલ્લાહવાળાઓ ઈશ્કમાં જ જીવે છે. તેમનું ખાવું–પીવું, ઉઠવું. બેસવું, બોલવું–ચાલવું એ બધું જ ખુદાપાકની ઈચ્છા અને તેની ખુશી અનુસાર હોય છે. તેઓ અલ્લાહની મુહબ્બતમાં રહીને પોતાના જીવનને એક ખાસ ઢાળમાં ઢાળી લે છે. તે કુર્આની આદેશ અનુસાર "બેશક, મારી નમાઝ અને મારી કુર્બાની અને મારું જીવન અને મારું મૌત સઘળું આખી સૃષ્ટિના પરવરદિગાર અલ્લાહ માટે છે." આ કુર્આની આદેશ અનુસારનો માનવી પોતાના સઘળા કાર્યો પોતાના સર્જકની ઈચ્છા અનુસાર, તેની ખુશી મુજબ અને તેના કાજે જ કરે છે. પોતાની મરજીને અને પોતાની લાગણીઓને કાબૂમાં લઈ તેના પર અલ્લાહના હુકમો અને ફરમાનોને શ્રેષ્ઠતા આપે છે. પરિણામે "ખુદા ખાતર જ જીવન" એ તેઓનો જીવનમંત્ર બની જાય છે !

અલ્લાહની મુહબ્બત દિલમાં પેંદા કરવાથી માણસના જીવનમાં ઘણો ફેરફાર થાય છે. તે માત્ર એક અલ્લાહને જ પોતાનો રબ માને છે. વહદાનિયત પર તેનું ઈમાન અટલ હોય છે. અલ્લાહ વિના સઘળી વસ્તુને તે તેનું સર્જન ગણે છે, એટલે તેની દષ્ટિમાં પોતાના પાલનહાર વિશેની કેન્દ્રિયતા આવી જાય છે. તે ગમે તેને કે ગમે તેટલાને પોતાના અન્નદાતા, પાલક કે સર્જક માનતો નથી, પણ માત્ર એક અલ્લાહને જ માને છે. પરિણામે શિર્ક કે જે સૌથી મોટો માનવ

ગુનો છે તેનાથી બચી જાય છે. અલ્લાહની સાચી મુહબ્બત પોતાના મનમાં પેદા કરનાર શખ્સ હરપળે અલ્લાહની યાદથી પોતાનું મન પ્રફુલ્લિત રાખે છે. તેની આંખો આગળથી એક એવો પદડો હટી જાય છે, જેને લઈ તે ગુનાહ કરતાં–અવળે માર્ગે ફંટાતા અટકે છે. તે એમ સમજતો અને માનતો થઈ જાય છે કે ખરેખર અલ્લાહ બધે હાજર છે, મારાં કર્મો નિહાળે છે, મને બૂરાં–ભલાં આચરણ કરતાં તે જોઈ રહ્યો છે. એટલે અલ્લાહની મુહબ્બત અને તેની નારાજગી વહોરવાની બીક માણસને ગુનાહ કરતાં અટકાવે છે.

હઝરત શૈખ હિજવેરી (રહ.) ફરમાવે છે કે, "જ્યારે માણસ એમ વિશ્વાસપૂર્વક માને છે કે, ખુદાપાક તેને જોઈ રહ્યો છે તો તે કદિ એવું કામ નહિ કરે જેને લઈને કિયામતના દિને ખુદા સમક્ષ તેને શરમિંદા થવું પડે !"

આ બધા કથનોથી એ સાબિત થાય છે કે અવલિયા અલ્લાહે માનવ જગતને જે માર્ગ ચીંધ્યો છે તે સીરાતે મુસ્તકીમ છે. માનવ જગતનો ઉદ્ધાર તેનાથી જ થઈ શકે તેમ છે. અવલિયાએ કિરામે પોતાનું સર્વસ્વ જીવન ફકત અલ્લાહના માર્ગ તરફ વાળવા પાછળ જ ગાળી દીધું. ફકત અલ્લાહના રસ્તા ઉપર આવવાથી જ લોકો સાચું સુખ મેળવી શકે તેમ છે. અવલિયાએ કિરામે તે માટે તનતોડ મહેનત કરી. આમ છતાં અવલિયાએ કિરામના આ પ્રયાસો, અવલિયાએ કિરામના જીવનના સાચા ઉદ્દેશ તથા નસીહત–ઉપદેશ અવગણવા એ મોટામાં મોટી નગુણાઈ છે.

આજે આપણે અવલિયાએ કિરામના જીવનનો સાચો ઉદ્દેશ અવગણ્યો છે. અવલિયાએ કિરામના ઈશ્કના નામે તેઓએ અપનાવેલો તથા બતાવેલો સીરાતે મુસ્તકીમનો માર્ગ છોડી શરીઅત વિરુદ્ધના કાર્યોમાં વળગી પડયા. આજે અવલિયાએ કિરામના

મઝારાત પર અથવા અવલિયાએ કિરામના નામે જે શરીઅત વિરુદ્ધના કાર્યો કહો કે ધતીંગો થઈ રહ્યાં છે તે શરમજનક છે. શરમજનક એટલા માટે કે તે શરીઅત અને બુઝુર્ગોના નામે થઈ રહ્યાં છે. કોઠાઓમાં તથા વૈભવી હોટલોમાં પાપ આચરતી ગાનારીઓ તથા દારૂના નશામાં વ્યસ્ત રહેતા એવા કવ્વાલોને આ પવિત્ર મઝારાત ઉપર અકીદતના નામે બોલાવી કવ્વાલીઓ ગોઠવાય છે. શરીઅતની પારાશીશીમાં અને વલીઅલ્લાહની દષ્ટિમાં આ એક શયતાની તથા હલકાઈભર્યું કૃત્ય છે. આવા અનેક ધતીંગો અને બિદઅતો ફકત અલ્લાહના વલીઓના નામે કરાય છે.

અવલિયા અલ્લાહના સાચા જીવનની પયરવી છોડીને જે ચીજો ન કરવાની આ અલ્લાહના વલીઓએ મના ફરમાવી છે એ જ અપનાવવામાં આવી રહી છે અને તે ય આ વલીઓના નામે, આ કેટલી બધી નફટાઈ–બેશર્મી છે.

મારી આ કિતાબમાં અવલિયાએ કિરામની તબ્લીગી સેવાઓ, ઈલ્મ પ્રત્યેની તેઓની લગન, અલ્લાહના ઈશ્ક અને સુન્નતની સાચી પયરવી વગેરે બાબતો તેઓના પાક જીવન સાથે આવરી લેવાઈ છે.

કિતાબમાંનું સાહિત્ય મુસ્તનદ–આધારભૂત કિતાબોમાંથી લેવામાં આવેલ છે. જરૂર પડી છે ત્યાં તેના હવાલા આપ્યા છે. કેટલાક વલીઓના પૂરતા હાલાત મળતા હોવા છતાં લંબાણના ભયે તે ટૂંકાવ્યા છે. જેમ કે અહમદાબાદના બુઝુર્ગો હઝરત કુત્બે આલમ (રહ.), હઝરત શાહે આલમ (રહ.), હઝરત શાહ વજીહુદ્દીન ગુજરાતી (રહ.)ના આધારભૂત હાલાત પ્રાપ્ય છે. આ બુઝુર્ગોના જીવન–કવન વિશેના મારા જુદા પુસ્તકો અગાઉ બબ્બે–ત્રણ ત્રણ વાર પ્રગટ થઈ ચૂકયાં છે. વળી અહમદાબાદ વિભાગમાં ત્યાંના જાણીતા અવલિયા જ આ પુસ્તકમાં લીધા છે. "અહમદાબાદના

અવલિયા'' નામક એક આગવું પુસ્તક લખેલ છે જે બે વાર પ્રસિદ્ધ થઈ ગયેલ છે. તેની ત્રીજી આવૃત્તિ છપાઈ રહી છે. કિતાબની પૃષ્ઠ સંખ્યા વધી જવાના ભયે અહીં આ બુઝુર્ગોના જીવન સંક્ષિપ્તમાં આપ્યા છે. ઘણા પ્રયાસો છતાં કેટલાક બુઝુર્ગોના વિશ્વાસપાત્ર હાલાત મળતા નથી. આમ છતાં ય જે કાંઈ મવાદ અહીં પ્રસ્તુત કર્યા તે મુસ્તનદ છે. અલ્લાહ પાકનો અનહદ શુક્રગુઝાર છું કે મારા જેવા ગુનેહગાર અને અલ્પજ્ઞને તેના પાક બંદાઓના જીવનની ઝાંખી કરાવવાની તક આપી. મારા આ નમ્ર પ્રયાસને અલ્લાહપાક કબૂલ ફરમાવી નજાતનો ઝરીઓ બનાવે, આમીન.

અબ્દુલ્લાહ એમ. પટેલ

તા. ૧૨–૧૧–૯૧

૧૮૧૩, કાંચની મસ્જિદ
જમાલપુર,
અહમદાબાદ–૧



بسم الله الرحمن الرحيم

# ભરૂચ

- સંક્ષિપ્ત ઈતિહાસ
- સુન્ની વહોરા પટેલો
- મો'લેસલામ
- ભરૂચના અવલિયાએ કિરામ

## ભરૂચની તવારીખ

- નર્મદાના તીરે
- તવારીખમાં ભરૂચનું મહત્ત્વ
- ગંધાર અને કાવી
- હાંસોટ
- જંબુસર અને વાગરા
- ભાડભૂત
- ભરૂચમાં મુસ્લિમ શાસન–સંક્ષિપ્તમાં
- ભરૂચનો નવાબી દૌર
- ઈ. સ. ૧૭૮૩માં જુદી જુદી ચીજવસ્તુઓના ભાવ
- ભરૂચમાં અશાંતિ
- વહોરા પટેલો
- મો'લેસલામો
- ભરૂચનાં કેટલાંક પુસ્તકાલયો
- જુમ્આ મસ્જિદ
- મદ્રસા–મસ્જિદ
- ઈદગાહ
- ભરૂચનો કિલ્લો
- બાગ
- આઝાદીની ચળવળ અને મુસલમાનો
- ભરૂચ જિલ્લાના મદ્રસા
- હોસ્પિટલ, મુસાફરખાનું અને હાઈસ્કૂલો

## ભરૂચના અવલિયાએ કિરામ

- ♦ હઝરત રબીઅ બિન સબીહ બસરી હિન્દી (રહ.) –ભાડભૂત
- ♦ બાબા સૈયદઅલી રયહાન (રહ.) –ભરૂચ
- ♦ સૈયદ શરફુદ્દીન (રહ.) –શેરપુરા
- ♦ હઝરત બાબા ગોર (રહ.) –રતનપુર–ઝઘડિયા
- ♦ સૈયદ સુલતાન બ્રાજીત (રહ.) –ભરૂચ
- ♦ સૈયદ શરફુદીન મશહદી (રહ.) મખદૂમપુર–ભરૂચ
- ♦ મૌલાના શૈખ મુહમ્મદ (રહ.) –ભરૂચ
- ♦ મૌલાના બદ્ર કિવામ (રહ.) –ભરૂચ
- ♦ શૈખ મુબારક (રહ.) –ભરૂચ
- ♦ શૈખ હસન સરમસ્ત (રહ.) –ભરૂચ
- ♦ સૈયદ કમાલુદ્દીન કઝવીની (રહ.) –ભરૂચ
- ♦ સૈયદ યમીનુર્રહમાન (રહ.) –ભરૂચ
- ♦ હઝરત નનામિયાં (રહ.) –ભરૂચ
- ♦ શૈખ હુસૈન મુહમ્મદ (રહ.) –ભરૂચ
- ♦ મૌલાના અતા (રહ.) –ભરૂચ
- ♦ શૈખ સાલાર ભરૂચી (રહ.) –ભરૂચ

- ♦ શૈખ અહમદ કાઠ (રહ.) –ભરૂચ
- ♦ સૈયદઅલી બગદાદી (રહ.) –ભરૂચ
- ♦ મૌલાના ગિયાસ (રહ.) –ભરૂચ
- ♦ ખતીબ કાલાનેરી ઉર્ફે કાલે પહાડ (રહ.) –ભરૂચ
- ♦ શૈખ ફત્હુલ્લાહ (રહ.) –ભરૂચ
- ♦ મૌલાના અબૂબકર મુહમ્મદ (રહ.) –ભરૂચ
- ♦ મૌલાના મુહમ્મદ મુરાદ (રહ.) –ભરૂચ
- ♦ કાઝી સદરુદ્દીન (રહ.) –ભરૂચ
- ♦ હઝરત બુઢન ચિશ્તી (રહ.) –ભરૂચ
- ♦ કાઝી ઈસ્માઈલ ઈસ્ફહાની (રહ.) અહમદાબાદ. (ભરૂચના કાઝી)
- ♦ સૈયદ પીર છતર (રહ.) –ભરૂચ
- ♦ સૈયદ અહમદ એદરૂસ (રહ.) –ભરૂચ
- ♦ સૈયદ અબ્દુલ્લાહ એદરૂસ (રહ.) –ભરૂચ
- ♦ અલ્લામા સિબ્ગતુલ્લાહ ભરૂચી (રહ.) –મદીના શરીફ
- ♦ સૈયદ અબ્દુર્રહમાન ભરૂચી (રહ.) –અહમદાબાદ
- ♦ મૌલાના ઈસ્હાક ભરૂચી (રહ.) –ભરૂચ
- ♦ મૌલાના હકીમ રૂહુલ્લાહ (રહ.) –ભરૂચ

- સૈયદ અબ્દુલહલીમ કાદિરી (રહ.) અંકલેશ્વર
- હઝરત સરવર શાહ (રહ.) –સારોદ
- શૈખ ઈબ્રાહીમ શત્તારી ભરૂચી (રહ.) બુરહાનપુર
- હઝરત બાબા રુસ્તમ (રહ.) –પરીએજ
- સૈયદ મુહમ્મદ શામી (રહ.) –ઓસારા
- હઝરત પીર મઝહર શાહ (રહ.) કંથારીઆ
- પીર સૈયદ મુહમ્મદ કુત્બુદીન રિફાઈ (રહ.) –કંથારીઆ



## નર્મદાના તીરે

નર્મદા ! અય નર્મદા ! અય જાદએ બહરે અરબ !
ગરચે તૂ હિંદી હય લેકિન ઝાદએ બહરે અરબ !

હાં ગુઝિશ્તા કારવાંકા તૂ નિશાને રાહ હય.
હિન્દમેં ઈસ્લામકી તારીખસે આગાહ હય.

જાનતી હય તૂ મેરી તારીખકા પોશીદા રાઝ
તેરે દરવાઝે પે ઠેહરા થા મેરા પેહલા જહાઝ

હિન્દમેં ઈસ્લામકે અન્જામકા આગાઝ તૂ
ચાર સદિયોં તક રહી ઈસ્લામકી દમસાઝ તૂ

રિશ્તએ હિન્દો અરબ તુઝસે હુવા થા ઉસ્તુવાર
તેરે સાહિલકા હરેક ઝર્રા હય ઉસકી યાદગાર

આજ કિસ્કો યાદ હૈ વો દાસ્તાને પાસવાં
તેરે સાહિલ પર જબ ઉતરા થા અરબકા કારવાં

તેરા હર કતરા હયાતે નવકા એક તાઝા પયામ
ઈસ તને આબીમેં તેરા ખૂન દૌડા હય દવામ

તૂ હય દર્યાઈ પરી ! યા શાહિદે આલમ હય તૂ !
ઈસ સમન્દરકે ગલેમેં શહ રગે આ'ઝમ હય તૂ !

અય ભરૂચ ! અય ખાતિમે અંગુશ્તે સૈદે નર્મદા !
તેરે અહદે રફતહકી બાકી રહે ઈઝ્ઝત સદા

તૂતિયાએ ચશ્મે ઝાહિર આજ તેરી ખાક હય
તેરા સાહિલ યાદગારે ઉમ્મતે 'લવલાક' હય

**-મવ. સચ્યિદ સુલયમાન નદ્‌વી (રહ.)**

## ભરૂચ

ભરૂચ શહેર "ભૃગુ" ઋષિએ વસાવ્યું હોવાનું કહેવાય છે. આ જિલ્લો લગભગ ૫૪ માઈલ લાંબો અને ૨૦ થી ૪૦ માઈલ પહોળો છે. નર્મદા નદીની કુલ લંબાઈ લગભગ સાડા સાત સો માઈલ છે. એ અમરકંટકના ૩૫૦૦ ફૂટ ઊંચા પહાડમાંથી નીકળી વિંધ્યાદ્રિ અને સાતપૂડાના પર્વતની વચ્ચેથી પસાર થઈ ગુજરાતમાં આવે છે. ભારતની મહા નદીઓમાંની આ એક મહા નદી છે. નર્મદા અને ઢાઢર એ બે નદીઓ ખંભાતના અખાતમાં જઈ અરબી સમુદ્રમાં ભળી જાય છે.

ભરૂચ પાસે આવેલા બેટમાં કબીરવડ છે. તેના ત્રણ હજાર નાના અને ત્રણ સો પચાસ મોટા થડ છે. તેની જડે લગભગ બે હજાર ચોરસ માઈલ જેટલી જમીન ઘેરી લીધી છે.

ભરૂચ જિલ્લામાં અનાજમાં જુવાર, રૂ, તલ, તુવેર, ઘઉં અને ચોખા ઉત્પન્ન થાય છે. પ્રાણીઓમાં ત્યાં ગાય, ભેંસ, ગધેડા, ટટ્ટુ, બકરાં, ઘેટાં ઉપરાંત જાનવરોમાં હરણ, વરુ, સસલાં અને શિયાળ જોવા મળે છે. માછલાંનું પ્રમાણ ત્યાં વિશેષ છે.

ભરૂચ ઘણું પ્રાચીન છે. અશોકના સામ્રાજયમાં ભરૂચ–લાટનો સમાવેશ થતો હતો. ક્ષત્રપોના કબજા હેઠળ પણ તે રહ્યું હતું.[૧] ક્ષત્રપના સિક્કાઓ પણ ભરૂચમાંથી પ્રાપ્ત થયા છે. ગુપ્તોના સિક્કાઓ પણ ભરૂચમાંથી પ્રાપ્ત થયા છે. "પેરીપલ્સ"નો લેખક તથા ટોલેમી પણ ભરૂચ શહેરનો ઉલ્લેખ કરે છે. ભરૂચના રાજાઓ તરીકે પહેલ વહેલો ઉલ્લેખ ગુર્જર રાજાઓનો જોવા મળે છે. વિ. સં.

---

[૧] રુદ્રામમનૂનો ગિરનારનો શિલાલેખ

૪૮૬ ના ભરૂચના ગુર્જર રાજા દદ્દ પહેલાના અનુયાયી જય ભટ્ટના દાનપાત્રમાં આશ્રમેશ્વર–જંબુસર શિહુગ્રામ–શીગામ, ગોલી આવલી–ગોલેલ તથા જમ્ભ–જામૂડી વગેરે ગામોનો **ભરૂકચ્છ વિષયના ગામો** તરીકે ઉલ્લેખ જોવા મળે છે. જય ભટ્ટના અનુયાયી દદ્દ બીજાના શક સંવત ૩૮૦, ૩૮૫, ૪૦૦ અને ૪૧૭ના ચાર દાનપત્રોમાં શિરિબપદ્ર–શિશોદ્રા, અકૂરેશ્વર–અંકલેશ્વર તથા જંબુસર બ્રાહ્મણોને દાનમાં આપ્યાનો ઉલ્લેખ છે. આ ઉપરાંત વલણ, વર્નેરા–વલનેર, સરથુઆ–સરથાન વગેરેનો ઉલ્લેખ જોવા મળે છે. અત્યારની ભરૂચ જિલ્લાની વસતિનાં મૂળ આ ગુર્જર રાજાઓના વખતમાં જોવા મળે છે.[૧] ઈ. સ. છટ્ઠા શતકના જ્યોતિષી વરાહમિહિરે પશ્ચિમ ભારતના એક દેશ તરીકે ભૃગુકચ્છનો ઉલ્લેખ કર્યો છે. હ્યુએન સંગે પણ ભરૂચ અંગે નોંધ કરી છે. એ જ શતકમાં આરબોએ ભરૂચ ઉપર હુમલો કર્યો હતો. આ વખતે લાટ દેશ ચાલુકયોના હાથમાં હોય એમ જણાય છે અને ચાલુકયો પાસેથી નવમા શતકના આરંભમાં માલખેડના રાષ્ટ્રકુટોના હાથમાં આવ્યો. **રાષ્ટ્રકુટ ગોવિંદ ત્રીજાના શક ૭૩૪** તથા **૭૪૪ ઈ.સ. ૮૧૨** તથા **૮૨૭**ના **દાનપત્રો** લાટનો વિજય કર્યાનું તથા પોતાના ભાઈ કર્કરાજને આ પ્રદેશ દાનમાં આપ્યાનું નોંધે છે.

ભરૂચ બે હજાર વર્ષ પહેલાંનું બંદર છે. હઝરત મૌ. અબૂ ઝફર નદવી સાહેબે 'ગુજરાતકી તમદ્દુની તારીખ'માં 'ભરૂચ'ને અતિ પ્રાચીન અને મોટું બંદર તરીકે ગણાવ્યું છે. ઈ.સ.ના આરંભમાં રોમન બાદશાહ ઓગસ્ટસ સીઝર પાસે આ દેશમાંથી જે એલચીઓ ગયેલા તેમાં એક ભરૂચનો વતની ઝારમેનીસીંગસ હતો. એ વખતે ભરૂચના બંદરે અરબસ્તાન, ઈજિપ્ત, ઈરાન અને બીજા દેશોના

---

[૧] ભૃગુપુર પૃષ્ઠ ૨૪ થી ૨૬

બંદરોના અનેક વહાણો આવીને લાંગરતા. અફઘાનિસ્તાન, પૂર્વ તથા મધ્ય હિન્દુસ્તાનનો માલ જમીન રસ્તે સિંધ અને ઉજ્જૈન થઈ અને દક્ષિણાપથનો પૈઠણ થઈ ભરૂચ આવી અરબસ્તાન વગેરે દેશો તરફ જતો. ઈજિપ્ત, અરબસ્તાન, રોમ વગેરે પરદેશનો માલ એ જ રસ્તે દેશના અંદરના ભાગમાં જતો. આ વેપારથી રોમનું પુષ્કળ સોનું આ દેશમાં ઘસડાઈ આવતું. એ વખતે ભરૂચ કેવળ માલની લેવડદેવડથી જ સંતુષ્ટ ન હતું, પણ અનેક પ્રકારનો માલ ભરૂચમાં તૈયાર થતો. છેક જુના કાળમાં પણ ઝીણું, સુંદર કારીગરીવાળું કાપડ તૈયાર કરવા માટે ભરૂચ પ્રખ્યાત હતું. હિજરી સન ૩૦૩ ઈ.સ. ૯૧૫માં અબુલ હસન અલી બિન હુસૈન "**મસ્ઊદી**" હિન્દમાં આવ્યો હતો. તેણે પોતાના ઈતિહાસ "મુરવ્વિજુઝ્ઝહબ"માં ભરૂચનો ઉલ્લેખ કર્યો છે. તે લખે છે, ".....ત્યાર પછી હિન્દના કિનારે કિનારે માણસ ભરૂચના કિનારા પર્યંત પહોંચે છે અને ત્યાંથી ચીન પર્યંત. એ જ ભરૂચ શહેરના "ભાલા" મશહૂર છે. એ જ કારણથી તે "ભરૂચી ભાલા" કહેવાય છે...."[૧]

ઈસવી સન ૧૬૩૮માં "મેન્ડેલસ્લો" નામનો મુસાફર ભરૂચ આવેલો. તેણે ભરૂચ અંગે નોંધ્યું છે કે, ભરૂચથી અરબસ્તાન જવા વહાણો માર્ચમાં ઉપડતા તે સપ્ટેમ્બરમાં પાછા ફરતા. અરબસ્તાનથી ભરૂચમાં સોનું રૂપું, પરવાળાં, કેરબો, રાતો રંગ, બુંદ (કોફી), અફીણ આવતું. ભરૂચથી અરબસ્તાન રૂ, કાપડ, ગળી, કપૂર, મરી, ગંધક, રાબ જેવા ધૂપ, ફટકડી, આમલી, આથેલા મેવા–અથાણા અને બીજા મસાલા જતા. ઈરાનથી કિનખાબ, રેશમી કાપડ, મખમલ, કામલેટ, મોતી, સૂકો મેવો અને ગુલાબ જળ આવતું. ભરૂચથી વહાણો ઈરાન જવા જાન્યુઆરી–ફેબ્રુઆરીમાં નીકળતા,

[૧]સિલસિલતુત્ તવારીખ પૃષ્ઠ ૨૮, પેરીસ પ્રિન્ટ

તે એપ્રિલ–મે મહિનામાં પાછા ફરતા.

૧૭મા શતકના આરંભમાં ડચ લોકોએ તથા અંગ્રેજોએ ભરૂચના વેપારથી આકર્ષાઈ કોઠી નાંખી. ૧૭મા શતકમાં દુનિયાના કોઈ પણ ભાગમાં ભરૂચ જેટલું કાપડ તૈયાર થતું ન હતું. ઈ.સ. ૧૮૨૦માં કર્નલ વિલીયમ લખે છે કે એ વખતે ભરૂચમાં પરદેશ ચઢાવવા માટે દર વર્ષે ચાર લાખ પચ્ચીસ હજાર રૂપિયાનું કાપડ તૈયાર થતું. ઈ.સ. ૧૮૪૯માં ડેવિડ લખે છે કે પચ્ચીસ વરસ પહેલાં અરબસ્તાનમાં હજારો વાર કાપડ ભરૂચથી જતું હતું.

ભરૂચ જિલ્લાનો ઈતિહાસ તથા તેમાં વસતી કોમોની લગતી માહિતી જોતા પહેલાં આપણે તેના કેટલાક સ્થળોની ટૂંકી માહિતી મેળવીશું.

**ગંધાર અને કાવી :–** બલાઝરીએ 'કુન્દહાર' શબ્દ વાપર્યો છે. કેટલાક ઈતિહાસકારો લખે છે કે "કુન્દહાર" એ કાબુલમાં આવેલા "કન્દહાર" માટે વાપરવામાં આવેલ શબ્દ નથી, પરંતુ એ શબ્દ ગંધારનું અરબી રૂપ છે. ગંધાર એક મોટું બંદર હતું. અબુલ ફઝલે પણ એનો ઉલ્લેખ કર્યો છે. આરબો આ સ્થળે આવ્યા હતા. આરબો ગંધાર અને ભરૂચ માર્ગે ઠેઠ "ચાંચવેલ" સુધી પહોંચ્યા હતા.

ગંધાર અને કાવી વિશે ઈબ્ને બતૂતા લખે છે કે, "કાવીથી નીકળી અમે ગંધાર પહોંચ્યા. હિન્દુઓનું આ શહેર સમુદ્ર કિનારે આવેલું છે, ત્યાંના રાજાનું નામ "જયસિંહ" છે. આ રાજા ઈસ્લામના બાદશાહના હાથ નીચે છે અને તે ખંડણી ભરે છે. અમે ગંધાર આવ્યા ત્યારે આ રાજાએ અમારો આદર–સત્કાર કર્યો. ખ્વાજા વહોરાના પુત્ર અને કેપ્ટન ઈબ્રાહીમ પણ આ રાજાના મહેલમાં અમને મળ્યા. કેપ્ટન ઈબ્રાહીમના પોતાની માલિકીના છ જેટલા જહાઝો છે. આ

શહેરમાંથી અમે સમુદ્રમાં રવાના થયા.....''[૧]

જંબુસર તાલુકાનું કાવી ઘણું પ્રાચીન છે. જૈનોનું તે જાત્રા સ્થાન છે. અહીં મુસલમાન વહોરાઓની સારી એવી વસતિ છે. તેમણે જંગે આઝાદીમાં મહત્ત્વનો ફાળો આપેલ છે.

ખલીફા મન્સૂર અબ્બાસીના કાળમાં હિશામ બિન ઉમર તગલબીએ હિન્દ ઉપર હુમલો કર્યો ત્યારે ભરૂચથી ગંધાર ગયો હતો. ત્યાં તેણે ૧૦૦ હાથ લાંબો લોખંડનો મિનારો જોયો હતો. આ મિનારો તલવારો તોડી બનાવવામાં આવેલ હતો.

(ઈસ્લામી હિન્દકી અઝમતે રફતા પૃષ્ઠ ૧૯૫)

**હાંસોટ :–** તવારીખી સ્થળ છે. મુસલમાન શૈખોની સારી એવી વસતિ છે. ફિરંગી મેન્યુઅલ ડી લીમા હાંસોટ ગયો હોવાનો ઉલ્લેખ છે. દ. કેસ્ટ્રો આ ફિરંગી વિશે લખે છે કે તેણે ગુજરાતના બીજા સ્થળોની જેમ ઘણો ત્રાસ વર્તાવ્યો. દરિયાઈ વેપારથી સમૃદ્ધ ધનવાન લોકોને તેણે અહીં લૂંટયા. આ બંદર ઉપર તેણે સ્ત્રીઓને પણ કતલ કરવામાં બાકી નથી રાખ્યું ![૨]

**જંબુસર અને વાગરા :–** ભરૂચ જિલ્લાના આ સ્થળો મુખ્ય મથકો તરીકે પ્રાચીનકાળથી જ પ્રખ્યાત છે. જંબુસર તાલુકાના દેવલા અને ટંકારીબંદર ગામો ભૌગોલિક અને ઈસ્લામી તવારીખની દષ્ટિએ નોંધપાત્ર છે. ગુજરાતના સુલતાનોની કેટલીક લશ્કરી ટુકડીઓ વાગરામાં પડાવ નાંખતી હતી. ગુજરાતનો સુલતાન બહાદુરશાહ લશ્કર લઈ 'વાગરા' પહોંચ્યો હતો.[૩] અંગ્રેજોનું અનામત લશ્કર જંબુસરમાં રહેતું હતું.[૪]

---

[૧]પ્રો. કોમીસેરિયેટ [૨]સ્ટડીઝ ઈન હિસ્ટ્રી ગુજ. પૃષ્ઠ–૩૨ [૩]–મિરાતે સિકંદરી [૪]–બોમ્બે ગેઝેટ

**ભાડભૂત** :– ભરૂચ પાસે નર્મદા કિનારેનું ઐતિહાસિક સ્થળ છે. આરબોના હુમલા આ બંદર ઉપર નોંધાયા છે. આરબોના ભાડભૂત ઉપરના આક્રમણની વિગત આપણે હઝરત રબીઅ બિન સબીહ બસરી (રહ.)ના જીવનચરિત્રમાં જોઈશું. દર ૧૮ વર્ષે અધિક ભાદરવા માસમાં અહીં હિન્દુઓનો મેળો ભરાય છે.

હવે ભરૂચ શહેર અને જિલ્લાની તવારીખ ઉપર દષ્ટિ કરીશું. ત્યાંના કેટલાક ઐતિહાસિક પ્રસંગો નોંધપાત્ર છે. જેમ કે ભરૂચનો નવાબી દૌર અને પારસીઓ તથા મુસલમાનો વચ્ચેનું હુલ્લડ.

ઈ. સ. ૧૩૦૦માં મુસલમાન સત્તાની ગુજરાતમાં શરૂઆત થઈ. અલપખાન ૧૬ વર્ષ સુધી ગુજરાતનો સૂબો રહ્યો, ભરૂચ પણ તેને તાબે હતું.

એ પછી સુલતાન મુબારક કુત્બુદીનના સસરા મલિક ઝફરખાન દીનાર ગુજરાતનો સૂબો બન્યો.

ઈ. સ. ૧૩૪૭માં દિલ્હીથી મુહમ્મદ તઘલખ જાતે ભરૂચ આવ્યો. ભરૂચમાં થોડો વખત મુકામ કર્યો અને ભરૂચ ઉપરાંત ગુજરાતના બીજા પ્રદેશોના મહેસૂલની કડક વસૂલાત કરી[1] ભરૂચથી સુલતાન દેવગિરિ ગયો.

એ પછી ફીરોઝશાહ તઘલખની આણ નીચે ગુજરાત આવતાં ભરૂચ પણ એના તાબે થયું. ૧૩૬૩માં તે ગુજરાત આવ્યો. તેના હુકમથી ઈ. સ. ૧૩૭૭ થી ૧૩૯૧ સુધી મલિક મુફર્રા ફરહતુલ મુલ્ક ઉર્ફે રાસ્તીખાન ગુજરાતનો સૂબો નીમાયો.

---

[1] ઈલિયટ, રાસમાળા પૃષ્ઠ ૨૦૦

ફીરોઝશાહના મરણ પછી ગુજરાતનો સૂબો ઝફરખાન (મુઝફ્ફરશાહ) ગુજરાતનો સ્વતંત્ર સુલતાન બન્યો. ઈ.સ. ૧૪૧૧ થી ૧૪૪૩ સુધી અહમદશાહ બાદશાહ ગુજરાતનો સ્વતંત્ર સુલતાન બન્યો. એ પછી ભરૂચ પણ ગુજરાતના સુલતાનોના તાબા હેઠળ રહ્યું.

ઈ.સ. ૧૫૨૭માં ગુજરાતના સુલતાન બહાદુર શાહે ભરૂચનો કોટ બનાવડાવ્યો.

ઈ.સ. ૧૫૩૪માં મોગલ બાદશાહ હુમાયૂએ બહાદુરશાહ પાસેથી ભરૂચ પડાવી લીધું, પરંતુ ઈ.સ. ૧૫૩૬માં બહાદુરશાહે ફરીથી રૂમીખાન તથા ખાનજહાનની મદદથી ભરૂચ કબજે કરી લીધું.[૧]

ઈ.સ. ૧૫૪૩માં ગુજરાતના સુલતાન મુહમ્મદશાહ ત્રીજાએ ભરૂચની જાગીર ઈમાદુલ મુલ્કને આપી.

ઈ.સ. ૧૫૪૩માં અકબર બાદશાહે ભરૂચ જીતી લીધું. અકબર બાદશાહ ભરૂચ આવ્યો ત્યારે બેગમ બીબી સાહેબાએ પોતાના પુત્ર ચંગીઝખાનને જુઝારખાન હબશીએ દગાથી મારી નાંખ્યો છે એવી ફરિયાદ કરી. અકબર બાદશાહે જુઝારખાન હબશીને હાથીના પગ તળે કચડી મારી નંખાવ્યો. ભરૂચનું ચીંગસપરા–ચંગીઝપુર ચંગીઝખાને વસાવેલું છે.[૨] અકબરના વખતમાં ભરૂચના ૧૨ પરગણા હતા.[૩] મૌ. અબૂઝફર નદવી સાહેબ પણ પોતાના એક ઈતિહાસમાં ૧૨ પરગણા જણાવે છે. દહેજ પરગણાના બે ગામ દરિયામાં ડૂબી ગયા હોવાનો આપે ઉલ્લેખ કર્યો છે.

---

[૧] અર્સકિન્શ ઈતિહાસ પ્રકરણ ૧૨ અને "હુમાયૂ" પૃષ્ઠ ૭૭ થી ૮૨

[૨] ચંગીઝખાનનું વર્ણન આગળ હઝરત બાબા રયહાન (રહ.)ના વૃત્તાંતમાં પાદટીપ (હાંસિયા)માં આવશે.

[૩] આઈને અકબરી ભા. ૧ પૃષ્ઠ ૩૩૩

ઈ.સ. ૧૬૦૬ હિજરી ૧૦૧૫માં ભરૂચના પ્રખ્યાત મશાયખ અલ્લામા સિબ્ગતુલ્લાહ (રહ.) મદીના ખાતે વફાત પામ્યા. શાહી ફરમાનથી અલ્લામા સાહેબના સાહબઝાદાઓને ભરૂચ પાસેના 'વડવા' ગામની સીમ તળની કેટલીક જમીન ભેટ આપવામાં આવી.

ઈ.સ. ૧૬૧૬માં ભરૂચમાં કોઠી સ્થાપવાની બાદશાહ જહાંગીરે અંગ્રેજોને પરવાનગી આપી. ઈ.સ. ૧૬૧૭માં ડચ લોકોને પણ આ રીતે ભરૂચમાં કોઠી સ્થાપવાની પરવાનગી મળી. ભરૂચના નામાંકિત હકીમ અને પીર હઝરત હકીમ રૂહુલ્લાહ (રહ.)ને શહેનશાહ જહાંગીરે ભરૂચ પાસે આવેલું ''થામ'' ગામ ભેટ આપ્યું હતું. હકીમ રૂહુલ્લાહ સાહેબ રાજવૈદ–શાહી હકીમ હતા.

ઈ.સ. ૧૬૫૫ હિ.સ. ૧૦૬૫માં શાહજહાં તરફથી હઝરત સૈયદ અહમદ એદ્રુસ (રહ.)ના વંશજોને ભરૂચ તાલુકાનું ''ઉમરાજ'' ગામ ખાનકાહના ખર્ચ માટે આપવામાં આવ્યું હતું.

ઈ.સ. ૧૬૫૮માં બાદશાહ શાહજહાં બીમાર પડયો. તેના ચારે પુત્રો સત્તા માટે માંહોમાંહે લડી પડયા. શાહઝાદા દારા ભરૂચ ભાગી આવ્યો. તેને પકડવા શાહઝાદા ઔરંગઝેબ ભરૂચ આવ્યા. (ઈ.સ. ૧૬૬૦) ભરૂચના લોકોએ દારાને મદદ કરવાથી ભરૂચને ઘેરો ઘાલવામાં આવ્યો. ભરૂચનો કોટ તોડી ઔરંગઝેબ લશ્કર સાથે શહેરમાં ઘુસ્યા. જે લોકો સામે થયા તેમને મારી નાંખ્યા. અહીં ઔરંગઝેબને પીવાના પાણીની ઘણી મુશ્કેલી પડી. આથી ભરૂચને તેણે ''સૂકાબાદ'' Dry City નામથી સંબોધ્યું.[૧]

ઈસવી સન ૧૬૮૧માં શહેનશાહ ઔરંગઝેબને ખબર મળી કે ભરૂચના મોમનાઓના પીર તરીકે ઓળખાતા હઝરત સૈયદ સાજીને

---

[૧] ઓરિએન્ટલ મેમોયર પિકલટન્સ કલેકશન ઓફ ઈન્ડિયા પૃષ્ઠ ૩૧૪

મોમનાઓ ઘણી અંધ અકીદતથી માને છે. તેના પગના અંગૂઠા ધોઈ પાણી પીએ છે. તેનામાં શી રૂહાની શકિત છે તે જાણવા તેને દિલ્હી દરબારમાં હાજર થવા ફરમાન મોકલ્યું. આ ફરમાનથી સૈયદ સાજી હેબતાઈ મરણ પામ્યો. આ કારણથી તેના શ્રદ્ધાળુ મોમના ઉશ્કેરાયા. હુલ્લડ મચાવી ભરૂચનો કિલ્લો તેમણે કબજે કરી લીધો. ઔરંગઝેબે નીમેલા ભરૂચના સૂબાએ તેઓને ત્યાંથી મારી હઠાવ્યા. [૧]

ઈસવી સન ૧૬૯૬માં સુરત અને ભરૂચ બંદરેથી મક્કા જતા હાજીઓને 'એવરી' નામના એક અંગ્રેજ ચાંચિયાએ લૂટી લીધા હતા. આથી શાહી ફરમાનથી કેટલાક અંગ્રેજ વેપારીઓને જેલમાં ધકેલી દેવામાં આવ્યાં. [૨]

ઈસવી સન ૧૭૨૨માં દિલ્હીના બાદશાહ મુહમ્મદશાહે દીવાન નિઝામુલ્મુલ્કને ભરૂચની જાગીર આપી તેથી ભરૂચ નિઝામની ખાનગી મિલ્કત બન્યું. [૩]

ઈસવી ૧૭૨૨ અગાઉ નિઝામુલ મુલ્ક ગુજરાતનો સૂબેદાર હતો. ભરૂચ, જંબુસર અને ધોળકા તેની જાગીરો હતી. આ વેળા અબ્દુલ્લાહ બેગ ભરૂચનો ફોજદાર હતો. નિઝામુલ મુલ્કે ગુજરાત આવી 'કામરેજ'માં પડાવ નાખ્યો ત્યારે અબ્દુલ્લાહ બેગ તેને મળ્યો અને હોદ્દો વધારવા વિનંતી કરી.

નિઝામુલ મુલ્કે બહાદુર અમીર સરદાર અબ્દુલ્લાહ બેગને ભરૂચનો વહીવટદાર નીમ્યો. તેને ઈ.સ. ૧૭૩૬માં નેક આલમખાનનો ખિતાબ આપવામાં આવ્યો. ઈ.સ. ૧૭૩૮માં

---

[૧] ગેઝેટ પાર્ટ–૧ પૃષ્ઠ ૨૮૮ ૨–ગે–ભ. ભા.

[૨] પૃષ્ઠ ૪૯૬

[૩] મું. ગે. વો. ૧ ભા. ૧ પૃષ્ઠ ૩૯૫ નોટ

સરદાર અબ્દુલ્લાહ બેગ ગુજરી જવાથી મિરઝા બેગને નેક આલમખાનનો ખિતાબ આપી વહીવટદાર તરીકે નીમવામાં આવ્યો.

ઈ.સ. ૧૭૪૮માં અહમદશાહ બાદશાહની પરવાનગીથી ભરૂચમાં ટંકશાળ શરૂ થઈ અને ચલણી સિક્કા પડવા શરૂ થયા.

ઈ.સ. ૧૭૫૨માં મિરઝા બેગ અને તે પછી તેનો પુત્ર મુગલ બેગ ગુજરી જવાથી તેના કુટુંબીઓ પરસ્પર લડી પડયા. આથી તેઓના હાથમાંથી ભરૂચની માલિકી જતી રહી.

ઈ. સ. ૧૭૫૮–૫૯માં ભરૂચમાં ગોંસાઈ લોકોનું મોટું ટોળું ચઢી આવ્યું, તેમણે શહેર અને પરગણામાં લૂંટફાટ મચાવી. તેઓને નવાબ અહમદ બેગે નસાડી મૂકયા.

ભરૂચના સ્વતંત્ર નવાબ નેક આલમખાન અબ્દુલ્લાહ બેગ ઈ.સ. ૧૭૩૮માં વફાત પામ્યા. આ નવાબની વફાત પછી ભરૂચમાં સત્તાની જે સાઠમારી વ્યાપી તેનું રસપ્રદ વર્ણન ''મિરાતે અહમદી''ના કર્તાએ વોલ્યુમ–૨, ખંડ–૩માં કરેલ છે, જે અહીં ટૂંકમાં જોઈએ :

''ભોલણ'' નામક ઓરત અબ્દુલ્લાહ બેગના મહેલના ઝનાનખાનામાં હતી તેની સાથે અબ્દુલ્લાહ બેગે નિકાહ પઢયા હતા. ભોલણે અબ્દુલ્લાહ બેગના ગુજરી જવાથી અબ્દુલ્લાહ બેગના સગીર પુત્ર હસનઅલીને નવાબ તરીકે જાહેર કરી ભરૂચનો કારભાર કરવા માંડયો. મર્હૂમ નવાબના સગા મુહંમદ હાશમ હસનઅલીના નાયબ તરીકે કામ કરવા લાગ્યો.

મર્હૂમ નવાબનો એક પૌત્ર ''હામિદ બેગ'' સુરત જઈ વસ્યો હતો. તેણે ભરૂચના નવાબી દૌરનું સુકાન ભોલણ સંભાળી રહી છે એ જોઈ સુરત બંદરના મુત્સદ્દી સફદર મુહમ્મદ ખાનની સહાય વડે ભરૂચ ઉપર હુમલો કર્યો, પરંતુ તે આ હુમલામાં સફળ થયો નહીં,

થોડા સમય તે ધીરજ ધરી બેસી રહ્યો.

ભરૂચના નવાબી લશ્કરમાં આરબ સૈનિકો પણ હતા. તેઓ પોતાને થતા કેટલાક અન્યાય અને નિયમિત પગાર ન મળવાના કારણે ભોલણના રાજકારભારથી અસંતુષ્ટ હતા.

આ આરબ સૈનિકો ભરૂચના પ્રખ્યાત બુઝુર્ગ હઝરત સૈયદ અહમદ ઈદ્રુસી (રહ.)ના અકીદતમંદ હતા. આ અકીદતનો લાભ લઈ હામિદબેગે આ અસંતુષ્ટ આરબોની મદદથી ભરૂચમાં વિદ્રોહ ઊભો કર્યો. કારભારી મુહમ્મદ હાશિમ ભાગી જઈ મિયાંગામના કોળી જમીનદાર રણમલના આસરે ગયો. હામિદ બેગ તથા ભોલણ વચ્ચે સમજૂતી થઈ. મર્હૂમ અબ્દુલ્લાહ બેગ નવાબના એક સગા મખ્ખુ બેગને કારભારી નીમવામાં આવ્યો. આ સમજૂતી લાંબી ચાલી નહિ. કારભારી મખ્ખુબેગ ભોલણ સાથે ભળી ગયો અને હામિદ બેગની અવગણના થવા માંડી. છેવટે ફરીથી બંડ થયું. મુહમ્મદ હાશમ કોળીઓની ટોળી લઈ ભોલણની સહાય માટે મિયાંગામથી ભરૂચ તરફ ઉપડયો, પરંતુ તે ભરૂચ આવી પહોંચે એ પહેલાં ભોલણ પાસેથી હામિદ બેગે સત્તા છીનવી લીધી. મખ્ખુ બેગનું ખૂન થયું અને તેની લાશ નર્મદા નદીમાં ફેંકી દેવામાં આવી.

ભરૂચના આ નવાબ હામિદ બેગનો ખિતાબ રફીઉદ્દૌલા હતો. નવાબ રફીઉદ્દૌલાએ ૧૪ વર્ષ સુધી ભરૂચમાં નવાબી ભોગવી. હિજરી ૧૧૮૮ ઈ.સ. ૧૭૬૭માં તે મરણ પામ્યો. આ નવાબ સાહિત્ય પ્રેમી હતો. તેના દરબારમાં વિદ્વાનો અને શાયરો હાજરી આપતા હતા. નવાબ પોતે પણ કવિ હતો અને 'સાહિબ' તખલ્લુસ ધરાવતો.

ઈસવી સન ૧૭૭૨માં અંગ્રેજોએ ભરૂચ જીતી લીધું.

# ભરૂચનો નવાબી દૌર

ભરૂચના નવાબી દોરની રસપ્રદ વિગતો સુરતના સૈયદ બક્ષુમિયાં નામના તવારીખ નવીસના "હકીકતુલ હિન્દ" નામની તવારીખમાં જોવા મળે છે.

ભરૂચનો ફુરજો નવાબ મોઅઝઝમખાન પાસે અંગ્રેજોએ માંગ્યો. આથી અંગ્રેજ ગવર્નર મી. હોર્નબીની મુલાકાત અર્થે નવાબ મુંબઈ ગયો. ગવર્નરે નવાબનું તોપોથી સન્માન કર્યું.

નવાબ એટલો બધો સૌંદર્યવાન અને ખૂબસૂરત હતો કે તેની ખૂબસૂરતી જોઈ અંગ્રેજો આશ્ચર્ય પામ્યા. અંગ્રેજોએ નવાબ પાસે પૈસા લેણા કાઢેલા આથી તે પેટે ફુરજો કંપની સરકારને આપી નવાબ ભરૂચ પરત આવ્યો, પરંતુ ભરૂચ આવ્યા બાદ ફુરજો સોંપ્યો નહીં. આથી ભરૂચની કોઠીના અંગ્રેજ વહીવટદારે ઉઘરાણી કરી. નવાબે તેનું અપમાન કર્યું અને તેને ભરૂચ બંદરેથી કાઢી મૂકયો.

ઈ.સ. ૧૭૬૧માં ભરૂચના નવાબે ખંભાતના નવાબ મોમિનખાનની મદદથી જંબુસર પાસે મરાઠાઓને હરાવ્યા.

આ બનાવનો લાભ નવાબના વહીવટદાર લલ્લુભાઈ મજમુદાર ઉઠાવવા તત્પર બન્યા. નવાબને લલ્લુભાઈ ઉપર ઘણો ભરોસો હતો; પરંતુ પાછળથી લલ્લુભાઈએ નવાબને ભારે દગો દીધો. નવાબે મુસલમાન અમલદારો, પોતાના શાહઝાદા, કાકા, ભરૂચના મુખ્ય કાજી, બક્ષી વગેરે નજીકના સગાંઓને કારભાર ન સોંપતા હિન્દુ દિવાન લલ્લુભાઈને કારભારી બનાવ્યો હતો.

નવાબે લલ્લુભાઈને પોતાની ગેરહાજરીમાં કારોબાર કરવા એક મુખત્યાર નામું લખી આપ્યું હતું. આ મુખત્યાર નામાની એક નકલ ભરૂચના મર્હૂમ કાજી નૂરુદીન હુસેનના વડવા જેઓ ઈ.સ. ૧૭૭૧માં ભરૂચના કાજી હતા તેમની પાસે હતી.

લલ્લુભાઈએ જોયું કે નવાબે અંગ્રેજ વહીવટદારનું અપમાન કર્યું છે આથી હવે ખરો લાગ આવ્યો છે. તેથી તેમણે સુરતના એક ધનવાન પારસી ધનજીશાહ મારફતે સુરતની કોઠીના અંગ્રેજ સાહેબ મી. ગેમ્બીઅર જોડે બંદોબસ્ત કરી ભરૂચ શહેરને જ હવાલે કરી દેવાનો તથા નવાબને કાઢી મૂકવાનો ઈરાદો જાહેર કર્યો. આ કાવતરાના આધારે મી. ગેમ્બીઅરે મુંબઈના ગર્વનરની રજા મેળવી દરિયા તથા જમીન રસ્તે જુદાં જુદાં લશ્કર ભરૂચ મોકલ્યાં. તેના સરદાર તરીકે સુરતના બક્ષી સાહેબ મીર નજમુદ્દીનખાન હતા. લશ્કર જુદા જુદા માર્ગે ભરૂચ આવ્યું. નર્મદાના ભાથાના વચલા ભાગમાં મોરચા નાંખ્યા અને કિલ્લા ઉપર હુમલો કર્યો. થોડાક દહાડા તોપ બંદૂકની લડાઈ ચાલી, પરંતુ અંગ્રેજોના લશ્કરનો દારૂગોળો હવાઈ જઈ ભીનો થઈ ગયો હતો, તેને તડકે સૂકાવા મૂકયો હતો. તેના પર ભરૂચના કિલ્લા ઉપરથી ફૂટતી તોપોના એવા ગોળા પડયા કે જેથી દારૂગોળો સળગી ઉઠયો ને વેરણ–છેરણ થઈ ગયો. આ હાલત જોઈ મી. ગેમ્બીઅરે હુમલો ઉઠાવી લીધો. ફરીથી ખૂબ સામગ્રી ભેગી કરી અંગ્રેજો ભરૂચ જીતવા આવ્યા. ગમે તેમ કરી તેઓ ભરૂચમાં પ્રવેશી ગયા. કુંભારિયા ઢોળ ઉપર મોરચા બાંધી ત્યાંથી ભરૂચના કિલ્લા પર તોપોનો મારો ચલાવી કોટની દીવાલમાં ગાબડાં પાડયાં અને હુમલાનું જોર વધાર્યું. લલ્લુ મજમુદારના દગા ને બેવફાઈને લઈને

અંગ્રેજો કિલ્લામાં દાખલ થઈ ગયા. નવાબ બિન ઉપાયે ભરૂચ છોડી મહી નદીની પેલી તરફ ચાલ્યો ગયો અને ત્યાંના કોળી જમીનદાર જાલિયાના રક્ષણ નીચે રહ્યો. ૨૯મી નવેમ્બર ઈ.સ. ૧૭૭૨ હિજરી સન ૧૧૭૪ના દિવસે ભરૂચ અંગ્રેજોના તાબામાં આવ્યું. આજ વરસે નવાબ વફાત પામ્યો. ભરૂચના હકીમ રૂહુલ્લાહ સાનીએ નવાબની વફાત સંબંધી એક કસીદો (કાવ્ય) ફારસીમાં રચ્યો હતો.

મર્હૂમ નવાબના પુત્ર ફત્હુલ્લાહ નેકખાન પોતાનો હક સાબિત કરવા લંડન ગયો. તે પોતાનો હેતુ પાર પાડી ભરૂચના હાકેમ તરીકેની સનદ મેળવી હિન્દુસ્તાન પાછો ફર્યો, પરંતુ રસ્તામાં જ તે ગુજરી ગયો.

ઈ. સ. ૧૭૭૩માં અંગ્રેજોએ ભરૂચ સિંધીયાને સોંપી દીધું. લલ્લુભાઈ મજમુદારે સિંધીયા પાસેથી ભરૂચનો ઈજારો લીધો. પાછળથી તે ભરૂચના સ્વતંત્ર હાકેમ બન્યા.

લલ્લુભાઈ ભરૂચની મોઢ વણિક જ્ઞાતિના હતા. લલ્લુભાઈના નામથી ''લલ્લુભાઈનો ચકલો'' તથા ''લલ્લુભાઈની હવેલી'' પ્રખ્યાત છે. ઈ.સ. ૧૭૯૯માં લલ્લુભાઈનું અવસાન થયું.

ઈ. સ. ૧૮૦૩માં અંગ્રેજોએ કર્નલ ડેમીઅનની સરદારી નીચે ભરૂચ જીતી લીધું. આ લડાઈમાં ભરૂચના લશ્કરના ત્રણસો આરબો માર્યા ગયા. વીસ જેટલા અંગ્રેજો મરાયા. અંગ્રેજો તરફથી ભરૂચના હાકેમો અનુક્રમે પ્રેન્ડર ગાસ્ટર, રોમર, બાર્નેટ ફોકસ અને ગ્રાંટ લેમ્સડેન આવ્યા.

## ભરૂચમાં ચીજ-વસ્તુઓના ભાવ

ઈ.સ. ૧૭૮૩ની ૭મી જાન્યુઆરીએ ભરૂચની ચીજ-વસ્તુઓના ભાવ નીચે મુજબ હતા.[1]

| વસ્તુ | કળશીનો ભાવ (૧૬ મણનો ૧ કળશી) | વસ્તુ | મણનો ભાવ |
|---|---|---|---|
| ઘઉં | રૂા. ૧૨ | ઘી | રૂા. ૭ |
| જુવાર | રૂા. ૮ | તેલ | રૂા.૨–૧૨ |
| મઠ | રૂા. ૮ | દીવેલ | રૂા. ૨–૪ |
| તુવેરદાળ | રૂા. ૧૩ | ખાંડ | રૂા. ૭ |
| ચણા | રૂા. ૮ | મરી | રૂા. ૧૩ |
| ચોખા | રૂા. ૧૧ | લવીંગ શેરના | રૂા. ૬ |
| અડદ | રૂા. ૧૧ | જાયફળ ,, | રૂા. ૫–૮ |
| મગ | રૂા. ૮ | એલચી ,, | રૂા. ૫ |

| | |
|---|---|
| શીંગો એક પૈસાની ૧ાા શેર | ગાયનું મટન ૨ પૈસાનું ૧ શેર |
| લસણ એક પૈસાનું ૧ાા શેર | વીલનું મટન ૩ પૈસાનું ૧ શેર |
| પ્યાજ એક પૈસાના ૨ાા શેર | જામફળ ૫ પૈસાનું ૧ શેર |
| કાકડી એક પૈસાની ૩ શેર | મૂળા ૧૨ પૈસાના ૧ શેર |
| મચ્છી ૩ પૈસાની ૧ શેર | લીંબુ ૧૦૦થી ૧૨૦ નંગના ૧૨ પૈસા |
| બકરાનું મટન ૪ પૈસાનું ૧ શેર | |

[1] ઓ. મેમોયર વો–૨ પૃષ્ઠ ૨૫૦ થી ૨૫૨

ભરૂચમાં ૪૦ શેરનો મણ ગણાતો. દૂધનું તોલ પલ્લાથી, શેરીઆ લોટાથી, અછેરીયા પવાલાથી અથવા નક્કી કરેલા મણ, પોણા મણ અધમણીયા વાસણથી અપાતું. કપાસ ધડીને તોલે તેમ કળશી, ખાંડી બંધ તોલાત. રૂનો ભાવ ખાંડી ઉપર થતો. કાપડ ગજ અને વારથી મપાતું. છો, કાંકરી ટોપલીના વજનથી અપાતાં. ચૂનો મણના ભાવથી અને ઘન ફૂટથી વેચાતો. ખાળકૂવા વગેરે ખોદવામાં રૂા. ૧ના આટલા હાથ એ પ્રમાણે મજૂરી નક્કી થતી. પાણી પખાલીની કિંમતે, ઈંટો ૧૦૦ અથવા ૧૦૦૦ નંગની કિંમતે, મટોડું ગધેડાની ૧ પોઠની કિંમતે ખરીદાતું. ટોપલીનું પણ પ્રમાણ રખાતું.

ઈ.સ. ૧૮૮૪માં સોનાનો તોલાનો ભાવ રૂા. ૨૦ હતો એ અગાઉ રૂા. ૧૬ હતો.

કપાસ વીણવાની મજૂરી વજન ઉપર અપાતી.

## પારસીઓ અને મુસલમાનો વચ્ચે હુલ્લડ

ભરૂચમાં મે ૧૮૫૭માં મુસ્લિમો અને પારસીઓ વચ્ચે થયેલા કોમી રમખાણને ૧૮૫૭ના વિપ્લવના બનાવો સાથે સાંકળી લેવામાં આવ્યા. ભરૂચ તથા દક્ષિણ ગુજરાતના અમુક પ્રદેશમાં વિપ્લવ વિશેષ ફેલાયો. આ કોમી રમખાણમાં વહોરા પટેલોએ અગત્યનો ભાગ ભજવ્યો.

બોમ્બે ગેઝેટે આ બનાવની સવિસ્તૃત નોંધ લીધી છે. આ કોમી રમખાણને સરકાર સામેના બળવા તરીકે ખપાવવાનો તેમાં ઈન્કાર કર્યો છે.

બેજનજી સેરીઆરજી નામનો એક પારસી ગૃહસ્થ પોતાની ખરાબ ચાલ ચલગતના કારણે બદનામ હતો. તેણે ઈસ્લામના મહાન

પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વિશે અપમાનજનક શબ્દો ઉચ્ચાર્યા અને ઈસ્લામ વિરુદ્ધ ખોટા શબ્દો ઉચ્ચાર્યા. આથી મુસલમાનોની લાગણી ઘવાઈ. આ બનાવ ૧૮૫૭ના મે માસમાં બન્યો. પોલીસે તેની સામે કેસ ફાઈલ કર્યો; પરંતુ મુસલમાનોને આટલાથી સંતોષ ન થયો શહેરમાં અશાંતિ ઊભી થઈ. આ સામે યોગ્ય પગલાં ભરવા મુસલમાનોમાં ચર્ચા જાગી. વાતાવરણ ઉગ્ર અને અજંપાભર્યું હતું. એવામાં પારસીઓએ એક મસ્જિદમાં ગંદકી નાંખી અશાંતિમાં વધારો કર્યો. પછી તો ગામડાના મુસલમાનો પણ ઉશ્કેરાયા. ગામડાઓમાં પણ આ અંગે ચર્ચા થવા લાગી અને તોફાનીઓને શિક્ષા આપવા વિચારણા થવા લાગી. આ વિશે અવારનવાર મિટિંગો ભરાવા લાગી. ભરૂચના ઉત્તર તરફના ગામડાઓમાં પરિસ્થિતિ ઘણી ઉગ્ર બની હતી. ૧૫મી મે એ ભરૂચના મેજિસ્ટ્રેટને ખબર પડી કે હઝરત બાબા રેહાન (રહ.)ની દરગાહ પાસે ભરૂચના ઉત્તર બાજુના ગામડાઓના વહોરા પટેલોનાં ટોળાં એકત્ર થયા છે. મેજિસ્ટ્રેટ અને પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ ત્યાં તપાસ માટે ગયા. તેમણે આ એકત્ર થયેલા ટોળાંને સમજાવવા પ્રયત્ન કર્યા. પોલીસ ફોર્સમાંના મુસલમાન કર્મચારીઓએ પણ મુસલમાનોને શાંત પાડવા પ્રયત્નો કરી જોયા. ઘણા પ્રયત્નો છતાં મુસલમાનોની ઘવાયેલ મઝહબી લાગણી શાંત પાડવામાં નિષ્ફળતા મળી. ગમે તેમ કરીને પાછલા ભાગેથી પારસીઓના કવાટર્સમાં ઘૂસવામાં સફળ થયા. પારસીઓ આ હુમલાથી ડઘાઈ ગયા. તેમણે પોતાના ઘરો બંધ કરી દીધાં. બીજી મદદ ન આવી ત્યાં સુધી આ ચાલતું રહ્યું. હુલ્લડખોરોએ પોતાનો હેતુ સાધી લીધો. પારસી બેજનજીને ઘરમાંથી ખેંચી કાઢી શેરી વચ્ચે મારી નાંખવામાં આવ્યો. અંકલેશ્વર અને વડોદરાથી મિલિટરી મંગાવવામાં આવી હતી તે આવી ગઈ. તે આવતા સુધીમાં તો મુસલમાનો અગિયારીમાં પ્રવેશી ગયા અને

પારસીઓના ધર્મગુરૂને પણ મારી નાંખ્યો. વાગરા, આમોદ, હાંસોટ અને અંકલેશ્વરથી અશ્વદળ પણ મંગાવવામાં આવ્યું. પરિસ્થિતિ કાબૂમાં આવી ગઈ. ૨૦ જેટલા મુસલમાનોને પકડવામાં આવ્યા.

૧૩મી જૂને મી. રોજર્સ સિવિલ સર્વિસની સુરતથી ભરૂચ બદલી કરવામાં આવી. આ બનાવની ત્વરિત તપાસ કરવાનો તેને હુકમ મળ્યો હતો. તેણે જલ્દીથી તપાસ કાર્ય આરંભ્યું. તેણે તારણ કાઢયું કે એક મોલ્વીના ઓછી બુદ્ધિવાળા છોકરાએ આ ઉશ્કેરણી કરી હતી એમ ન હતું; પરંતુ મુસલમાનોની મઝહબી લાગણી દુભાઈ હતી એના પરિણામે જ આ ટંટો ઊભો થયો હતો. તેણે એવો અભિપ્રાય વ્યકત કર્યો કે સરકાર સામે આ તોફાન ન હતું. દેશના અન્ય ભાગોમાં થયેલ બળવાની આ બનાવ ઉપર કશી અસર ન હતી. ફકત મઝહબી કારણ જ હતું. ૨૩મી જુલાઈએ ૭માંથી બે જણને ફાંસીની સજા આપવામાં આવી. બીજાઓનો કેસ સેશન કમિટ થયો અને બાકીનાને મુંબઈની જેલમાં મોકલી દેવામાં આવ્યા. આ સજા પારસી ધર્મગુરૂને મારી નાખવા બદલ આરોપીઓને કરવામાં આવી હતી.

ઓગસ્ટની અધવચમાં એવી ખબર મળી કે આ બનાવના અનુસંધાનમાં નાંદોદમાં સૈયદ મુરાદઅલી હુલ્લડ મચાવવા તૈયારી કરી રહ્યા છે. ૧૭ મી ઓગષ્ટે મી. રોજર્સ સાથે ૨૦૦ સ્થાનિક પોલીસ તેમ જ ૫૦ યુરોપિયન પોલીસ નાંદોદ ગઈ. પરિસ્થિતિ ઉપર ત્યાં કાબૂ મેળવી લેવામાં આવ્યો.

ભરૂચ ખાતે બહારથી બોલાવવામાં આવેલ કુમક સપ્ટેમ્બરની અધવચમાં સરકારે પાછી મોકલી દીધી. ડિસેમ્બરમાં ભરૂચ તથા જિલ્લાનાં ગામડાંમાં રાબેતા મુજબની શાંતિ સ્થપાઈ ગઈ. [1]

---

[1] બોમ્બે ગેઝેટ ચેપ્ટર ૭મું (VII) પૃષ્ઠ ૪૭૬ પોલિટિકલ ડિપાર્ટમેન્ટ પૃષ્ઠ ૫૭૮–૭૯

પોલિટિકલ ડિપાર્ટમેન્ટ પુસ્તકમાં નોંધ લેવામાં આવી છે કે પારસી ધર્મગુરૂની હત્યા માટે બે અપરાધીઓને ફાંસીની સજા આપવામાં આવી અને બીજાઓને જેલવાસ થયો. આ બનાવમાં સરકારે પારસીઓની તરફેણ કરી હતી એવી મુસલમાનોમાં લાગણી ઊભી થઈ હતી. આ બહાના હેઠળ ભરૂચમાં ફરીથી બંડ ઊભું થયું હતું. અંકલેશ્વર, નાંદોદ, રાજપીપલા, હાંસોટ વગેરે સ્થળોએ આની અસર થઈ. પરિણામે ત્યાં પણ બંડ થયા. આ બંડની અસર સુરતમાં થઈ નહીં ! ત્યાં સૈયદ હુસૈન ઈદ્રુસની અસરના કારણે મુસલમાનો શાંત રહ્યા. પરિણામે સૈયદ ઈદ્રુસને રૂા. ૫૦૦/–નું વર્ષાસન સરકારે બાંધી આપ્યું. તેમને "કમ્પેનિયન ઓફ ધી સ્ટાર ઓફ ઈન્ડિયા"નો ખિતાબ અપાયો !

## વહોરા પટેલો

અંગ્રેજોના શાસનકાળમાં લખાયેલા ઈતિહાસોએ ભરૂચ જિલ્લામાં વસતા વહોરા પટેલો ઘણાં ગરીબ અને પછાત દશામાં જીવે છે એવી નોંધ કરી છે, પરંતુ તેઓની રીતભાત, રહેણી કરણી, હિંમત અને મઝહબી લાગણી, મહેમાન નવાઝી તથા ધાર્મિક ચુસ્તતા અંગે પ્રશંસા કરી છે. બોમ્બે ગેઝેટમાં છે કે તેઓ મોટા ભાગે મજબૂત બાંધાના, સારા દેખાવવાળા, લાંબા ઊંચા છે. સ્વભાવે તેઓ ઝનૂની અને ઉગ્ર સ્વભાવના છે. તેઓ માથું મુંડાવે છે. દાઢી રાખે છે. સુરવાળ અને ખમીસ પહેરે છે. કેટલાક ઢીલો ફેંટો પહેરે છે. પાઘડી પણ પહેરે છે. કેટલાક લાલ લાંબી ટોપી પહેરે છે. કેટલાક કાળી ટોપી પહેરે છે. કેટલાક ફેંટો, બંડી, પછેડી અને કાઠીઓ પહેરે છે. તેમાંના કેટલાક સુખી લોકો તહેવાર પ્રસંગે અથવા કોર્ટ કચેરીના કામ અંગે જવાનું થાય છે ત્યારે શેરવાની અથવા કોટ પહેરે છે. કેટલાક ખમીસના બટન સોનાના અને હાથમાં સોનાની વીંટી પહેરે

છે, પરંતુ ધાર્મિક વૃત્તિવાળા પુરુષો સોનાનો ઉપયોગ કરતા નથી.

આ ઈતિહાસે નોંધ્યું છે કે તેમની સ્ત્રીઓ લાંબી, ઊંચી અને દેખાવડી હોય છે. ખેતી કરનાર વહોરા પટેલોની ઓરતો સાડી, ચોળી અને ચણિયા પહેરે છે. પગમાં મોટા ભાગે સપાટ પહેરે છે, સોનાનાં ઘરેણાઓમાં આ ઓરતો દામણી, ટીકા, નથ, વીંટલા, એરીંગ જેવા દુર્સ અને હાર પહેરે છે. કાન ભરાઈ જાય એવી ચાંદીની વાળીઓ, સોનાનું પતરૂં ચઢાવેલી હાંસડી, કટેસરી, કાચના નાના મણકા વચ્ચે સોનાના મોટા મણકાવાળો 'મોમના' નામનો દાગીનો, હાથમાં કડલાં અને કારેલી પહેરે છે. હાથની આંગળીઓમાં વીંટીઓ, પગની ચાંદીની કાંબીઓ, ચાંદીના સાંકળા અને પગની આંગળીઓએ પહેરવાનાં ચાંદીના જોડવાં પહેરે છે. કેટલાક ઘરેણાં ખાસ ઘાટનાં, ઘણાં જાડા અને વજનમાં ભારે હોય છે. મોટા ભાગની ઓરતો અવાજ થાય એવા અથવા ઘુઘરીવાળા દાગીના પહેરતી નથી.

લગભગ બધા જ વહોરા પટેલો જમીનદાર અને ખેડૂત હોય છે. સ્ત્રીઓ તેમને ખેતી કામમાં મદદ કરે છે. પુરુષો તામસી અને સ્વતંત્ર મિજાજના હોય છે. રસ્તામાં બિન વહોરા અને વહોરાના ગાડાં ભેગા થઈ જાય તો વહોરાને પોતાનું ગાડું ભાગ્યે જ ચીલામાંથી બહાર કાઢવું પડે છે.

દાઉદી વહોરાઓ કરતાં તેમની બોલવાની ઢળક (accent) ઓછી વિશિષ્ટતાવાળી હોય છે. કેટલાક વાક્યો અને શબ્દો તેઓ ટૂંકાવીને બોલે છે. મુસલમાની નામો કઢંગી રીતે અને મચડીને બોલે છે. ઈબ્રાહીમને ઈબલા, ઈબરૂ અથવા અભલો, ઈસ્માઈલને અસ્માલ, યૂસુફને ઈસ્પુ, ઈસ્પો, ઈસપ, આદમને અદલો, અલ્લીને અલ્યો, વલીને વલ્યો, ખતીજાને ખતલી, ખજા, ફાતમાને ફતલી, ફતુડી, આયશાને આહલી, આમેનાને અમલી. (શિક્ષણનો ફેલાવો થતાં હવે

નામો શુદ્ધ રૂપે બોલાવા માંડયા છે.)

કેટલાક વહોરા પટેલોની અટક ભૂતા, અમીન, ભડ, નાથા, ભાઈજી, બોટા, દલાલ, દેદાત, ગટી, દેસાઈ, સાલેહ, કારભારી, મેજા, દાદાભાઈ, ગંગાત, રાવત, સેદાત, બદાત, વાજા, હાંસ, બપોરીયા, દસુ, શેઠ, કાકુજી, માલજી, ચાંદ, આકુબત, ઘોરાત, આમનજી, મુકરદમ, મેમ્બર, નમાઝી, બાલા, થાવા, ઝમકડા, રઠી, પાંડોર, લુલાત, તરકી, વડીઆ, મકનજી વગેરે હોય છે.

તેઓનો ખોરાક ખીચડી, કઢી, ભાત, દાળ, જુવારનો અથવા બાજરીનો રોટલો અને ઘઉંની રોટલી હોય છે. તેઓ માંસ અને મચ્છી પણ ખાય છે.

વહોરા પટેલો કવચિત જ અફીણ લે છે. તેઓ દારૂના વ્યસની હોતા નથી, બલકે દારૂડિયાને તેઓ ધુત્કારે છે.

તેઓમાં સામાજિક બંધારણ છે. કવચિત જ તેઓ બહાર પરણે છે.

બોમ્બે ગેઝેટમાં એવી પણ નોંધ છે કે મરણ પ્રસંગોએ તેમની સ્ત્રીઓ હિન્દુ સ્ત્રીઓની જેમ રડે છે. લગ્નના વરઘોડામાં વરરાજા પાછળ હિન્દુ સ્ત્રીઓની જેમ તેમની સ્ત્રીઓ લગ્નના ગીત ગાય છે. શાદી સીમંત અને મરણના પ્રસંગોએ નાતવારો કરવાનો રિવાજ છે. નાતવારો કરવાનો હોય ત્યારે હજામ નોતરાં દેવા ફરી વળે છે. લગ્ન ધામધૂમ અને બેન્ડવાજા સાથે કરે છે. ઢોલ અને ધતૂરું વગાડે છે. વરપક્ષ અને કન્યાપક્ષની ઓરતો સામ સામે લગ્નના ગીત ગાય છે. તેમાંથી ગાળાગાળી અને કોઈકવાર ઝઘડાનું સ્વરૂપ ઊભું થઈ જાય છે.

ખુશીના પ્રસંગે જમણમાં કંસાર, લાડુ, દાળ–ભાત અને છુટા હાથે ઘી પીરસવામાં આવે છે.

તેમાંના કેટલાકને પીર હોય છે.

"આ ખેતી કરનારા વહોરાઓ મુખ્યત્વે ચૌદમાં અને પંદરમાં સૈકાઓમાં અશસ્ત્ર હિન્દુ કોમમાંથી ઈસ્લામ સ્વીકાર્યો હતો, તેમના વંશજો છે. જેમણે ભરૂચ જીલ્લાના ખેડૂત વહોરાઓનો અભ્યાસ કરેલો છે તે બધાએ તેમના વિશિષ્ટ દેખાવ અને ચારિત્ર્ય ઉપર ભાર મૂકેલો છે. તેમનામાં કેટલાક પ્રમાણમાં વિદેશી તત્ત્વ ભળેલું છે, પરંતુ કયું બિન ગુજરાતી તત્ત્વ તેમનામાં ભળેલું છે તે નક્કી થઈ શકયું નથી. તેમને અરબસ્તાનની ઈસરાઈલ કોમ પણ કહેવામાં આવે છે. તેમનામાંના કેટલાક હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની પોતે ઔલાદ હોવાનો દાવો કરે છે."[1]

ગુજરાત અને ખાસ કરીને ભરૂચ ઉપરના આરબોના હુમલાની વિગતો આપણે પ્રસ્તાવના તેમ જ આગલા પ્રકરણોમાં વાંચી ગયા. મુસ્લિમ મુજાહિદોના આ આક્રમણો વેળા જ મધ્યસ્થ ઈસ્લામી હુકૂમતોમાં પરસ્પર મતભેદો અને વિખવાદો વધી જતાં તેના અનેક ટુકડા થઈ ગયા. પરિણામે ફકત ઈસ્લામની તબ્લીગ તેમ જ ઈસ્લામના દુશ્મનોને પાઠ શીખવવા થતા આ હુમલાઓ સદંતર બંધ થઈ ગયા. અહલે બયતના તરફદાર કુટુંબો ઉમવી યુગના ગવર્નર હજ્જાજ બિન યૂસુફના ઝુલ્મથી તંગ આવી જઈ હિજરત કરી ગુજરાતની ધરતી ઉપર આવી વસ્યા. આ લોકો અહીં આવી વેપાર કરતા હતા. કેટલાક આરબ વેપારી કુટુંબો પણ પોતાના કાયમી વેપારના કારણે અહીં ઠરી ઠામ થયા. ભરૂચ, ખંભાત, ગંધાર, રાંદેર, ભાડભૂત, પાટણ, પંચમહાલ અને ખેડા જિલ્લામાં આ લોકો વસી ગયા એના પ્રમાણભૂત પૂરાવા

---

[1] મુંબઈની ભૌગોલિક સોસાયટીનું ભાષાંતર મી. વોપેલ.

આપણે આગલા પ્રકરણોમાં જોઈ ગયા છીએ. તે સમયે ગુજરાતમાં વેપારીઓ માટે 'વહોરા' શબ્દ વપરાતો હોઈ અરબ વેપારી કુટુંબો અને આગળ જતાં તેમના વંશજો વહોરા નામે ઓળખાવા લાગ્યા. ગુજરાતના કેટલાક નવમુસ્લિમ કુટુંબો પણ આ જ પ્રકારનો વ્યવસાય કરતા હોય અને એક જ ધર્મ પાળતા હોઈ વહોરા કહેવાયા. તેઓમાં પરસ્પર બેટી વહેવાર શરૂ થયા. પરિણામે વહોરા કોમની એક આગવી જાતિ ઊભી થઈ.

મિરઅતે અહમદીમાં છે કે,

''હિન્દુ કોમના બ્રાહ્મણો અને વાણીયા પણ વહોરા અટક ધરાવે છે. આ લોકો બાપ–દાદાથી જ વહોરા નામે જાણીતા છે.

(ભાગ ૨, પેજ ૮૭)

રાસમાળા ભા. ૧ પૃષ્ઠ ૪૧૫ ઉપર લખેલ છે કે, ''અહમદશાહ બાદશાહના સમયમાં બ્રાહ્મણો અને મહાજનોને મુસલમાન બનાવવામાં આવ્યા હતા. તેઓ 'વહોરા' કહેવાતા હતા કારણ કે એ લોકોએ અરબસ્તાન સાથે વેપાર–વ્યવહાર બાંધ્યો હતો.

વહોરાઓના ત્રણ વિભાગ–વંશજો જોવા મળે છે :

૧. કેટલાક શરૂઆતથી જ મુસલમાન હતા એટલે કે ઉપર મુજબ વિદેશથી આવેલ વસેલા મુસલમાન વહોરા તરીકે ઓળખાયા.

૨. શીયામાંથી સુન્ની બનેલ વહોરા. ગુજરાતના સુલતાનોના સમયમાં કેટલાક શીયા–ઈસ્માઈલી વહોરા સુન્ની થયા હતા. તેને લઈ સુન્નીઓની વહોરાની સંખ્યા વધી હતી.

૩. હિન્દુમાંથી મુસલમાન બનેલા વહોરા.

આમ, નવમુસ્લિમ વહોરા તેમ જ અરબી નસલના ગુજરાત આવી વસેલા મુસલમાન વહોરા પરસ્પર ભળી ગયા. તેમાંના કેટલાક વેપારી ઉપરાંત ખેડૂતો પણ હતા. ગુજરાતના કાયમી વસવાટના કારણે એકબીજા સાથે શહેર તેમ જ ગામડાઓમાં ભળી ગયા. એમનો મોટો ભાગ ખેતી કરવા લાગ્યો. પાટણ અને સુરત શહેરમાં વસ્તા વહોરાઓનો મોટો ભાગ વેપારમાં જ લાગેલો રહ્યો, જે વિશેની વિગતો આપણે 'પાટણ' તેમ જ 'સુરત'ના પ્રકરણમાં જોઈશું.

ઈસવી સન ૧૮૧૮માં થયેલી ભરૂચ જિલ્લાની પહેલી સર્વેની એક નોટમાં કેપ્ટન ઓવન્સે પોતાને ટંકારીઆના વહોરાઓ પાસેથી મળેલું વર્ણન આપેલું છે. તે વર્ણન અનુસાર શહેનશાહ જહાંગીરે લડાઈમાં કેદ પકડાયેલા કેટલાક મારવાડીઓને કોઈ હિન્દુ રાજાએ ગુલામો તરીકે રાખ્યા હતા તેમને ઈ.સ. ૧૬૧૮માં મુક્ત કરાવ્યા હતા. તે ઉપકારના બદલામાં તે મારવાડીઓ મુસલમાન થયા હતા. તેના ઈનામમાં તેમને ગુજરાતની કેટલીક ખરાબાની જમીનો ઉપર વસાવવામાં આવ્યા હતા.

નર્મદા નદીની ઉત્તરના ગામડાંવાળાઓ નર્મદા નદીની દક્ષિણના ગામડાવાળા સાથે આંતર લગ્ન કરતા નથી. સ્વભાવમાં તેઓમાં થોડાક ફેરફાર છે. ધાર્મિક દષ્ટિએ તેઓ બધા એક છે અને મોટા ભાગે સમ વિચાર સરણીવાળા અને સુન્ની–હનફી છે. બંને તરફના વહોરા પટેલોમાં એકતા આવકારદાયક છે. મઝહબી મતમતાંતર ક્યારેક ઊભા થાય છે, પરંતુ તેઓ લડતા–ઝઘડતા નથી. તેઓમાં વાડાબંધી નહિવત્ છે. પરસ્પર ભ્રાતૃભાવ અને પ્રેમ ધરાવે છે. આગળ ના પૃષ્ઠોમાં જણાવેલ તેઓના રીત રિવાજોમાં અત્યારે ઘણો ફેર પડી ગયેલ છે. તેમનામાં ઈસ્લામી દીની તાલીમનું પ્રમાણ વધવાથી જુના રિવાજો ત્યજી દીધા છે. ઓરતોનો પોશાક પણ હિન્દુઓના જેવો રહ્યો

નથી. ઘણા ગામડાઓમાં ઉચ્ચ દીની તાલીમ આપતાં દારુલ ઉલૂમ છે. માધ્યમિક શિક્ષણ માટે હાઈસ્કુલો છે. ભરૂચમાં પટેલ હોસ્પિટલનું કાર્ય આગળ ધપી રહેલ છે. પરદેશમાં ઘણા વહોરા પટેલો વસેલ છે. તેઓએ પોતાના માદરે વતન સાથે સંપર્ક જાળવી રાખેલ છે. નર્મદાની બંને કાંઠા તરફના વહોરા પટેલોમાં જાગૃતિ વધી રહેલ છે. તેઓ પરસ્પર એક બીજાની નિકટ આવી રહ્યા છે.

વહોરા પટેલોની સંખ્યા દેશમાં મુંબઈ, સુરત, વડોદરા, અહમદાબાદ વગેરે સ્થળોએ સારી એવી છે. યુ. કે, આફ્રિકા, અમેરિકા અને આરબ દેશોમાંય તેમની સંખ્યા નોંધપાત્ર છે. મુંબઈમાં આધુનિક સગવડો ધરાવતું વિશાળ મુસાફરખાનું છે. તેઓની જે જે શહેરોમાં સારી એવી વસ્તી છે ત્યાં પટેલ અસોસીએશનો પણ છે. ગરીબોને મફત દવા, શિક્ષણ ફી, પાઠય–પુસ્તકો અને જરૂરતમંદોને કફન–દફનનો સામાન આપવામાં આવે છે. તેઓમાં શિક્ષણનું પ્રમાણ વધી રહ્યું છે. હવે વકીલો, ડોકટરો, એન્જીનિયરો સારા પ્રમાણમાં છે. કેટલાક સરકારી ખાતાઓમાં સારા હોદ્દાઓ ઉપર છે. ધંધા–ઉદ્યોગ અને વેપાર–રોજગારમાં પણ પ્રગતિ સાધી રહ્યા છે. દીની તાલીમની વ્યવસ્થા ઘણી સારી છે. ગામડે ગામડે વ્યવસ્થિત રીતે અભ્યાસક્રમ મુજબ ચાલતા દીની મદ્રસાઓ છે. થોડાક દારુલ ઉલૂમો પણ છે જેના લઈને અસંખ્ય હાફિઝો અને આલિમો જિલ્લામાં જોવા મળે છે. લેખકો અને પત્રકારો પણ છે.

## મો'લેસલામો

ગુજરાતમાં શસ્ત્રબદ્ધ પ્રજા 'ધારાળા' અને "શસ્ત્ર રહિત" એમ બે મુખ્ય વિભાગ હતા. સૈનિક વર્ગોમાંથી થયેલા નવમુસ્લિમોને

'મો'લેસલામ' અને "મલિક" વગેરે ઉપનામો આપવામાં આવ્યા હતાં. વૈશ્ય અર્થ–વેપારી વર્ગોમાંથી થયેલા મુસલમાનોને વહોરા ઉપનામ આપવામાં આવ્યું.

મો'લેસલામ મુસલમાનોની ભરૂચ જિલ્લામાં અને રેવાકાંઠામાં સારી એવી વસ્તી છે. ખેડા જિલ્લામાં પણ તેમની વસ્તી છે.

સુલતાન મહમૂદ બેગડાના રાજ્ય શાસન દરમિયાન રજપૂતોમાંથી મુસલમાન થયા તે ગરાસિયા–મો'લેસલામ કહેવાયા. મૌલા–સલામ એટલે કે ઈસ્લામના વડેરા. કર્નલ વોકર કહે છે કે, 'મુતીઉલ ઈસ્લામ' ઈસ્લામને તાબે થનારા–ઈસ્લામ સ્વીકારનારા એ ઉપરથી આ વર્ગ 'મો'લેસલામ' કહેવાયો. સુલતાન મહમૂદ બેગડાના સમયમાં આ લોકો મુસલમાન થયા હતા ત્યારે બેગડાએ તેમને સન્માન્યા હતા અને "ઈસ્લામના મૌલા" કહીને વહાલથી સંબોધ્યા હતા. બેગડાએ શસ્ત્રબદ્ધ પ્રજાએ ઈસ્લામ ગ્રહણ કર્યો ત્યારે કહ્યું હતું કે હવે તેઓ ઈસ્લામના રક્ષક હોવાથી 'ગાઝી' અને વડેરા છે. બેગડાના લશ્કરમાં ઘણા નવ મુસ્લિમ મો'લેસલામ સૈનિકો હતા. ઘણાઓને બેગડાએ જાગીરો આપી હતી. ભરૂચ જિલ્લાના આમોદ અને કેરવાડાના મો'લેસલામ ઠાકોરો, મહમૂદ બેગડાએ ઈ.સ. ૧૪૮૬માં જે જાદવ રજપૂતો મુસલમાન થયા હતા તેમના પોતે વંશજો હોવાનું કહે છે.[૧]

ફોર્બસે રાસમાળામાં આપેલા ખુલાસા પ્રમાણે "મહમૂદ બેગડાના સમયમાં જે રાજપૂતોને તેમની નાતમાંથી બહાર કાઢવામાં આવ્યા હતા તેમણે પોતાની અલગ કોમ બનાવી હતી અને તેમણે પોતાને મો'લેસલામ નામ આપ્યું હતું, કારણ કે તેઓ સુલતાનના

---

[૧] બોમ્બે ગેઝેટ

મહેલને સલામ કરતા હતા. ફોર્બસની આ વાત તર્ક વિરુદ્ધની છે. ખરી રીતે તો આ લોકો મુસલમાન બન્યા હોવાથી આપો આપ જ રજપૂત મટી ગયા હતા એથી નાતબહાર કરવાની વાત જ રહેતી નથી. વળી તેઓ બેગડાના મહેલને સલામ કરતા હતા એથી મો'લેસલામ કહેવાયા એમ નથી. સાચી રીતે તો બેગડાએ આ લોકો ઉપર વિશ્વાસ મૂકી પોતાના મહેલના અંગરક્ષક તરીકે મૂકયા હતા.

બોમ્બે ગેઝેટિયરમાં તેઓનો ઉલ્લેખ જોવા મળે છે. મો'લેસલામ ઠાકોરો અને દરબારો, કાઝીઓ, સૈયદો, મોલવીઓને પોતાના ત્યાં રાખે છે. તેઓ બ્રાહ્મણો અને ભાટ ચારણોને પણ બોલાવે છે. તેઓ લગ્ન મુસ્લિમ અને હિન્દુવિધિ મુજબ કરાવે છે. મો'લેસલામો પોતાની કન્યાઓ સૈયદ શૈખ, મોગલ અને બાબીને આપે છે. તેઓ ધોતી પહેરે છે. સાફો, કોટ અને સુરવાળ પણ પહેરે છે. રાજપૂતોની માફક કમરે કપડું વીંટાળે છે અને તલવાર ખોસે છે. ખભા ઉપર ઉપરણું નાંખે છે. ઓરતો સાડલા, ચોળીઓ અને ચણિયા પહેરે છે.

ગુજરાત વિધાન સભાના પહેલા સ્પીકર કેરવાડાના ઠાકોર સાહેબ માનસિંહજી આ કોમના હતા અને ગુજરાતના પ્રખ્યાત મુસ્લિમ એડવોકેટ અને જાણીતા મુસ્લિમ આગેવાન જનાબ મુહમ્મદ હનીફ દાયમા કુમાર સાહેબ પણ આ વર્ગમાંથી છે.

અત્યારે મો'લેસલામોમાં ઘણી જાગૃતિ આવી ગઈ છે. શિક્ષણમાં તેઓ આગળ છે અને દીની તા'લીમ તરફ પણ ઝોક વધ્યો છે. વહોરા પટેલોની જેમ તેઓમાંથી હિન્દુ રિવાજો–રસમો મોટાભાગે નષ્ટ થઈ ગઈ છે. તેઓનો મોટો ભાગ હવે ઈસ્લામી લિબાસ પહેરે છે, નમાઝ પઢે છે અને દાઢી રાખે છે. તેઓ એક વચની, હિમ્મતવાળા અને મહેમાન નવાઝ હોય છે.

આમોદના નાગરાણાએ સુલતાન બેગડાના સમયમાં ઈસ્લામ અંગીકાર કર્યો તે દિવસથી તેઓ મો'લેસલામ કહેવાયા.

આ નાગરાણા ચુડાસમા રાહ વંશના હતા. આ ચુડાસમા વંશમાં ગાંગેય રાજા થયો. તેણે ભગાસુર દૈત્યને મારી જૂનાગઢ જીતી લીધું. તેના પરાજિત મંત્રીની પુત્રી મેઘનંદાને તે પરણ્યો. તેના વંશજ રાખેગાર ઉર્ફે ધરીયાજી જનમ્યો તે પછી બાર કે તેર પેઢીએ મેવાડના રાણા રતનસિંહના વંશમાં દુલા રાણાનો જન્મ થયો. અલાઉદ્દીન ખિલજીએ તેને હરાવી રાજ્ય લઈ લીધું. તે દક્ષિણમાં ગયો ત્યાં વિ. સં. ૧૩૨૧ના ચૈત્રસુદી સાતમે મુગીપુર પાટણના રાજા ભીમસિંહ ગોહિલની પુત્રી સાથે બીજાં લગ્ન કર્યા. દુલારાણા ત્યાંથી ભરૂચ ગયો. ત્યાં તેને બુવા ગામના એક બ્રાહ્મણે આવી અરજ કરી કે બુવાનો ભીલ રાજા તેની કન્યાનો હાથ ઈચ્છે છે. આથી દુલા રાણા ભીલ રાજા ઉપર ગુસ્સે થયો. રઘા ભીલને હરાવી ૧૧૪૫ ભીલને મારી નાખ્યા તે પછી વિ. સં. ૧૩૨૨માં તેણે મહાસુદી ૧૦ ને ગુરુવારે તે બુવાની ગાદીએ બેઠો. વિ. સં. ૧૩૩૨માં તેણે ચાંચવેલ જીતી લીધું. તેનો કુંવર હરિસિંહ મહાપરાક્રમી થયો. તેણે રાજપીપલાના ભાણા ઠાકોર તથા પીરમળેટના મુખડાજી ગોહિલને હરાવી ચાંચવેલમાં કેદ કર્યા. હરિસિંહના ભીમસિંહ થયા. એના વંશના નાગરાણા તે જ આમોદના ઠાકોર વિ.સં. ૧૫૩૧માં મુસલમાન બન્યા અને મો'લેસલામ કહેવાયા.[૧]

## ભરૂચના કેટલાક પુસ્તકાલયો

ભરૂચના કેટલાક કુતુબખાના–પુસ્તકાલયોની વિગત તવારીખોમાં જોવા મળે છે. આ પુસ્તકાલયો અંગત માલિકીના હતા.

[૧] જમીન જાગીરનો ભોમિયો તથા સૌરાષ્ટ્રનો ઈતિહાસ

આજની જેમ જાહેર વાંચનાલયોનો પહેલા રિવાજ ન હતો. ભરૂચમાં આવાં કેટલાંક પુસ્તકાલયોની આપણે વિગત જોઈએ.

**આમોદનું પુસ્તકાલય :-** અરબી–ફારસી તવારીખોમાં આમોદનો 'આછોદ–આમોદ' તરીકે ઉલ્લેખ છે. કેટલીક જગાએ 'આછોદ–માછોદ' શબ્દ વપરાયો છે. "ભરૂચ જિલ્લો અને પ્રાચીન મુસ્લિમ વસાહતો" બાબતના મારા સંશોધનાત્મક પુસ્તકમાં આ વિશે વધુ પ્રકાશ પાડવા પ્રયત્ન કરીશ (ઈન્શા અલ્લાહ.)

આમોદનું પુસ્તકાલય આમોદના ઠાકોર સાહેબનું અંગત માલિકીનું હતું. તેમાં ઘણાં કિંમતી અને અજોડ પુસ્તકો હતાં.

આ પુસ્તકાલયની એક અંગ્રેજે ઈ.સ. ૧૭૮૭ હિજરી ૧૨૦૨માં મુલાકાત લીધી હતી. તે લખે છે કે આ પુસ્તકાલયમાં ફારસી ભાષાના ત્રણ હજાર જેટલા હસ્ત લિખિત (ખુશખત) ગ્રંથો હતા. આ પુસ્તકો 'મરાકો'ના લાલ ચામડાથી સુશોભિત હતા. આ પુસ્તકાલયના પુસ્તકોની કુલ કિંમત (તે સમયના) ૧૨ લાખ રૂપિયા જેટલી હતી. હિફાઝત–સાચવણી માટે દરેક પુસ્તક ઉપર 'ગલીનું કપડું' ચઢાવેલું હતું.

આ પુસ્તકાલય માટે કેટલોક સ્ટાફ રોકાયેલ હતો. પુસ્તકોની નકલ કરવા માટે કેટલાક ખુશનવેસ–લહિયા કામ કરતા હતા. હજારોના ખર્ચે કેટલીક વેળા અજોડ પુસ્તકોની નકલ કરવા માટે તેમને બહાર મોકલવામાં આવતાં. પાછળથી આ પુસ્તકાલયના ઘણા પુસ્તકો પૂરતી દેખરેખ અને સંભાળના અભાવે ઓછા થઈ ગયાં. [1]

ઉપર જોયું તેમ આ પુસ્તકાલયમાં ફારસી ભાષાના અસંખ્ય

[1] બોમ્બે ગવર્નમેન્ટ રેકર્ડ નં. ૧૬ ન્યુ સીરીઝ પૃષ્ઠ ૨૩

પુસ્તકો હતા, જેમાંના થોડાક પુસ્તકોની માહિતી આપણે જોઈએ.

**૧. દીબાચએ ફરહંગે જહાંગીરી** :– આ પુસ્તકના લેખક જમાલુદ્દીન હુસૈન આન્જૂચીન બિન ફખ્રુદ્દીન હસન હતા. ઈ.સ. ૧૬૦૫ હિ.સ. ૧૦૧૪માં તે લખાયેલ હતું. આ પુસ્તક શબ્દકોશ સંબંધી હતું, જેમાં અરબી–ફારસીના શબ્દો ઉર્દૂ ભાષામાં આપવામાં આવ્યા હતા.

**૨. મિરાતે સિકંદરી** :– ગુજરાતના મુસલમાન સુલતાનોને લગતી તવારીખ હતી. સિકંદર બિન મહંમદ ઉર્ફે મન્જૂએ (ઈ.સ. ૧૬૧૧)માં તે લખી હતી.

**૩. તારીખે મુઝફ્ફરશાહી** :– એમાં ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહ હલીમની માળવા ઉપરની ચઢાઈનું વર્ણન હતું. એમાં કેટલીક તવારીખી બાબતો રસપ્રદ હતી. સાહિત્ય શૈલીમાં આ પુસ્તક લખાયેલું હતું. એના કર્તા 'કાનેઈ' હતો.

**૪. તિબ્બે શહાબી** :– આ હસ્તપ્રત ઈ.સ. ૧૮૪૦માં લખાયેલી હતી. એનો લેખક શિહાબુદ્દીન અબ્દુલ કરીમ છે. ભાષા ફારસી હતી.

**ભરૂચના કાઝી સાહેબનું પુસ્તકાલય** :– ભરૂચના શહેર કાઝી મર્હૂમ નૂરુદ્દીન સાહેબનું પુસ્તકાલય ઘણું પ્રાચીન હતું. મર્હૂમ કાઝી સાહેબના વડવાઓથી પેઢી દર પેઢી આ પુસ્તકાલય એમના કુટુંબમાં સંભાળતું આવ્યું હતું. એમાં કેટલાક ઉપયોગી અને કિંમતી ગ્રંથો હતા. કાઝી સાહેબના વડા દાદા કાઝી સૈયદ અહમદ હુસૈન વલદે સૈયદ મુહમ્મદ સાહેબ (વફાત હિજરી ૧૨૭૩) પોતે ગ્રંથકાર હતા. આપે કેટલાક પુસ્તકો લખ્યાં હતાં જેમ કે, **સિરાજુલ હુદા, અહકામે કઝાતુલ મુસ્લિમીન, ઈરશાદે અહમદી મુજર્રબાતે અહમદી** (તિબ–વૈદક સંબંધી) અને **અલવાને ને'મત** (પાકશાસ્ત્ર).

આ પુસ્તકાલયમાં પણ ઘણા કિંમતી પુસ્તકો હતાં જેમ કે,

**૧. કુતૂહાતે રફાઈ :-** અહમદાબાદના પ્રખ્યાત બુઝુર્ગ (હિજરી ૯૪૨) સૈયદ અહમદ જાફર શીરાઝી (રહ.) તથા સૈયદ રફીઉદ્દીન (રહ.)ના હાલાત–

**૨. મુબારકુલ્અઝહાર ફી શર્હિ મશારિકિલ્અન્વાર :-** આ કિતાબના લેખક અબ્દુલ્લતીફ ઈબ્ને અબ્દુલ અઝીઝ ઉર્ફે ઈબ્નુલ મલિક અહમદાબાદી (હિજરી ૯૧૫) હતા. હદીસના પ્રખ્યાત આલિમ હતા. આ શરહ અરબી ભાષામાં હતી.

**૩. નુરુલ્કારી ફી શર્હિ બુખારી :-** કર્તા અલ્લામા નૂરુદ્દીન બિન હાજી મુહમ્મદ સિદીક અહમદાબાદી (હિજરી ૧૧૫૫)

**૪. રિસાલા શાઝલિયા :-** ફકત બે જ પેજ હતા. તેના હાસિયા ઉપર મૌલાના અબ્દુલહક મુહદ્દિસ દહેલવી (રહ.)ના હસ્તાક્ષરમાં એક ઈજાઝત નામું લખાયેલું હતું. આ હસ્તાક્ષરનું જ ઘણું મહત્ત્વ હતું.

૫. આ ઉપરાંત શરહ મીનતુલ આરિફીન નુરુલ ઈરફાન, નુરુલ મઅરિફત, અલ ઈશબાહ વન્નઝાઈર.

આ ઉપરાંત, આ પુસ્તકાલયમાં ઘણા કિંમતી અને અપ્રાપ્ય પુસ્તકો હતાં. મારી જાણ મુજબ મર્હૂમ કાઝી નૂરુદ્દીન સાહેબે પોતાના જીવનના છેલ્લાં વરસોમાં આ પુસ્તકાલયના કેટલાક પુસ્તકો અહમદાબાદના દારુલ ઉલૂમ શાહેઆલમ તથા અહમદાબાદની પ્રખ્યાત પીર મહંમદશાહ લાયબ્રેરીને આપી દીધાં હતાં.

અમદાવાદના પ્રખ્યાત બુઝુર્ગ હઝરત સૈયદ અહમદ શીરાઝી (રહ.)ના ખાનદાનના એક બુઝુર્ગ સૈયદ અહમદ હુસૈન મહાન

વિદ્વાન અને સૂફી હતા. શાહઆલમ ત્રીજાએ (હિજરી ૧૧૮૮)માં તેમને ભરૂચના કાઝી તરીકે નીમ્યા, ત્યારથી આ ખાનદાનમાં વંશ પરંપરાગત કાઝીનો હોદ્દો ચાલ્યો આવ્યો. ભરૂચના મર્હૂમ કાઝી મુહમ્મદ નૂરુદ્દીન હુસૈન આ જ ખાનદાનના હતા. તેઓ વિદ્વાન અને શાઈર હતા. ફારસી ભાષા ઉપર આપનો ભારે કાબૂ હતો. મિરઝા ગાલિબે આપની વિદ્વતાની પ્રશંસા કરી હતી. હિજરી ૧૨૮૬માં તેઓ વફાત પામ્યા. કાઝી ખાનદાન શિક્ષિત ગણાય છે.

**હકીમ રૂહુલ્લાહ (રહ.)નું પુસ્તકાલય** :– આ પુસ્તકાલય ઘણું પ્રખ્યાત અને પ્રાચીન હતું. હકીમ સાહેબે શહેનશાહ અકબરની ભલામણથી વૈદક સંબંધી એક પુસ્તક "ફવાઈદુલ ઈન્સાન" લખ્યું હતું. પુત્ર રૂહુલ્લાહે "લઝઝતુલ હયાત" નામનો યુનાની વૈદકનો ગ્રંથ ઈ.સ. ૧૭૪૫–૪૮માં ભરૂચ ખાતે લખ્યો હતો.

આ પુસ્તકાલયમાં ઘણા કિમતી પુસ્તકો હતા, જેમ કે, **તકવીમુલ અબ્દાન** : લેખક યહ્યા બિન ઈસા (હિજરી ૫૮૮), **મરહમતનામા** : લેખક મહમૂદ બિન બુરહાન બિન મહમૂદ બિન જલાલ હુસૈની (હિ. ૮૭૭)

**મૌલાના ઈસ્હાકનું પુસ્તકાલય** :– ભરૂચના પ્રખ્યાત બુઝુર્ગ હતા. હઝરત શાહ વજીહુદ્દીનના શિષ્ય–શાગિર્દ હઝરત મૌલાના અબ્દુલગની અહમદાબાદીના આપ શાગિર્દ હતા. આપ હઝરતના પુસ્તકાલયમાં પણ ઘણાં નાદિર–અપ્રાપ્ય પુસ્તકો હતા.

**કવી મુહમ્મદ ઝહીરૂદ્દીનનું પુસ્તકાલય** :– આપ અંકલેશ્વર, તા. જિ. ભરૂચના હતા. અંકલેશ્વર ખાતે આપનું પુસ્તકાલય હતું. કાઝી ખાનદાન હતા. ફારસી ગદ્ય–પદ્ય ઉપર ભારે કાબૂ હતો. હિજરી ૧૨૬૫ ઈ.સ. ૧૮૪૮માં વફાત થઈ.

## જુમ્આ મસ્જિદ

ભરૂચની જુમ્આ મસ્જિદ ગુજરાતના સુલતાનોના સમયની છે. મસ્જિદ ૧૨૬ ૧/૨ ફૂટ લાંબી અને ૫૨ ફૂટ પહોળી છે. ખંભાતની જુમ્આ મસ્જિદ કરતાં તે થોડીક નાની છે. મસ્જિદની દક્ષિણ બાજુએ પ્રવેશદ્વારની છત્રી આકર્ષક છે. ઘૂમટોમાં અસાધારણ સુંદર કોતરણી કરવામાં આવેલ છે. આ કોતરણીને ડૉ. બર્જેસ હિંદની સર્વોત્તમ કારીગરીઓની પંકિતઓમાં મૂકે છે. ઈ.સ. ૧૮૦૩માં અંગ્રેજોએ ભરૂચ કબ્જે કર્યું ત્યારે તેના લશ્કરે એમાં પડાવ નાંખ્યો હતો. આ મસ્જિદમાંનો શિલાલેખ તદ્દન તૂટેલી હાલતમાં જોવા મળે છે. એમાં હિ. સ. ૭૦૧ (ઈ.સ. ૧૩૦૨)ની સાલ વંચાય છે.[૧] આર્કિયાલોજિકલ ખાતાના હવાલે આ મસ્જિદ આવી ત્યારે એની દશા અત્યંત ખરાબ હતી.

### મદ્રસા–મસ્જિદ

ઈ.સ. ૧૬૦૯માં મુર્તુઝાખાને ભરૂચમાં મદ્રસા મસ્જિદ બંધાવી હતી, જે સિવિલ હોસ્પિટલ પાસે (વહોરવાડમાં) છે. એની ફરસ આરસની છે. સ્તંભની કુંભીઓ સાગના લાકડાની છે. એના બે ફારસી અભિલેખ જાળીદાર બારીઓના ઉપલા ભાગમાં લાકડાની તકતીઓ ઉપર કોતરીને ચોડેલા છે. એમાં મસ્જિદનું નામ મસ્જિદે કાઝી આપ્યું છે. આ મસ્જિદોનો ઉપયોગ મૌલાના ઈસ્હાક (રહ.)એ મદ્રસા તરીકે કર્યો હતો.[૨] અહીં મૌલાના ઈસ્હાકનો મદ્રસો પ્રખ્યાત હતો. એક નોંધ મુજબ આજ સ્થળે મૌલાના ઈસ્હાક અગાઉ હિજરી ૪૩૦માં એક મદ્રસો અસ્તિત્વમાં હતો. મૌલાના ઈસ્હાક (રહ.)ની વફાત પછી

---

[૧] ઓર્કિ. સર્વે–વેસ્ટર્ન ઈન્ડિયા વો. ૧ પેજ ૨૦–૨૨ [૨] I Gid, P. 47

ઘણા વખત સુધી આ મદ્રસો અસ્તિત્વમાં હતો. પાછળથી એ બંધ થઈ ગયો. થોડાક વરસો પહેલાં મુસ્લિમ વિદ્યાર્થીઓ માટે એક બોર્ડિંગ પણ હતી, જે ઈસ્હાકિયા બોર્ડિંગથી જાણીતી હતી.[૧]

## ઈદગાહ

ભરૂચની બહાર પશ્ચિમે વેજલપુરને રસ્તે ગુજરાતમાં ઈદગાહોમાં સુંદર ગણી શકાય તેવી ઈદગાહ છે. તેના ઊંચા મિમ્બર ઉપર ઈ.સ. ૧૩૨૬નો ફારસીમાં લેખ છે. ઈદગાહની આસપાસ કોટ કરેલો છે. તેમાં રબીઉલ માસની ૨૫મી તારીખ હિજરી ૭૨૬ લખેલ છે.–૧લી માર્ચ ૧૩૨૬. વલી મુહમ્મદ તઘલખના સમયમાં મલિક ઉસશર્ક ફખરુદૌલા વઉદ્દીન મુહમ્મદ બુતમારીએ બંધાવ્યાનું લખેલ છે. તાજુદીન મુહમ્મદ બહાઉલ્મુલ્કની દેખરેખ નીચે બંધાઈ હોવાનો ઉલ્લેખ છે. આ લેખ લખનારનું નામ સૈયદ કમાલ લખ્યું છે.[૨]

## ભરૂચનો કિલ્લો

ભરૂચનો કોટ બહાદુરશાહે બંધાવ્યો એનો ઉલ્લેખ આપણે ભરૂચ અંગેના અગાઉના પૃષ્ઠોમાં જોઈ ગયા. આ કિલ્લો પણ ગુજરાતના સુલતાન બહાદુરશાહે જ બનાવ્યો છે. ઈ.સ. ૧૫૨૮ની મે ની ૨૦મી હિજરી ૯૩૪ ૧લી રમઝાને સુલતાન બહાદુર કિલ્લાનું બાંધકામ જોવા ભરૂચ આવ્યો હતો. મક્કી દરવાજેથી મળેલા એક લેખમાં ઈ.સ. ૧૫૩૩માં આ કિલ્લો બંધાઈ રહ્યો છે એવો ઉલ્લેખ છે. આ જોતાં કિલ્લો બંધાવવા પાછળ પાંચ વર્ષ ઉપરાંતનો સમય લાગ્યો હોવો જોઈએ. આ લેખમાં લખેલ છે કે :

"આ લોખંડ જેવા મજબૂત કિલ્લા અને ખાઈનું બાંધકામ,

---

[૧] ગુજરાતકી તમદ્દુની તારીખ. [૨] પ્રો. કોમીસેરિયેટ પૃષ્ઠ ૬૭ અંગ્રેજી આવૃત્તિ.

સુલતાન બહાદુરશાહ જેનું રાજ્ય અમર નથી. મુહમ્મદ ખત્રીનો પુત્ર મોટાખાન ખકન અલપખાન જે 'શૈખજી'ના નામથી પ્રસિદ્ધ હતો, તેના હુકમથી અને અબુ મુહમ્મદ બિન ખુવૈન્દનના હુકમથી થયું છે. બંધાયાની તારીખ ૧લી રબીઉલ અવ્વલ હિ.સ. ૯૪૦ (૨૦ સપ્ટેમ્બર ૧૫૩૩).'' આ અલપખાનની જાગીર ભરૂચ પાસે હતી. એથી સુલતાને આ કામ એને સોંપ્યું હશે. ભરૂચના કિલ્લાની દિવાલનું કામ જોવા એકવાર સુલતાન બહાદુરશાહ ભરૂચ ગયો ત્યારે એવા સમાચાર મળ્યા કે દીવમાં કિવાજાઉલ મુલ્કે ફિરંગીઓના વહાણ પકડયાં છે. આ સાંભળી સુલતાન સીધો દીવ ગયો અને કેદ પકડાયેલા ફિરંગીઓને મુસલમાન બનાવી છોડી મૂકયા. ત્યાંથી ખંભાત આવી ચાંપાનેર ગયો.[1] તારીખે ફરિશ્તા લખે છે કે સુલતાને પકડાયેલા ફિરંગીઓની ખત્ના—સુન્નત કરાવી.

## બાગ

મુસલમાનોએ જ્યાં પાણી જોયું ત્યાં બાગ તૈયાર કર્યા. અમદાવાદ અને સુરતની જેમ મુસલમાન અમીરોએ ભરૂચમાં પણ બાગ બનાવ્યા. ભરૂચની બેગમવાડી અને અમજદબાગ પ્રસિદ્ધ છે.

## આઝાદીની ચળવળ અને મુસલમાનો

દેશને અંગ્રેજોની ગુલામીમાંથી આઝાદ કરાવવાની ચળવળમાં ભરૂચ જિલ્લાના મુસલમાનોએ પણ અગત્યનો ભાગ ભજવ્યો છે. જમીઅતે ઉલમાએ હિન્દ અને ખિલાફત ચળવળના નેતાઓના માર્ગદર્શન હેઠળ અંગ્રેજોને દેશવટો આપવાની ચળવળમાં આ જિલ્લાના મુસલમાનો સક્રિય હતા.

---

[1] મિરાતે સિકંદરી, તબકાતે અકબરી.

કાવીના જનાબ મુન્શી મુહમ્મદ હસન પટેલે હોમરૂલ લીગ અને સત્યાગ્રહની લડતોમાં કાર્ય કર્યું હતું. તેઓ ભરૂચ જિલ્લાના દયાદ્રા ગામે શિક્ષક હતા. ૧૯૨૧ની અસહકારની લડતમાં રાજીનામું આપ્યું. છોટે સરદાર ડૉ. ચંદુલાલ સાથે રહીને ભરૂચ જિલ્લામાં લડતો અંગે ભાષણો કર્યા. બારડોલી સત્યાગ્રહમાં શ્રી નરમાવાળા અને શ્રી એદ્રુસ સાથે ફરીને બારડોલી તાલુકામાં ભાષણો કર્યા હતા. ૧૯૨૧માં ભરૂચના ફાટા તળાવમાં ભાષણ કર્યું હતું તે અંગે ૧૨ મહિનાની સજા થયેલી, તે સાબરમતીમાં ભોગવી હતી.

(આઝાદીના ઘડવૈયા પુસ્તક–૨)

આઝાદીની લડતમાં જ. મુન્શી મુહમ્મદ હુસૈન અગ્રહરોળે હતા. શ્રી કાકા સાહેબ કાલેલકર જેલમાં આપની સાથે હતા. મુન્શી સાહેબ જેલમાં હતા તે દરમિયાન નમાઝનો સમય થતો ત્યારે જોરથી અઝાન આપતા હતા. આઝાદીની ચળવળના લડવૈયાઓને અપાતું પેન્શન આપને પણ મળતું હતું. શૈખુલ ઈસ્લામ હઝરત મૌલાના હુસૈન અહમદ મદની (રહ.)ના ભારે અકીદતમંદ હતા.

આ જ રીતે ભરૂચના કાઝી ફૈઝામિયાં હઝરત મિયાં સાહેબે પણ આઝાદીની લડતમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. સને ૧૯૦૫માં ભરૂચમાં જન્મ થયો હતો. સને ૧૯૨૦માં અસહકારની ચળવળ વખતે શાળા–કોલેજોનો બહિષ્કાર કરવાની હાકલ થતાં સરકારી મેટ્રિકની પરીક્ષા નહીં આપેલી અને અભ્યાસ છોડી રાષ્ટ્રિય કાર્યમાં જોડાયેલા. ૧૯૩૦ની દાંડીકૂચ વખતે ગાંધીજી ભરૂચ પધારેલા ત્યારે તેમણે વિદ્યાભ્યાસનો ત્યાગ કર્યો તે બદલ અભિનંદન આપેલા. પાછળથી ભરૂચની સુધરાઈમાં નોકરીમાં જોડાયલા; પરંતુ રાષ્ટ્રીય આંદોલનના કારણે તાત્કાલિક રાજીનામું આપ્યું હતું.

(સ્વાતંત્ર્ય સંગ્રામના લડવૈયા પરિચય ગ્રંથ–૨)

આ રીતે ભરૂચ જીલ્લાના ઘણા મુસલમાનોએ આઝાદીની ચળવળમાં આગળ પડતો ભાગ ભજવ્યો હતો. આ લડતમાં જિલ્લાના મુસલમાનોએ તન, મન અને ધનથી મદદ કરી.

## ભરૂચ જિલ્લાના મદ્રસા

ભરૂચ જિલ્લાના ગામે ગામ દીની તાલીમની વ્યવસ્થા છે. નાના–મોટા બધા જ ગામોમાં પ્રાથમિક દીની તાલીમના મદ્રસા ચાલે છે. બાળકો દીની તાલીમ મેળવે એ પ્રત્યે ભારે કાળજી રાખવામાં આવે છે. ભરૂચ જિલ્લામાં ઉચ્ચ દીની તાલીમ મેળવવા માટેના દારુલ ઉલૂમ પણ છે. અગાઉ આ જિલ્લામાં દારુલ ઉલૂમ ન હતા ત્યારે તલબા ઉચ્ચ દીની તાલીમ મેળવવા અહમદાબાદ, રાંદેર, ડાભેલ વગેરે સ્થળે આવેલા દારુલ ઉલૂમમાં જતા હતા. અત્યારે ભરૂચ, કંથારીઆ, થામ વગેરે સ્થળોએ દારુલ ઉલૂમ ચાલે છે. આપણા દેશમાંથી જ નહીં, પરંતુ પરદેશથી પણ તલબા દીની તાલીમ મેળવતા આ ગામોમાં જોવા મળે છે. યતીમ તલબા સારી પેઠે દીની તાલીમ મેળવી શકે એ માટે ભરૂચમાં દારુલ યતામા મદ્રસહ પણ અસ્તિત્વમાં છે.

## હૉસ્પિટલ, મુસાફરખાના અને હાઈસ્કૂલો

દેશ પરદેશમાં વસતા જિલ્લાના મુસલમાનોના સહકારથી ભરૂચ–કંથારીઆની વચમાં જંબુસર રોડ ઉપર હોસ્પિટલ બંધાઈ છે. તે માટે વિશાળ જમીન આંતરવામાં આવેલ છે અને બાંધકામ ચાલુ છે. અન્ય કાર્યકરોના સહકારથી હૉસ્પિટલના કામને આગળ ધપાવનાર ધારાસભ્ય જનાબ મુહમ્મદભાઈ ફાંસીવાલા સાહેબ સક્રિય છે.

ભરૂચમાં બહારથી આવતા લોકો માટે ભરૂચમાં મુસાફર-ખાનાની સગવડ છે. ભરૂચ રેલ્વે સ્ટેશન સામે જ મુસ્લિમ મુસાફિરખાનાની વિશાળ ઈમારત ખડી છે. તેનો કશો ભેદભાવ વિના ભરૂચ આવતા મુસાફરો ઘણા ઓછા ચાર્જથી લાભ ઉઠાવે છે. પાલેજમાં પણ એક મુસાફરખાનું વરસોથી અસ્તિત્વમાં છે.

ભરૂચ જિલ્લાના ઘણા ગામોમાં માધ્યમિક તેમ જ ઉચ્ચતર માધ્યમિક શાળાઓ આવેલી છે. ભરૂચ શહેર ઉપરાંત મનુબર, કરમાડ, ઈખર, કાવી, દયાદરા, પાલેજ, ટંકારીઆ, દેવલા, નબીપુર વગેરે સ્થળોએ આ શાળાઓ પ્રગતિ સાધી રહી છે.

ભરૂચ જિલ્લાના મુસલમાન વિદ્યાર્થીઓ લાભ ઉઠાવી શકે એ માટે જિલ્લામાં એક કોલેજની જરૂરિયાત છે.

## ઇસ્લામની રોશની ફેલાવવા કાજે સહાબાનો ભરૂચ ઉપર ગઝવો !

અરબસ્તાનના "તાઈફ" શહેરના કબીલા "બનૂ સકીફ"ના આલે અબુલઆસી વંશના મુજાહિદ સહાબએ કિરામ સૌ પ્રથમ ગુજરાતમાં અને ખાસ કરીને ભરૂચમાં ઈસ્લામની રોશનીની જ્યોત લઈને પધાર્યા. આ વંશના આ મુજાહિદ સહાબા હિન્દના વિજેતા હઝરત ઉસ્માન સકફી (રદિ.), હઝરત હકમ સકફી (રદિ.) અને હઝરત મુગયરહ સકફી (રદિ.) આમ બનૂ અબુલ આસી સકફી કુટુંબના ત્રણ ભાઈઓ હતા.

આ સહાબએ કિરામ (રદિ.)એ દેવલ[1], થાણા[2] અને ભરૂચના ત્રણ દરિયાઈ કિનારાઓ ઉપર "નારએ તવહીદ"ની ઘોષણા કરીને આ જમીનને પોતાના સિજદાઓ વડે પાક–પવિત્ર બનાવી.

આ અસ્હાબે કિરામનો પરિચય મેળવતા અગાઉ આપના ખાનદાનની તવારીખ જોઈએ.

હિજાઝનું પ્રખ્યાત શહેર "તાઈફ" અગાઉ "વુજ્જ" નામે

---

[1]**દેવલ :** અરબીમાં 'દયબુલ' કહેવાય છે. ત્યાં એક મશ્હૂર દેવળ હતું તે ઉપરથી આ શહેર 'દેવલ'ના નામથી પ્રચલિત બન્યું. એ સિંધનું પ્રાચીન બંદર છે અને લાંબા સમય સુધી સિંધનું પાટનગર રહ્યું હતું. તે 'લાહરી' બંદરથી ફકત પાંચ માઈલના અંતરે આવેલ હતું. 'લાહરી'ની જાહોજલાલીએ આ બંદર તોડી નાંખ્યું. ઈબ્ને બતૂતાએ અમીર અલાઉલ મુલ્કની સાથે સિંધમાં જે ખંડેરો જોયાં હતાં તે કનિંગહામના સંશોધન પ્રમાણે 'દેવલ'ના હતાં.

[2]**થાણા :** થાણા જિલ્લો હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા સમુદ્ર અને પહાડની વચ્ચેનો ભાગ છે, તેના બે ભાગ છે. દક્ષિણના ભાગને મલબાર અને ઉત્તરના ભાગને કોકણ કહે છે. થાણામાં રત્નાગિરિ અને કોલાબાના જિલ્લાઓ, સાવંતવાડી, જંજીરાની રિયાસત, ગોવા અને મુંબઈ શહેર આવેલાં છે. થાણા શહેર મુંબઈથી ૨૦ માઈલ દૂર સાલસેટ બેટ ઉપર આવેલું છે. થાણા ઈલાકાની લંબાઈ ૩૩૦ માઈલ, પહોળાઈ ૩૫ થી ૫૦ માઈલ જેટલી છે. અબૂ રયહાન અલ બીરુનીએ 'કિતાબુલહિંદ'માં થાણાને કોંકણનું પાયતખ્ત લખ્યું છે. રશીદુદ્દીને 'જામિઉત્તવારીખ'માં તેને કોંકણ થાણા લખ્યું છે. અબુલફિદાએ લખ્યું છે કે તે એક મોટું શહેર છે અને તનાસી નામનું કાપડ ત્યાંથી આવે છે. પોર્ટુગીઝ મુસાફર બારબોઝાએ એનું નામ "થાણા મંબુ" લખ્યું છે. મુંબઈને તેણે મંબુઈ કહ્યું છે. કુત્બુદ્દીન મુબારક શાહ ખિલજીએ તેને જીતી લઈ દિલ્હી સલતનતમાં શામેલ કરી દીધું હતું. થાણા ગુજરાતની પૂર્વ હદમાં છે. ત્યાંના ભાલા અને તબાશીર (વંશલોચન–વાંસકપૂર દવાનું નામ) પ્રખ્યાત હતાં. માર્કોપોલો લખે છે કે ત્યાં ધૂપ અને ગૂગળ પુષ્કળ થાય છે.

પ્રચલિત હતું. જ્યારે આ શહેરની ચોમેર કિલ્લો બનાવવામાં આવ્યો ત્યારે તે 'તાઈફ' તરીકે ઓળખાવા લાગ્યું. અહીં બનૂ સકીફ ઉપરાંત કુરૈશ વગેરે કબીલા પણ આબાદ હતા.

તાઈફનો બનૂ સકીફ કબીલો ઘણો માલદાર ગણાતો હતો. તેઓ પાસે લાંબી જમીન હતી. દ્રાક્ષના અને મેવાના મોટા બાગ હતા. બનૂ સકીફ ઘણાં માલદાર હોવાથી આસપાસના કેટલાક કબીલા હુમલા કરી વારંવાર હેરાન–પરેશાન કરતા હતા. આથી તેઓએ 'વુજ્જ'ની ચોમેર કોટ ચણાવી લીધો. ત્યારથી આ આબાદી 'તાઈફ' નામે ઓળખાવા લાગી.

મક્કાના કુરૈશ અને તાઈફના સકીફ કુટુંબો વચ્ચે પરસ્પર મનમેળ અને પ્રેમભર્યા સંબંધો હતાં. ખેતી, વેપાર, લેવડ–દેવડ અને બેટી–વ્યવહારમાં એકબીજા સાથે સંકળાયેલા હતા. મક્કાના કેટલાક કુરૈશીઓના બાગ તાઈફમાં હતા. હઝરત અબ્બાસ (રદિ.)નો એક બાગ પણ અહીં હતો.

હિજરી સન ૮માં મક્કા જીતાયું ત્યારે અહલે કુરૈશ ઈસ્લામ લઈ આવ્યા એ પછી તાઈફ જીતાતાં સકીફ પણ ઈસ્લામથી પાવન થયા.

ઈસ્લામ સ્વીકાર્યા અગાઉ બનૂ સકીફ મૂર્તિપૂજા કરતા હતા. તેઓની મુખ્ય મૂર્તિનું નામ 'લાત' હતું. આ મૂર્તિ એક પહાડી ઉપર હતી. મૂર્તિ એક મકાનમાં મૂકવામાં આવી હતી. કાબાની જેમ આ મકાન ઉપર એક ગિલાફ ચઢાવવામાં આવતો હતો અને બનૂ સકીફ આ વિસ્તારને હરમ તરીકે સ્થાન આપતા હતા.[૧]

મક્કાવાસી કુરૈશના બનૂ હાશિમ અને તાઈફના બનૂ સકીફ આલે

---

[૧] ફુતૂહુલ બુલદાન પૃષ્ઠ ૬૮

અબુલ આસી વચ્ચે ભ્રાતૃભાવભર્યો સંબંધ હતો. બંને એકબીજાની અદબ જાળવતા હતા. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મક્કાથી મદીના હિજરત કરી ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાહિબઝાદી હઝરત ઝયનબ (રદિ.) તાઈફ ખાતે અબૂલ આસી સકફીના ત્યાં જ હતાં. પાછળથી હઝરત અબ્બાસ (રદિ.) ત્યાંથી હઝરત ઝયનબ (રદિ.)ને મદીના લઈ ગયા.[1]

આમ, ગુજરાત ઉપર ઈસ્લામનો હુમલો લઈ આવનાર સહાબએ કિરામના સકફી ખાનદાનને ઈસ્લામ સ્વીકાર્યા અગાઉ પણ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખાનદાન સાથે નિકટના સંબંધો હતા.

ઈસ્લામની ફોજે તાઈફ ઉપરથી ઘેરો ઉઠાવી લીધો ત્યારે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુઆ માંગી હતી કે :

"હે અલ્લાહ ! બનૂ સકીફને હિદાયત આપ અને તેઓને અમારી સાથે મેળવી દે !"

છેવટે હિજરી ૯માં આ ખાનદાનના કેટલાક શખ્સોએ પ્રતિનિધિરૂપમાં મદીના મુનવ્વરા જઈ ઈસ્લામ સ્વીકારી લીધો. આ પ્રતિનિધિમંડળમાં હઝરત **ઉસ્માન બિન અબૂલ આસ સકફી** પણ હતા. નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપ (રદિ.)ને તાઈફના અમીર, હાકિમ, મુઅલ્લિમ અને ઈમામ નિયુકત કર્યા. આ બનાવના દોઢ વરસ પછી એટલે કે હિજરી ૧૧માં નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વફાત પામ્યા.[2]

ઈસ્લામ સ્વીકાર્યા પછી આ સકફી ખાનદાને ઈસ્લામની ભારે

---

[1] તારીખે યાકૂબી ભાગ ૨ પૃષ્ઠ ૪૨ [2] સીરતે ઈબ્ને હિશામ, ફુતૂહુલ બુલદાન

સેવા બજાવી. ઈસ્લામી ગઝવા અને લડાઈઓમાં તેઓ આગલી હરોળમાં રહ્યા. હિજરી સન ૧૩માં ઈસ્લામના બીજા ખલીફા હઝરત ઉમર ફારૂક (રદિ.)એ ખિલાફત સંભાળતાં જ હઝરત અબૂ ઉબૈદા બિન મસઊદ સકફી (રદિ.)ને ઈસ્લામના પાંચ હજાર જેટલા મુજાહિદોના અમીર બનાવીને ઈરાનીઓના સામના માટે ઈરાક તરફ રવાના કર્યા. આ મુજાહિદોમાં ઘણા સકફી ખાનદાનના હતા. તેઓએ આ લડાઈમાં બતાવેલ વીરતા અને જવાંમર્દીના કારણે ઈસ્લામની ફોજમાં તેઓનું માન વધી ગયું. આ બનાવ પછી બનૂ સકીફને ઈસ્લામી લશ્કરમાં સ્થાન અપાવા લાગ્યું. હિજરી સન ૧૫માં હઝરત ઉમર (રદિ.)એ આ જ ખાનદાનના હઝરત ઉસ્માન બિન અબૂલ આસ સકફી (રદિ.)ને બહરીન અને અમાનના ગવર્નર પદે નીમ્યા. આગળ જોયું તેમ આપ (રદિ.)ને નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તાઈફના અમીર–હાકિમ પદે આરૂઢ કર્યા હતા.

આ સકફી ખાનદાનના બહરીન અને અમાનના ગવર્નર હઝરત ઉસ્માન બિન અબુલ આસ સકફી (રદિ.)એ પોતાના ભાઈઓ હઝરત હકમ (રદિ.) અને હઝરત મુગયરા (રદિ.)ને હિજરી ૧૫ થી ૨૩ દરમિયાન **દેવલ**, **થાણા** અને **ભરૂચ** ખાતે હુમલા કરી ગઝવા કરવા મોકલ્યા.

**આ કારણના લઈ અવલિયાએ કિરામની આ તવારીખનો પ્રારંભ આપણે ભરૂચથી કરી રહ્યા છીએ.** આ મુકદ્દસ હસ્તીઓને આથી જ શરૂઆતનું સ્થાન આપ્યું છે. અવલિયાએ કિરામ કરતાં સહાબએ કિરામનો મરતબો અત્યંત ઊંચો છે. ગૌસ, કુતુબ, અબ્દાલ કે મહાન વલી પણ અદના સહાબીના દરજ્જા સુધી પહોંચી શકે તેમ નથી !

મહાન સહાબાના વૃત્તાંતથી આ કિતાબની શરૂઆત કરીને

આપણે તેઓ પ્રત્યેનું ઋણ–એહસાન અદા કરવાનો પ્રયાસ કરી રહ્યા છીએ. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે, આમીન !

## હઝરત ઉસ્માન બિન અબુલ આસ સકફી (રદિ.)

**બસરા**–વફાત હિજરી ૫૫

નામ ઉસ્માન અને કુન્નિય્યત અબૂ અબ્દુલ્લાહ હતી. વંશીય સિલસિલો આ મુજબ છે : ઉસ્માન બિન અબુલ આસ બિન બશર બિન અબ્દ વહમાન બિન અબ્દુલ્લાહ બિન હમામ બિન અબાન બિન યસાર બિન માલિક બિન હુતેત બિન જશમ બિન કસી (સકીફ). કેટલીક કિતાબોમાં અબ્દ વહમાનના બદલે અબ્દ બિન વહમાન છે. સકફી વંશમાં બનૂ માલિકના ખાનદાન બની યાસિરમાં એક શાખ આલે અબૂલ આસી છે. આપ હઝરત આ જ શાખમાંથી છે.[1]

અજ્ઞાનકાળમાં કબીલા બનૂ સકીફમાં આપનું ઘર આલે અબુલ આસ આબરૂ–મોભાદાર ગણાતું હતું.[2]

અલ્લામા ઈબ્ને હઝમ લખે છે કે :

'આ બુત (લાત)ના મુતવલ્લી બનૂ માલિકમાંથી આલે અબુલ આસ હતા.''

હઝરત અલ્લામા મુહમ્મદ બિન હબીબ (રહ.) પણ આમ જ લખે છે :

''આપણે અગાઉના પૃષ્ઠોમાં વાંચી ગયા તેમ હઝરત ઉસ્માન

---

[1] તબકાતે ઈબ્ને સઅદ (બૈરૂત) ભા. ૫ પૃષ્ઠ ૫૦૮

[2] ઉસદુલ ગાબા (તેહરાન) ભા. ૩, પૃષ્ઠ, ૩૭૩

સકફી (રદિ.)ના ઘર અને નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વચ્ચે નિકટના સંબંધો હતા. સગાં–સ્નેહીઓની જેમ એક બીજાના ખાનદાન વચ્ચે અવર– જવરના સંબંધો હતા.''

ઈતિહાસકાર યાકૂબી લખે છે કે :

''રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાહિબઝાદી હઝરત ઝયનબ (રદિ.)ને હઝરત અબ્બાસ (રદિ.) લઈ આવ્યા. જે વખત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિજરત કરી તે વેળા તેઓ (હઝરત ઝયનબ) તાઈફમાં અબુલ આસ સકફીના ઘરે હતા.'' (તારીખે યાકૂબી (બૈરૂત) ભા. ૨, પેજ ૪૨)

આપ હઝરતની વાલિદહનું નામ ફાતિમા બિન્તે અબ્દુલ્લાહ બિન રબીઆ છે. આપ પણ સકીફ કબીલાના હતાં. ફાતિમા લાંબી ઉમર પામ્યાં હતાં. નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પેદા થયા ત્યારે ત્યાં ફાતિમા હાજર હતાં. તેઓ આ વેળાનું દશ્ય વર્ણવે છે કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુનિયામાં પધાર્યા ત્યારે રાતનો વખત હોવા છતાં હું ઘર કે બહાર જે તરફ નજર કરતી ત્યાં બધે મને રોશની અને નૂરાનિયત જ દેખાતી હતી. આકાશના તારાઓ મેં એટલા બધા નીચે આવી ગયેલા જોયા કે મને એમ લાગ્યું કયાંક તે મારા ઉપર જ તૂટી ન પડે !

(ઉસદુલ ગાબા જિ. ૫, પેજ ૫૨૬, તહઝીબુત્તહઝીબ, જિ. ૭ પેજ, ૨૯)

ઈબ્ને હઝમે હઝરત ઉસ્માન સકફી (રદિ.)ના ૬ ભાઈઓ ગણાવ્યા છે. ઉસ્માન, હકમ, મુગયરા, હફસ, અબૂ ઉસ્માન અને ઉમય્યા.

પરંતુ આ બાબતમાં થોડીક ભૂલ છે. આમાં હફસ અને અબૂ ઉસ્માન જુદી જુદી બે વ્યકિત ગણાવેલ છે. હફસ એ અબૂ ઉસ્માનની

કુન્નિય્યત છે. અબૂ ઉમય્યાના બદલે ફકત ઉમય્યા જણાવેલ છે અને અબૂ અમ્રનું તો નામ જ દર્શાવેલ નથી.

તબકાતે ઈબ્ને સઅદની રિવાયત પ્રમાણે તાઈફથી ઈસ્લામની સમજ અર્થે ૭૦ જેટલા માણસોનું પ્રતિનિધિમંડળ મદીના શરીફ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે ગયું હતું, જેમાં હઝરત ઉસ્માન બિન અબુલ આસ પણ હતા. આપ કુમળી વયના યુવાન હતા. આ પ્રતિનિધિમંડળનો જ્યાં ઉતારો હતો ત્યાંનો સામાન સાચવવા તેઓ હઝરત ઉસ્માનને મૂકી નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે વાટાઘાટ કરવા જતા. રાત્રે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ ઉતારા ઉપર જાતે પધારતા હતા. નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મળવાની હઝરત ઉસ્માને અનોખી યુકિત શોધી કાઢી. બપોરે પ્રતિનિધિમંડળના માણસો ઉતારા ઉપર આવી જતા ત્યારે ધીમે રહીને હઝરત ઉસ્માન નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં પહોંચી જતા. ઈસ્લામ સંબંધી જ્ઞાન–ભાન મેળવતા. કુર્આન પઢતા, આમ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સુહબતમાં જ હઝરત ઉસ્માન સકફીએ કેટલીક સૂરતો મોઢે કરી લીધી. હઝરત અબૂબકર (રદિ.) અને હઝરત ઉબય બિન કઅબ (રદિ.) પાસેથી પણ આ વેળા ઈસ્લામની તાલીમ મેળવી. આ રીતે સકીફના વફદ પહેલાં જ આપ (રદિ.) ઈસ્લામની દોલતથી પાવન થઈ ગયા. યુવાની કાળમાં જ આપ (રદિ.)ની દીની ધગશથી નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પણ ખુશી અને આશ્ચર્ય વ્યકત કર્યા.

કેટલાક દિવસો પછી જયારે આ પ્રતિનિધિમંડળે ઈસ્લામ સ્વીકારી તાઈફ પાછા ફરવાની તૈયારી કરી તે વેળા બધાએ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વિનંતી કરી કે આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમારામાંથી કોઈકને અમારા અમીર નિયુકત કરી દો ! નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હઝરત ઉસ્માનની દીની લગન–તડપ જોઈ ચૂકયા હતા. વળી કુરઆનની કેટલીક આયતો મોઢે કરી લીધી હતી. ઉપરાંત, ઈસ્લામના કેટલાક અરકાનો અને આદર્શોથી માહિતગાર બની ચૂકયા હતા. આ વિનંતી સાંભળી નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની પસંદગી યુવાન હઝરત ઉસ્માન સકફી (રદિ.) ઉપર ઉતારતાં ફરમાવ્યું કે :

"ઉસ્માન અત્યંત સમજદાર વ્યકિત છે. કુર્આનનો કેટલોક ભાગ પણ તેમણે પોતાનામાં ઉતારી લીધો છે."

આ સાંભળી હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)એ પણ ટેકામાં ફરમાવ્યું કે :

"યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને સકીફવાળાઓમાં મસાઈલ સમજનાર અને કુર્આનનો ઈલ્મ મેળવવામાં રસ ધરાવનાર આ યુવાન અત્યંત ઉત્સાહી જણાયા છે."

આ પછી નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ યુવાન ઉસ્માન સકફીને તાઈફના અમીરપદે નિયુકત કર્યા.

આ બનાવ હિજરી ૯નો છે.

નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાત પછી ઈસ્લામના પહેલા ખલીફા હઝરત અબૂ બકર સિદ્દીક (રદિ.)ના ખિલાફતકાળમાં આપ (રદિ.)એ ઉત્તમ કામગીરી બજાવી. હઝરત અબૂબકર (રદિ.)ના સમયમાં "ઈરતિદાદ"નું તોફાન આખા આરબમાં પ્રસરી ગયું. ઘણા લોકો આ વમળમાં આવી જઈ મુરતદ થઈ જઈ રહ્યા હતા. આ વેળા તાઈફમાં આપ હઝરતે પ્રશંસનીય

કાબૂ રાખ્યો, એટલું જ નહીં, ઈરતિદાદ દબાવવામાં ખલીફાને જે સાથ આપ્યો એ ઈતિહાસ ભૂલે તેમ નથી. આની નોંધ હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ અને અલ્લામા ઈબ્ને અસીર (રહ.)એ પોતાના પુસ્તકોમાં લીધી છે.

ઈરતિદાદનો સામનો કરવા હઝરત ઉસ્માન સકફી (રદિ.)એ પોતાના ભાઈ હકમની સરદારી નીચે એક રઝાકારની ટૂકડી નિયુકત કરી. આથી ઈરતિદાદ દબાવવામાં ખલીફાને ઘણો મોટો સહકાર મળ્યો.

૧૫મી હિજરીમાં ઈસ્લામના બીજા ખલીફા હઝરત ઉમર (રદિ.)એ આપ હઝરતને બહરીન અને ઓમાન વિસ્તારના વડા નીમ્યા.

હઝરત ઉસ્માન સકફી (રદિ.)ને તો રાજકારણ તથા રાજ–કારભાર કરતાં ઈસ્લામનો ધ્વજ દૂર દૂર સુધી લહેરાતો કરવામાં વધારે રસ હતો. બહરયન અને ઓમાનમાં વ્યવસ્થા અને પકડ મજબૂત બનાવી ઈરાનના આક્રમણો તરફ પૂરતું લક્ષ આપવા માંડયું. "તત્વજ"ને લશ્કરી થાણું–મથક બનાવી ઈરાન અને હિન્દુસ્તાન તરફ કૂચની તૈયારીઓ કરવા માંડી. ખિલાફતના દષ્ટિબિંદુ મુજબ હજુ સમુદ્ર માર્ગે ઈરાન સાથે યુદ્ધ કરવાની તક સાંપડી નહોતી. નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને હઝરત અબૂબકર (રદિ.)ની કાર્યપદ્ધતિ અનુસાર હઝરત ઉમર (રદિ.) સમુદ્ર માર્ગે જિહાદ અને યુદ્ધે જવા રાજી ન હતા. હઝરત ઉસ્માન (રદિ.)એ ખલીફાની ઈચ્છા જાણ્યા વિના આ માર્ગે ઈસ્લામના ઓજસ દૂર દૂર ફેલાવવા કમર કસી.

અલ્લામા અબુલ હસન અહમદ બિન યહ્યા બિલાઝરી બગદાદી

(હિજરી ૨૭૯) મહાન તવારીખ નવેસ છે. ઈસ્લામી જીતો અને યુદ્ધની પોતાના પુસ્તકોમાં વિસ્તૃત તેમ જ વિશ્વસનીય નોંધો લીધી છે. તેઓ પોતાના પુસ્તક ફુતૂહુલ બુલદાનમાં લખે છે કે :

"અલી બિન મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન અબૂ સયફથી રિવાયત છે કે ખલીફા હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ હઝરત ઉસ્માન બિન અબૂ આસ સકફીને હિજરી સન ૧૫ (ઈ.સ. ૬૩૬)માં બહરયન અને ઓમાનના ગવર્નર બનાવ્યા. તેમણે પોતાના ભાઈ હકમ બિન અબૂ આસ સકફીને બહરયન મોકલ્યા અને પોતે ઓમાન ગયા. ત્યાંથી (દરિયા વાટે) એક લશ્કર થાણા રવાના કર્યું અને જ્યારે તે (વિજયી બની) પાછું આવ્યું ત્યારે ખલીફા હઝરત ઉમર (રદિ.)ને તે સંબંધી એક કાગળ લખ્યો. આ કાગળ વાંચી તેના જવાબમાં હઝરત ઉમર (રદિ.)એ લખ્યું કે,

"ઓ સકફીના ભાઈ ! તમોએ લાકડામાં ઉધઈ મૂકી છે. હું અલ્લાહના કસમ ખાઉં છું કે મારા માણસોમાંથી જેટલા માણસો માર્યા જશે તેના બદલામાં તેટલા જ માણસો તમારી જાતિમાંથી લઈશ !"

આ ઉપરથી એમ જણાય છે કે દરિયાઈ હુમલા માટે હઝરત ઉમર (રદિ.) રાજી ન હતા. ખલીફા માનતા હતા કે દરિયાઈ સફર ખેડી જિહાદમાં દૂર જવા માટેનો સમય હજુ આવ્યો નથી. સમય આવ્યા પહેલાં આ રીતે યુદ્ધો કરીને ઈસ્લામી લશ્કરની સંખ્યા ઓછી કરવાનું ડહાપણભર્યું નથી.

"આ જ વરસે હકમ બિન અબુલ આસ સકફીએ એક સૈન્ય દરિયા વાટે **ભરૂચ** મોકલ્યું. તેના સરદાર હઝરત હકમ (રદિ.) હતા અને બીજા ભાઈ હઝરત મુગયરા (રદિ.)ને **દેવલ** મોકલ્યા, જ્યાં તેઓએ

જીત મેળવી.''

''ઈલિયત કૃત હિસ્ટરી ઓફ ઈન્ડિયાના ભા. ૧, પાના ૧૧૬માં પણ આ હુમલાની નોંધ જોવા મળે છે. આ સમયે માલખેડમાં હર્ષવર્ધનનો પરાજ્ય કરનાર પૃથ્વી વલ્લભ પુલકેશી બીજો હતો અને ભરૂચમાં મહાસામંત બીજા દદની હુકૂમત હતી અને વલભી કે સૌરાષ્ટ્રમાં મેત્રકવંશી ધ્રુવસેન ચોથાનું રાજ્ય હતું.''

મૌલાના અબ્દુલહય્ય પોતાના પુસ્તક યાદે અય્યામમાં આ બંને હુમલાઓ નોંધે છે અને લખે છે કે આ બંને હુમલામાં હકમને સારો લાભ મળ્યો.

ઈમામ અબૂ મુહમ્મદ અલી બિન અહમદ બિન સઈદ બિન હઝમ ઈન્દલુસી (હિજરી ૪૯૬) પોતાના સમયના ઈતિહાસકાર છે. પોતાના પુસ્તક જમહરતુલ ઈન્સાન અલ અરબમાં લખે છે કે,

''બનૂ અબુલ આસ સકફીમાં ઉસ્માન ઉત્તમ સહાબી છે. આપને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તાઈફના અમીર બનાવ્યા હતા. આપે ફારસ (ઈરાન) અને હિન્દુસ્તાનના ત્રણ શહેરોમાં જિહાદ કર્યા અને ત્યાં જીતો મેળવી.''

અબૂ અબ્દુલ્લાહ યાકૂત બિન અબ્દુલ્લાહ હમવી બગદાદી (હિજરી ૬૨૬) પ્રખ્યાત ભૂગોળ શાસ્ત્રી છે. હકમ (રદિ.)એ દેવલ પર કરેલ હુમલાની આપે નોંધ કરી છે; પરંતુ આ નોંધમાં નામમાં ભૂલ છે. હકમ (રદિ.) નહીં, પરંતુ આ હુમલો મુગયરા (રદિ.)ની સરદારીમાં થયો હતો.

આમ હિજરી ૧૫થી લઈ ૨૩ સુધીમાં દેવલ થાણા અને ભરૂચ ઉપર થયેલ હુમલાને સત્તાવાર સમર્થન મળે છે, જેના સરદાર હઝરત હકમ સકફી (રદિ.) હતા.

હઝરત ઉસ્માન ગનીના ખિલાફતકાળમાં હિજરી ૨૯માં આપ (રદિ.) બસરા ખાતે કાયમ માટે સ્થાયી થયા. પોતાના તાઈફ ખાતેની વાડીઓ અને ખેતરો વેચી બસરામાં જમીન લીધી અને ત્યાં જ જીવનના પાછલા કાળમાં ખેતી તરફ લક્ષ આપ્યું. આપ હઝરતની વફાત બસરા ખાતે હિજરી ૫૫માં થઈ. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

હઝરત ઉસ્માન સકફી (રદિ.) દીનદાર, દુરઅંદેશ અને પ્રતિભાશાળી શખ્સ હતા. નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જીભ મુબારકથી **ઈન્નહુ કયિસુન** "તેઓ ઘણા બુદ્ધિશાળી છે" એવા શબ્દો આપ હઝરત માટે નીકળ્યા હતા.

હઝરત અબૂબકર (રદિ.)એ આપ હઝરતને "ઈસ્લામની સાચી સમજ કેળવનારા તથા તાલીમે કુર્આનના અભ્યાસી" તરીકે ઓળખાવ્યા હતા. હઝરત ઈમામ હસન બસરી (રહ.) આપ હઝરત વિશે લખે છે કે; "અમે હઝરત ઉસ્માન સકફી (રદિ.)થી વધુ ઉત્તમ શખ્સ બીજો કોઈ જોયો નથી." અલ્લામા ઈબ્ને હઝમ (રહ.) લખે છે કે, "ઉસ્માન (રદિ.) પોતાના ભાઈઓમાં ઉત્તમ સહાબી છે."

હઝરત ઉસ્માન સકફી (રદિ.) અમીર અને મુજાહિદ હોવા ઉપરાંત મુહદ્દિસ તેમ જ ફકીહ પણ હતા. "ઈલ્મ અને અમલ"ના ધણી હતા. આપ હઝરતથી કેટલીક હદીસો પણ રિવાયત થયેલ છે. હઝરત ઈમામ બસરી (રહ.) આપ હઝરતના શાગિર્દ છે અને આપે હઝરત ઉસ્માન (રદિ.)થી કેટલીક હદીસો રિવાયત કરી છે. હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)એ આ વાતને નોંધી છે કે હઝરત ઈમામ હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે અમે હઝરત ઉસ્માન સકફી (રદિ.)ના મકાન ઉપર જઈ તેમનાથી હદીસની રિવાયત કરતા હતા.

આપ હઝરતના કેટલાક કથનો જોઈએ.

હઝરત ઉસ્માન સકફી (રદિ.)એ એક વેળા ઈસ્લામી લશ્કરને સંબોધન કરતાં ફરમાવ્યું કે :

"જ્યારે અલ્લાહ તઆલા કોઈ કોમ સાથે ભલાઈ કરવા ઈચ્છે છે ત્યારે તેને બુરાઈથી અટકાવી દે છે. તેનામાં અમાનતદારી-પ્રામાણિકતા ભરી દે છે. તમે અમાનતની કાળજી રાખો. અમાનતનો ગુણ છોડવો એ દીનમાં ખરાબી ઊભી કરવાનો પ્રારંભ છે. તમે અમાનતમાં ખયાનત કરનાર બની જશો ત્યારે તમારું જીવન નવા નવા નુકસાન અને આફતોથી ઘેરાઈ જશે.

(તારીખે તબરી ભા. ૩, પૃષ્ઠ, ૩૨૨)

આપ (રદિ.) ફરમાવે છે કે,

શાદી કરનાર ઝાડ વાવનાર માળી સમાન છે. આથી તે એ બાબતમાં કાળજી રાખે કે તે ઝાડ કયાં અને કઈ રીતે રોપી રહ્યો છે. કારણ કે એની અસર પાછળથી જોવા મળે છે.

ગરીબ માણસ એક દિરહમ યથાયોગ્ય રીતે ખર્ચ કરે છે તે માલદાર દસ હજાર દિરહમ ખર્ચ કરે છે તેનાં કરતાં ઉત્તમ છે.

આપ હઝરત ફરમાવે છે કે એક વેળા મને સખત દુઃખાવો ઉપડયો. મારો જીવ નીકળી રહ્યો છે એમ મને લાગ્યા કરતું હતું. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારી ખબર લેવા પધાર્યા. મારી હાલત જોઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમને જે જગ્યાએ દરદ થાય છે ત્યાં તમારો જમણો હાથ સાત વખત ફેરવી આ દુઆ પઢો :

**અઊઝુ બિઈઝઝતિલ્લાહિ વ કુદરતિહી મિન શર્રિ મા અજિદુ**

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આદેશ અનુસાર મેં અમલ કર્યો. મારું દરદ જતું રહ્યું. આ પછી મારા ઘરવાળાઓ અને બીજાઓને આ દુઆ હું બતાવતો રહું છું.

(મુઅત્તા ઈમામ માલિક)

હઝરત ઉસ્માન સકફી (રદિ.)ના પુત્રોએ પણ બાપના પગલે ઈસ્લામી જિહાદમાં ભાગ લીધો હતો. હઝરત હકમ સકફી (રદિ.) ઈરાની હાકિમ શહરકને કાબૂમાં કરવા હિજરી ૨૧માં હુમલો લઈ ગયા ત્યારે આ હુમલામાં હઝરત ઉસ્માન (રદિ.)ના પુત્ર પણ શામેલ હતા.

એક રિવાયત મુજબ હઝરત ઉસ્માન સકફી (રદિ.) અબૂ લહબના જમાઈ હતા. અબૂ લહબના પુત્રી "ખાલિદા" આપ હઝરતના નિકાહમાં હતાં. આપ હઝરતને બે પત્નીઓ હતી.

હઝરત ઉસ્માન સકફી (રદિ.)ના વંશમાં ઘણા મુહદ્દિસ, ફકીહ અને આલિમો થયા છે. જેમ કે મુહદ્દિસ અબ્દુલ વહહાબ બિન અબ્દુલ મજીદ સકફી વગેરે.

આપ હઝરતને બે પુત્રીઓ હતી. એકના નિકાહ ખુરાસાનના હાકિમ સલમ બિન ઝિયાદ સાથે થયા હતા. બીજી પૂત્રી બસરાના હાકિમ ઝિયાદ બિન અબૂ સુફયાનના નિકાહમાં હતાં.

## હઝરત હકમ બિન અબુલ આસ સકફી (રદિ.)

**બસરા—વફાત હિજરી ૪૫**

કુન્નિયત અબૂ ઉસ્માન અથવા અબ્દુલમાલિક છે. નામ નસબ આ મુજબ છે : હકમ બિન અબુલ આસ બિન બશર બિન અબ્દ વહમાન સકફી.

હઝરત ઉસ્માન સકફી (રદિ.)ના સગાભાઈ થાય છે. હઝરત ઉસ્માન સકફી (રદિ.)ની તમામ રાજકીય તેમ જ જિહાદ સંબંધોની પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લીધો હતો. આથી ''સાનિયસ્નૈન'' ત્રીજા ઉસ્માન કહેવાય છે. હઝરત હકમ (રદિ.) ૯મી હિજરીમાં ઈસ્લામ લઈ આવ્યા.

ભરૂચ ઉપર ઈસ્લામના નૂર ફેલાવવા માટે પહેલો હુમલો લઈ આવવાનું માન આપ હઝરતના ફાળે જાય છે.

હિજરી ૧૫માં હઝરત ઉસ્માન સકફી (રદિ.) બહરીન અને ઓમાનના ગવર્નર નિમાયા ત્યાર પછી પોતાના ભાઈ હકમ (રદિ.)ને ગુજરાત તરફ ગઝવા માટે રવાના કર્યા. હઝરત હકમ (રદિ.)ની સરદારીમાં ઈસ્લામી લશ્કર ભરૂચ ઉપર ગઝવા અર્થે ઉતરી આવ્યું. હઝરત મૌલાના અબ્દુલહય યાદે અય્યામમાં લખે છે કે, આ ગઝવામાં શરીક એવા નબીએ અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પૂરનૂર ચહેરાના જેઓએ દીદાર કર્યા હતા અને પાકીઝા તાલીમથી ફૈઝયાબ થયા હતા એવા મહાન સહાબા આ ભૂમિમાં શહીદ થઈ દફન થયા. આ છુપા ભેદની પૂરતી માહિતી મળી શકતી નથી; પરંતુ મુંબઈ વિસ્તાર અને ભરૂચની આજુબાજુ આ મુબારક ખઝાના દફન છે. હકમ બિન અબીલ આસે ભરૂચ ઉપર હુમલો કર્યો. જેને અરબી કિતાબો ''બરૂજ'' અને ''બરૂસ'' લખે છે. તે સમયમાં નીલ અને લાખ માટે ભરૂચ બંદર પ્રખ્યાત હતું.

હઝરત હકમ (રદિ.) નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માનવંત સહાબી હતા. ઈબ્ને સઅદ લખે છે કે;

''હઝરત ઉસ્માન સકફી (રદિ.)ના ભાઈ હઝરત હકમ બિન અબીલ આસે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની

મુબારક સોહબતનો લાભ મેળવ્યો.'' (ફુતૂહુલ બુલદાન)

પોતાના ભાઈની જેમ હઝરત હકમ (રદિ.) પણ પ્રખ્યાત હતા. તબરીની એક રિવાયત મુજબ જ્યારે સિદીકી કાળમાં ઈરતિદાદનો ફિત્નો ઊભો થયો ત્યારે તેના સામના માટે તાઈફમાં રઝાકાર ટુકડીઓ બનાવવામાં આવી. આ ટૂકડીઓનું સંચાલન હઝરત હકમ (રદિ.) કરતા હતા. ઈરતિદાદ રોકવાનું કાર્ય આપે પ્રશંસનીય રીતે બજાવ્યું.

હઝરત ઉસ્માન સકફી (રદિ.) હિજરી ૯ થી ૧૫ સુધી તાઈફના અમીર રહ્યા અને એ પછી ઓમાન અને બેહરીનના ગવર્નર બન્યા. આ કાળમાં હઝરત હકમે પણ ઉત્તમ કામગીરી બજાવી. હઝરત ઉસ્માન સકફી બહરીન અને ઓમાનના ગવર્નર બનીને ગયા ત્યારે હઝરત ઉમર (રદિ.)ના હુકમ મુજબ હઝરત હકમ (રદિ.) તાઈફમાં તેમના નાયબ તરીકે કાર્ય સંભાળતા હતા. પાછળથી આપ ઈબ્ને અસીરની રિવાયત મુજબ બહરીનના ગવર્નર બન્યા હતા.

ઈસ્લામી તવારીખમાં હઝરત હકમ (રદિ.) મહાન સિપેહસાલાર તથા સફળ વિજેતા ગણાય છે. હઝરત હકમ (રદિ.) પણ હદીસના રાવી ગણાય છે. હઝરત ઈમામ બુખારી (રહ.) લખે છે કે હકમ સકફીની ગણના બસરાના મુહદ્દિસોમાં થાય છે. (તારીખુલ કબીર)

પોતાના ભાઈ ઉસ્માન સકફી (રદિ.)ના પગલે આપ હઝરતે પણ પોતાનું શેષ જીવન બસરા ખાતે ગાળ્યું. બસરા ખાતે જ હિજરી ૪૫માં વફાત પામ્યા.

જિહાદ અર્થે દરિયાઈ સફર ખેડવાનું સૌ પ્રથમ માન ઈસ્લામી તવારીખમાં હઝરત હકમ (રદિ.)ના પત્નીના ફાળે જાય છે. બુખારીમાં હઝરત ઉમ્મે હરામ બિન્તે સલમાન (રદિ.)એ પ્રથમ આ

રીતની સફર ખેડી હોવાનો ઉલ્લેખ જોવા મળે છે. આ સફર હઝરત મુઆવિયા (રદિ.)ના સમયમાં ખેડી હોવાનો ઉલ્લેખ તેમાં છે; પરંતુ એ અગાઉ હઝરત હકમ (રદિ.)ના પત્નીએ આ રીતની સફર ખેડી હોવાના હવાલા તવારીખમાં જોવા મળે છે. કિતાબુલ અલ ગાફીમાં છે કે :

"બકરા, એ પ્રથમ ખાતૂન છે કે જે સમુદ્ર પાર કરી (જિહાદ અર્થે) હઝરત હકમ (રદિ.) પાસે જઈ પહોંચ્યાં. આ વેળા આપ (રદિ.) "તવ્વજ"માં હતા."

હઝરત હકમ (રદિ.)ના ચાર પુત્રો હતા. બસરામાં આપના પુત્રોનો ઘણો જાહોજલાલ હતો. ઈબ્ને સઅદ લખે છે કે, "હકમની ઔલાદની ગણના અશરાફ અગ્રણીઓમાં થાય છે. તેમના એક પુત્ર યદીન બિન હકમ શાઈર હતા."

એક પુત્ર યહ્યા બિન હકમ (રહ.) હજ્જાજ બિન યૂસુફના નાયબ હતા.

ઝિયાદ નામે હઝરત હકમ (રદિ.)ના એક ગુલામ હતા. તેમણે ઉસ્માન બિન અબુલ આસથી હદીસ રિવાયત કરી છે. તેમણે હઝરત હકમ (રદિ.)ના કેટલાક ગઝવા અને જીતોના બનાવો વર્ણવ્યા છે.

## હિન્દના વિજેતા

## હઝરત મુહમ્મદ બિન કાસિમ સકફી (રહ.)

**વફાત :-** "વાસતા"–ઈરાક હિજરી ૯૬

હઝરત મુહમ્મદ બિન કાસિમ (રહ.) ગઝવા કે જિહાદ અર્થે

પોતે ભરૂચ કે ગુજરાતમાં આવ્યા નથી; પરંતુ મહાન સહાબી હઝરત ઉસ્માન સકફી (રદિ.)ની જેમ ગુજરાત ઉપર સિન્ધના આધિપત્ય વેળા ફોજી ટુકડીઓ રવાના કરી હતી. આ બાબતના ઐતિહાસિક પુરાવા મળી આવે છે. વળી, તે સમયે ગુજરાતની સરહદ રાજકીય રીતે સિન્ધ સુધી વિસ્તરેલી હતી. કેટલીક રિવાયતો મુજબ સિન્ધની જીત પછી મુહમ્મદ બિન કાસિમના તાબા હેઠળ લગભગ હિન્દુસ્તાનના ઘણા પ્રદેશો આવી ગયા હતા. તેમને આકસ્મિક ધરપકડ થઈ તે વેળા તેઓ હિન્દના બીજા પ્રદેશો તરફ આગળ વધી રહ્યા હતા. મુહમ્મદ બિન કાસિમના ફોજી દસ્તા ભાગી છુટેલા રાજા દાહિરને કેદ પકડવા ઠેઠ કચ્છ સુધી આવ્યા હતા. રાજા દાહિરની કતલ થઈ ત્યારે તેના કાતિલ અને દાહિરની યાદગાર કાયમ કરતી મૂર્તિઓની ભરૂચમાં સ્થાપના કરવામાં આવી હતી.

આ ઈતિહાસ જોતાં ગુજરાતની તવારીખમાં ગમે તે પ્રકરણમાં હઝરત મુહમ્મદ બિન કાસિમ (રહ.)ને લગતી વિગત આપવી જરૂરી હતી જ. ભરૂચનું પ્રકરણ આ માટે યથોચિત લાગ્યું છે.

ભારતનો ઈતિહાસ સકફી નવજવાનોને સદા હેતથી પોતાની છાતીએ વળગાડેલો રાખશે. ગુજરાતમાં ઈસ્લામની રોશની પહોંચાડવાના જે જે પ્રયત્નો થયા તેમાં સકફી નવજુવાનોના પ્રયાસ પાયારૂપ છે. અલ્લાહનો સંદેશ પહોંચાડવાની પહેલ આ સકફી યુવાનોએ જ કરી.

લગભગ હિજરી ૬૬માં બસરા ખાતે મુહમ્મદ બિન કાસિમનો જન્મ થયો.

પિતાજી કાસિમ બિન મુહમ્મદ બિન હકમ સકફી ઉમવી યુગમાં બસરાના અમીર પદે રહી ચૂકયા છે. માતાજીનું નામ "હબીબા"

હતું. આપ ખલીફા હજ્જાજ બિન યૂસુફના કુટુંબીજન હતા.

આપ હઝરતની તાલીમ સંબંધી પૂરતી વિગતો મળતી નથી.

તવારીખમાં આપ હઝરતની ગણના મહાન સિપેહસાલાર-જનરલ તરીકે થાય છે.

યુવાની કાળમાં જ આપના શિરે ખલીફા હજ્જાજ બિન યૂસુફે મહાન જવાબદારી લાદી દીધી; પરંતુ આ જવાબદારી એટલી બધી બહાદુરી અને નિડરતાથી અદા કરી કે ઈસ્લામી તવારીખમાં અમર થઈ ગયા. સિન્ધમાં આપ હઝરતે હુમલો કર્યો અને તે સર કરી લીધું ત્યારે હિંદુસ્તાનના ખૂણે ખૂણા સુધી આપની ધાક પ્રસરી ગઈ હતી એમ કહેવામાં કશીયે અતિશ્યોકિત નથી. ફકત છ વરસની કામગીરીમાં જ હસદ, કીના-કપટ અને રાજકીય કાવતરાના ભોગ બન્યા અને જેલમાં આપની વફાત થઈ. જો આ કાવત્રાના ભોગ ન બન્યા હોત તો ઈતિહાસકારોના મત મુજબ હિન્દુસ્તાનની તવારીખની કાયા જુદી જ હોત.

ઈસ્લામનો ધ્વજ ઘણો વહેલો હિન્દુસ્તાનભરમાં લહેરાતો બન્યો હોત.

આ રાજકીય કાવતરાની થોડીક વિગતો જોઈએ.

જે જમાનામાં મુસલમાનોએ આરબ પ્રદેશની બહાર વિજયાત્મક ઢબે કદમ બહાર કાઢયો છે તો તે સમયે સિંધ પ્રદેશમાં બૌદ્ધ ધર્મના રાજા-મહારાજાઓ સત્તારૂઢ હતા. ઈરાની શહેનશાહીના મુસલમાનોના હાથે ચૂરેચૂરા થઈ ગયા તો કેટલાક ઈરાની સરદારો સિંધ, ચીન અને તુર્કસ્તાન તરફ નાસી છૂટયા અને મુસલમાનોની વિરુદ્ધ જંગી તૈયારીઓમાં વ્યસ્ત થઈ ગયા તો કેટલાક ઈસ્લામ

અંગીકાર કરી પોતાના દેશમાં ઈઝઝત અને આરામ સાથે જીવન પસાર કરવા લાગ્યા. બદકિસ્મતીથી બનૂ હાશિમ અને બનૂ ઉમય્યહમાં જ્યારે કૌમી અને ખાનદાની હૂંસાતૂસીએ માઝા મૂકી તો આ ઈરાનીઓને પણ કૌમી હૂંસાતૂસી અને શત્રુતા યાદ આવી ગઈ અને એમણે અબ્દુલ્લાહ ઈબ્ને સબા તથા બીજા મુનાફિકોની સાઝિશોમાં ઉમળકાભેર ભાગ લેવાનું શરૂ કરી દીધું. આ કાવતરાઓ અને મુસલમાનોના આંતરવિગ્રહોથી આ ઈરાનીઓની યોજનાઓમાં–જે સિંધ, કાબુલ, ચીન અને તિબ્બત વગેરેમાં દેશવટો ભોગવી રહ્યા હતા અને ઈસ્લામ વિરોધી કોશિશોમાં પ્રવૃત્ત હતા–નવેસરથી જાન પડી ગઈ, નવા પ્રાણનો સંચાર થયો અને આ જ કારણ હતું કે મુસલમાનોને ઈરાનીઓના કારણે કૂફા અને બસરામાં પણ અને ઈરાન તથા ખુરાસાનના વિસ્તારોમાં પણ વારંવાર મુસીબતોનો સામનો કરવો પડયો.

સિંધ પ્રદેશ બસરા અને કૂફા અર્થાત્ ઈરાકથી એકંદરે નજીક હતો અને ઈરાની હુકૂમતની સરહદ તેનાથી લગોલગ હતી. આ કારણે બળવાખોર અને ઉત્પાતિયા ઈરાનીઓનું આશ્રયસ્થાન સિંધ પ્રદેશ જ બનેલું હતું. ઈસ્લામી વિજયોના પ્રવાહને નિહાળી નિહાળીને સિંધનો રાજા પોતે પણ ઈરાનીઓની બરબાદીથી ઘણો ચિંતાતૂર અને દિલગીર હતો. ઉપરાંત તે આ વાતની પણ કોશિશ કરતો હતો કે કોઈ પણ ભોગે ઈરાનીઓ પોતાની સત્તા પુનઃ સ્થાપિત કરી શકે. જેમ કે, ઈરાનના અંતિમ બાદશાહે નહાવન્દના આક્રમણ પછી ઘણીવાર સૈન્યોને સજ્જ કરી મુસલમાનોનો મુકાબલો કર્યો તો એ આક્રમણો અને યુદ્ધોમાં સિંધની સહાયક ફોજ ઈરાનના બાદશાહની પડખે અવશ્ય રહેતી હતી. ઈરાનની સલ્તનતનો જ્યારે વિનાશ સર્જાયો તો સિંધના રાજાએ પોતાના સીમાવર્તી ઈરાની પ્રદેશોને પોતાની સલ્તનતમાં શામેલ કરી લીધા અને પરાસ્ત તથા પરાજિત ઈરાનીઓએ કિરમાન

અને બલૂચિસ્તાન વગેરે પ્રાંતો હોંશે હોંશે સિંધના રાજાને સોંપી દીધા, જેથી તે મુસલમાનોના કબજામાં જઈ ન શકે અને એના બદલારૂપે સિંધના રાજાનું સમર્થન એમને મળતું રહે.

આ તમામ બાબતો આ વાતની પ્રેરક હતી કે મુસલમાનો સિંધ પર આક્રમણ કરી સિંધના રાજાને દુરુસ્ત કરે, પરંતુ હઝરત ઉસ્માને ગની (રદિ.)ના યુગમાં હજી ઈરાન અને ખુરાસાન પર સંપૂર્ણ કબજો થવા પામ્યો ન હતો કે આંતરિક વિખવાદ અને વર્ગવિગ્રહ શરૂ થઈ ગયાં અને સિંધ તરફ કશું ધ્યાન આપી શકાયું નહિ. હઝરત અમીર મુઆવિયહ (રદિ.)એ આંતરિક ચકમક અને વિખવાદથી છૂટકારો મેળવી બહારના દેશો તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું અને એમના જમાનામાં સિંધના રાજા પાસેથી તે પ્રદેશો પાછા લેવાની કોશિશ કરવામાં આવી, જે ઈરાની સલ્તનતનો ભાગ હતાં. આ સિલસિલામાં સિંધના લશ્કરો સાથે મામૂલી છેડછાડ થઈ; પરંતુ એમના પછી યઝીદના સત્તાકાળમાં ફરી તે જ આંતરિક વિખવાદો અને વિગ્રહો શરૂ થઈ ગયાં અને મુસલમાનો બહારના વિસ્તારો તરફ ધ્યાન આપી શકયા નહિ.

અબ્દુલ મલિકના જમાનામાં ફરી મુસલમાનોને પર પ્રાંતો તરફ ધ્યાન કેન્દ્રિત કરવાની તક ન મળી અને હજ્જાજે–જે પૂર્વ દેશોનો વાઈસરૉય હતો–સિંધની સરખામણીમાં અફઘાનિસ્તાન અને બદખ્શાંના હાકિમ રતબીલનું કાસળ કાઢી નાખવાને મહત્ત્વ આપ્યું, કારણ કે તે ખુરાસાનના ઈસ્લામી રાજ્ય માટે અત્યંત ખતરનાક સાબિત થઈ શકતો હતો. આ કારણે હજ્જાજનું લક્ષ મોટાભાગે રતબીલ અને એના કારણે બુખારા વગેરે તરફ કેન્દ્રિત રહ્યું. હજ્જાજના ગવર્નર કુતયબાએ ચીન દેશ સુધીના માથાભારે તત્વોને સીધા કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. ત્યાર બાદ સિંધ જ એક

એવો દેશ હતો કે મુસલમાનો સિંધીઓથી પોતાના હક્કો પાછા મેળવવા અને સિંધના રાજાને ભવિષ્ય માટે સીધોદોર રાખવાના આશયે પોતાની શકિત અને શૂરવીરતાનો નમૂનો દેખાડત, પરંતુ હજુ મુસલમાન આ જરૂરી કામને પોતાના તરફથી શરૂ કરવા પામ્યા પણ ન હતા કે ખુદ સિંધના રાજાએ મુસલમાનોને પોતાના દેશ પર આક્રમણ કરવાનું આમંત્રણ આપી દીધું.

આની વિગત કંઈક આવી છે કે અમુક મુસલમાન વેપારીઓ શ્રીલંકામાં સફર દરમિયાન મૃત્યુ પામ્યા હતા. આ મહાદ્વીપમાં રહી ગયેલાં એમનાં યતીમ બાળકો અને વિધવા સ્ત્રીઓને શ્રીલંકાના રાજાએ હજ્જાજ બિન યૂસુફ સકફી અને ખલીફા વલીદ બિન અબ્દુલ મલિકની મહેરબાની અને ઈનાયતને પોતાની તરફ આકર્ષવાનો શ્રેષ્ઠ માધ્યમ માન્યો. શ્રીલંકાનો રાજા મુસલમાનોના વિજયનો અહેવાલ સાંભળી સાંભળીને પહેલેથી જ પ્રભાવિત અને ભયભીત હતો અને પોતાની ન્યાઝમંદીના ઈઝહાર માટે કોઈ બહાનું અને ઝરીઓ શોધી જ રહ્યો હતો. તેણે આ યતીમ બાળકો અને વિધવાઓને ઘણા સન્માનપૂર્વક પોતાના વિશ્વાસુ લોકોની સાથે પોતાના ખાસ વહાણોમાં બેસાડી હજ્જાજની પાસે રવાના કર્યા. હજ્જાજ અને ખલીફા વલીદ માટે ઘણી કિંમતી ભેટસોગાત પણ રવાના કરી અને તે યતીમો અને વિધવાઓથી એવી અપેક્ષા રાખી કે તેઓ હજ્જાજની સામે જરૂર મારા વખાણ કરશે. આ વહાણો શ્રીલંકાથી કિનારે કિનારે સફર કરતા ઈરાની અખાત તરફ રવાના થયાં. ત્યાંથી જમીન માર્ગે ભેટ સોગાત સાથે હજ્જાજની સેવામાં પહોંચવાનો એમનો ઈરાદો હતો. રસ્તામાં ઝંઝાવાતભર્યા તોફાને આ વહાણોને સિંધના બંદર દબીલમાં લાવી મૂકયાં. અહિં સિંધના રાજા દાહિરના સૈનિકોએ એ વહાણોને લૂંટી લીધા અને પ્રવાસીઓને કેદ કરી લીધા. હજ્જાજને જ્યારે આ વાતની જાણ થઈ ત્યારે એણે સિંધના રાજાને લખ્યું કે આ

વહાણો અમારી પાસે આવી રહ્યાં હતાં. તમે લૂંટારાઓને યોગ્ય સજા કરો અને વહાણોને લૂંટેલા માલ–અસબાબ સાથે અમારી પાસે મોકલી દો. અહિંયાથી રાજાએ હજ્જાજને અત્યંત અણછાજતો, ઘમંડપૂર્ણ અને અવિચારી જવાબ લખ્યો.

હજ્જાજે સૌ પ્રથમ અબ્દુલ્લાહ અસ્લમીને ૬ હજાર સૈનિકો સાથે સિંધની તરફ રવાના કર્યો. અબ્દુલ્લાહ સિંધ પહોંચી રાજા દાહિરની ફોજનો મુકાબલો કરતો કરતો માર્યો ગયો અને આ કામ અધૂરું રહ્યું. બીજીવાર હજ્જાજે બુદૈલ નામી સરદારને આ કામ સોંપ્યું. તે પણ ૬ હજાર સૈનિકો સાથે દબીલ સુધી પહોંચી ગયો, પરંતુ તે પણ મુકાબલા દરમિયાન ઘોડા પરથી ગબડી પડયો અને શહીદ થયો.

આ સમાચાર સાંભળી હજ્જાજને વધુ રંજગમ અને અફસોસ થયો. ત્રીજીવાર તેણે પોતાના જમાઈ ૧૭ વર્ષના નવજવાન મુહમ્મદ બિન કાસિમ (રહ.)ને ૬ હજારની શામી ફોજ સાથે સિંધ તરફ રવાના કર્યા. મુહમ્મદ બિન કાસિમ (રહ.)ની સાથે આ વખતે શામી સૈનિકો એ કારણે મોકલ્યા કે હજ્જાજને આ વાતની શંકા હતી કે ઈરાકી અને ઈરાની સૈનિકો સિંધીઓની સાથે સાંઠગાંઠ ધરાવે છે. મુહમ્મદ બિન કાસિમ (રહ.)એ પ્રથમ મકરાન રાજ્યને–જેના પર સિંધીઓએ કબજો જમાવી લીધો હતો. ફતેહ કરી સિંધીઓને હાંકી કાઢયા. દબીલ આવ્યા. તેના પર વિજય મેળવ્યો. આગળ ધપતા ગયા. રાજા દાહિરની પાસે ન માત્ર ઈરાની લોકોએ જ આશ્રય મેળવ્યો હતો, બલકે ઘણા આરબોએ પણ જે પોતાના ખલીફા યા ખિલાફતના અમલદારો સામે બળવો કરી નાસી છૂટયા હતા, સિંધમાં રાજા દાહિરની પાસે આશ્રય મેળવ્યો હતો. આ કારણે પણ સિંધ પર આક્રમણ કરવું અનિવાર્ય હતું. રાજા દાહિરે મુકાબલો કર્યો અને માર્યો ગયો. ત્યારબાદ મુહમ્મદ બિન કાસિમ (રહ.)એ ઉપરા

છાપરી સિંધના શહેરોને ફતેહ કરવાનું શરૂ કરી દીધું. એટલે સુધી કે આખો સિંધ પ્રદેશ અને મુલતાન એમના હાથે પરાજિત થયાં.

સિંધના વિજયમાં હજ્જાજનું સંપૂર્ણ ધ્યાન મુહમ્મદ બિન કાસિમ (રહ.) તરફ કેન્દ્રિત રહ્યું. તે દરરોજ સમાચાર મંગાવતો અને દરરોજ મુહમ્મદ બિન કાસિમ (રહ.)ને જરૂરી સૂચનો મોકલતો. મુહમ્મદ બિન કાસિમ (રહ.)એ પોતાને સિંધીઓ માટે અત્યંત દયાળુ અને કૃપાળુ ફાતિહ–વિજયી તથા પ્રજાપાલક, પ્રજા–વત્સલ સત્તાધીશ પુરવાર કર્યા, આ નવયુવાન ફતેહમંદે જે રવાદારી, છૂટછાટ, સહનશકિત, ઉદારદિલી અને દયા–કૃપાનો વર્તાવ કર્યો એનું દષ્ટાંત જગતના ઈતિહાસમાં ઘણું જ ઓછું જોવા મળે છે.... મુહમ્મદ બિન કાસિમ (રહ.) મુલતાનને ફતેહ કરી ચૂકયા હતા કે એમને હજ્જાજની મૌતના સમાચાર મળ્યા, પરંતુ એમણે પોતાના વિજયનો સિલસિલો બરાબર ચાલુ રાખ્યો. હિજરી સન ૯૬ સુધી સુરત બંદરથી લઈ કાશ્મીર પ્રદેશ સુધી આખા પશ્ચિમ ભારતને સર કરી લીધું.

## મુહમ્મદ બિન કાસિમ (રહ.)ની વફાત

સુલયમાન બિન અબ્દુલ મલિક પર સૌથી મોટો આક્ષેપ મુહમ્મદ બિન કાસિમ (રહ.)ના મામલામાં લગાવી શકાય છે. સુલયમાનને જો હજ્જાજથી દુશ્મનાવટ હતી તો આ દુશ્મનાવટને અકારણ હજ્જાજના સગાં–સ્નેહીઓ સુધી લંબાવવી જોઈતી નહોતી, પરંતુ અફસોસ કે સુલયમાને મુહમ્મદ બિન કાસિમ (રહ.)ને પણ એ જ પ્રમાણે શત્રુ સમજયા, જે પ્રમાણે તે હજ્જાજને સમજતો હતો. મુહમ્મદ બિન કાસિમ (રહ.) અત્યંત સમજદાર, બહાદુર, સ્વમાનશીલ, પાકબાઝ અને સાલેહ નવયુવાન હતા. આ નવયુવાને સિંધ અને હિંદના વિજયમાં એક તરફ પોતાને રુસ્તમ અને સિકંદરથી વધીને પુરવાર કર્યો તો બીજી તરફ તે નવશીરવાને આદિલથી વધીને

આદિલ અને પ્રજાપ્રેમી પુરવાર થયો હતો. આ નવયુવાન ફતેહમંદ સરદારે સુલયમાનની વિરુદ્ધ કદાપિ કોઈ ચેષ્ટા કરી ન હતી.

હજ્જાજની વફાત પછી પણ તે એ જ પ્રમાણે વિજય અને સલ્તનતમાં વ્યસ્ત રહ્યા, જે પ્રમાણે હજ્જાજની જિંદગીમાં હતા. એમની પાસે જેટલી ફોજ હતી તે સઘળી એમના પર દિલોજાનથી ફિદા હતી અને એમના પ્રત્યેક આદેશનું પાલન કરવા સદા તત્પર રહેતી હતી અને આ બાબત પણ આ વાતની સૌથી મોટી દલીલ હતી કે મુહમ્મદ બિન કાસિમ (રહ.) સિપાહ સાલારી અત્યંત ઉચ્ચ કક્ષાની લાયકાત ધરાવતા હતા. આવા નવયુવાનની, જેની શરૂઆત આવી અઝીમુશ્શાન હતી, તરબિયત કરવામાં આવત અને એનાથી કામ લેવામાં આવત તો તે સુલયમાન બિન અબ્દુલ મલિક માટે સમસ્ત એશિયા ખંડ ને ચીન–જાપાન સુધી ફતેહ કરી દેત, પરંતુ સુલયમાન ઈબ્ને અબ્દુલ મલિકે દુશ્મનાવટની લાગણીથી પરાસ્ત બની યઝીદ ઈબ્ને અબી કબ્શાને સિંધનો વાલી બનાવીને મોકલ્યો અને હુકમ દીધો કે મુહમ્મદ બિન કાસિમ (રહ.)ને ગિરિફતાર કરી મારી પાસે મોકલી દો. સુલમાનનો આ હુકમ વાસ્તવમાં તમામ ક્રિયાશીલ, ધગશી અને ફતેહમંદ સેનાપતિઓને નિરુત્સાહ અને બદ–દિલ કરી દેવાનું એક જબરદસ્ત એલાન હતું. કોઈ ખલીફા યા સુલતાન માટે આથી વધુ શરમજનક કોઈ વાત હોઈ શકતી નથી કે તે પોતાના સરદારોના અઝીમુશ્શાન અને પ્રશંસાપાત્ર કામોનો બદલો મુબારકબાદ, દાદ અને માનસન્માનથી દેવાને બદલે કેદ અને ધરપકડથી આપે.

યઝીદ ઈબ્ને અબી કબ્શા સિંધમાં આવીને શક્તિ વડે મુહમ્મદ બિન કાસિમ (રહ.)ને કદાપિ પરાસ્ત અને પરાજિત કરી શકતો ન હતો. મુહમ્મદ બિન કાસિમ (રહ.)ના સાથીઓને જ્યારે ખલીફાના

આ અવિચારી હુકમની ખબર પડી ત્યારે એમણે મુહમ્મદ બિન કાસિમ (રહ.)ને કહ્યું કે તમે આ હુકમનું કદાપિ પાલન કરશો નહિ, અમે તમને પોતાના અમીર માનીએ છીએ અને તમારા હાથ પર ઈતાઅતની બયઅત કરેલી છે. ખલીફા સુલયમાનનો હાથ આપ સુધી કદી પહોંચી શકતો નથી. હકીકત પણ આ છે કે મુહમ્મદ બિન કાસિમ (રહ.)ને પરાસ્ત કરવા માટે ખલીફા સુલયમાને પોતાની ખિલાફતની સઘળી શકિત કામે લગાડવી પડત, કારણ કે અહિંયા મુહમ્મદ બિન કાસિમ (રહ.)ની પાસે તેમની લોકપ્રિયતાને કારણે એવાં અસબાબ ઉપલબ્ધ હતાં કે સિંધના રણપ્રદેશની પ્રત્યેક રજકણ એમની સહાય માટે તત્પર અને પ્રયત્નશીલ બની જાત, પરંતુ આ નેક–સાલેહ નવયુવાને તરત જ, વિના વિલંબે સ્વજાતને ઈબ્ને અબી કબ્શાને હવાલે કરી દીધી અને કહ્યું કે ખલીફ–એ–વકતની નાફરમાનીનો અપરાધ પોતાના શિરે લેવાનું હું કદાપિ પસંદ કરતો નથી. મુહમ્મદ બિન કાસિમ (રહ.)ને ગિરિફતાર કર્યા પછી ઈબ્ને અબી કબ્શાએ દમિશ્ક તરફ રવાના કરી દીધા. ત્યાં સુલયમાન ઈબ્ને અબ્દુલ મલિકના હુકમથી આપને વાસ્તાની જેલમાં કેદ કરી દેવાયા અને સાલિહ ઈબ્ને અબ્દુર્રહમાનને આપની ઉપર નિયુકત કરી દીધો, જેણે આપને જેલમાં જાત જાતના કષ્ટો અને પીડાઓ આપીને મારી જ નાખ્યા.

(તારીખે ઈસ્લામ : ભા. ૨, પે. ૧૮૫–૧૯૫)



# ભરૂચના અવલિયાએ કિરામ (રહ.)

## હઝરત રબીઅ બિન સબીહ બસરી હિન્દી (રહ.)

**સ્થળ :** ગામ : ભાડભૂત, તા. જિ. ભરૂચ

આપ (રહ.) તબે તાબિઈ[1] હતા.

ગુજરાતની ભૂમિમાં મદફૂન થનાર અવલિયાએ કિરામમાં આપ (રહ.)નો મઝાર મુબારક જુનામાં જુનો ગણાય છે. હદીસની પ્રખ્યાત કિતાબોમાં આપ હઝરતથી કેટલીક હદીસો રિવાયત થયેલી જોવા મળે છે. આ ઉપરથી હઝરતની શખ્સિય્યતનો અંદાજો નીકળી શકે છે. આ કારણોના લઈને જ આ કિતાબનો પ્રારંભ હઝરતના પવિત્ર જીવન વૃત્તાંતથી કરવાનું ઉચિત માન્યું છે.

પ્રખ્યાત શૈખ અને સૂફી હઝરત ઈમામ હસન બસરી (રહ.)ના[2] બે બસરાવાસી શાગિર્દોનો હિન્દુસ્તાન સાથે ગાઢ સંબંધ હતો. આ

---

[1]નબીએ કરીમ (સલ.)ના દીદાર–સહવાસ પામનાર મુસલમાન સહાબી કહેવાય છે. સહાબએ કિરામનો દીદાર પામનાર તાબિઈ અને તેમનો દીદાર–સહવાસ પામનાર તબે તાબિઈ કહેવાય છે.

[2]હઝરત હસન બસરી (રહ.)ની ગણના અગ્રગણ્ય તાબિઈમાં થાય છે. તહઝીબુત્તહઝીબમાં છે કે આપ હઝરતે લગભગ ૧૨૦ જેટલા સહાબએ કિરામના દીદાર કર્યા હતા. સહાબી હઝરત ઉસ્માન બિન અબૂ અલ આસી સકફી (રદિ.) પાસેથી પણ આપ હઝરતે ઈલ્મ સંપાદન કર્યો હતો. હઝરત સકફી (રદિ.) અમાન અને બહરીનના ગવર્નર હતા અને આપે હિજરી ૧૫માં પોતાના ભાઈ હઝરત હકમ સકફી (રદિ.)ને એક ફોજ આપી ભરૂચ ઉપર હુમલો કરવા મોકલ્યા હતા. હઝરત હસન બસરી (રહ.)ના જીવનનો મોટો ભાગ બસરા શહેરમાં વીત્યો. ત્યાં જ હિજરી ૧૧૦માં વફાત પામ્યા.

બે શાગિર્દોના પ્રતાપે જ હઝરત ઈમામ હસન બસરી (રહ.)ના ફૈઝ અને બરકતો આ દેશમાં ફેલાયા. એમાંના એક હઝરત ઈમામ અબૂ હફસ રબીઅ બિન સબીહ બસરી હિન્દી સાહિબુલ હસન ફકીહ છે અને બીજા હઝરત ઈમામ અબૂ મૂસા ઈસરાઈલ બિન મૂસા બસરી હિન્દી સાહિબુલ હસન મુહદ્દિસ છે.

હઝરત રબીઅ બિન સબીહ હિજરી ૧૬૦માં ભરૂચ પાસેના ભાડભૂત ગામે જિહાદ અર્થે પધાર્યા. ત્યાં જ શહીદ થઈ મદફૂન થયા અને હઝરત ઈમામ અબૂ મૂસા ઘણી વેળા હિન્દુસ્તાન આવ્યા–ગયા છે.

હિજરી સન ૧૫૯ ઈ. સ. ૭૭૫માં ખલીફા અલ મેહદી બિલ્લાહ અબ્બાસીએ અબ્દુલ મલિક બિન સહાબ મસમઈને જિહાદ અર્થે ભરૂચ તરફ રવાના કર્યા હતા. ગાઝીઓની આ ટુકડીમાં સ્વયં સેવક દળ પણ હતું. હઝરત રબીઅ બિન સબીહ (રહ.) આ દળના વડા હતા. આપ (રહ.)ની વફાત અને મદફનની ચર્ચા કરીએ એ પહેલાં જીવન વૃત્તાંત જોઈએ.

નામ રબીઅ અને પિતાજીનું નામ સબીહ હતું. કુન્નિયત અબુલ હફસ અને અબૂબકર હતી. પિતાજી બનુ સઅદ બિન બનાત બિન તઝીમ કબીલા 'બની સઅદ'ના આઝાદ કરેલા ગુલામ હતા. આથી આપ (રહ.) સઅદી કહેવાયા. હઝરત ઈમામ બુખારી (રહ.)એ તારીખે કબીરમાં અને હઝરત ઈબ્ને સઅદે તબ્કાતે કુબરામાં આપને અબૂ હફસ તરીકે પણ સંબોધ્યા છે. સામાન્ય રીતે તવારીખોમાં બનૂ સઅદ બિન તઝીમ તરીકે ઓળખાવાયા છે. ફકત ઈબ્ને સઅદે બની સઅદ બિન ઝયદ બિન મનાત બિન તઝીમ તરીકે આપ (રહ.)ને ઉલ્લેખ્યા છે. મૂળ વતન બસરા હોવામાં બધા જ તવારીખ નવેસો સંમત છે.

હઝરત રબીઅ બિન સબીહનો

હિજરી બીજી સદીના પ્રારંભમાં હઝરત રબીઅ બિન સબીહનો જન્મ થયો. આ સમયે ઈસ્લામી હુકૂમતનો વિસ્તાર આફિકામાં કોહિસ્તાન એટલાસ સુધી, એશિયામાં ચીન, હિન્દુસ્તાન સુધી તથા યુરોપમાં પેરેનીઝના પર્વતો અને રોમ સુધી પહોંચી ગયો હતો.

આપ (રહ.)નું વતન બસરા ઈસ્લામી શિક્ષણનું કેન્દ્ર હતું. ઈસ્લામી માહોલમાં આપ હઝરતનો ઉછેર થયો. આપ હઝરતે તે સમયના ઉચ્ચ આલિમો–બુઝુર્ગો પાસેથી દીની તાલીમ પ્રાપ્ત કરી હતી. જેમ કે :–

હઝરત ઈમામ હસન બસરી (રહ.) ઈમામ અતા બિન અબી રબાહ મક્કી (રહ.), ઈમામ યઝીદ રક્કાશી (રહ.), ઈમામ કયસ બિન સઅદ (રહ.), ઈમામ હમીદુત્તવીલ (રહ.), ઈમામ અબૂ ઝુબૈર (રહ.), ઈમામ અબૂ ગાલિબ સાહિબે ઉમામા, ઈમામ સાબિત બનાની (રહ.), ઈમામ મુજાહિદ બિન જબર (રહ.)[1]

અમીર ઈબ્ને માકૂલાએ આપ (રહ.)ના શૈખોમાં હાઝિમ કિરમાની (રહ.) અને હબ્બાનુસ્સાઈગ (રહ.)ને પણ ગણાવ્યા છે.[2]

આ બધા જ બુઝુર્ગો તે સમયના મહાન આલિમો, મુહદ્દિસો, ફકીહ, મુજાહિદો અને ગાઝીઓ હતા. મુખ્યત્વે હઝરત ઈમામ હસન બસરી (રહ.) તો જગતના નામાંકિત બુઝુર્ગ ગણાય છે.

હઝરત ઈમામ રબીઅ બિન સબીહ (રહ.)ની ગણના ફકીહ અને મુહદ્દિસમાં થાય છે. ફુતૂહુલ બુલદાને આપના નામ સાથે ફકીહ શબ્દનો ઉપયોગ કર્યો છે.

આપ હઝરતથી કેટલીક હદીસો રિવાયત થઈ છે. હઝરત અબૂ હફસ અમ્ર બિન અલી વર્ણવે છે કે,

---

[1] તહઝીબુત્તહઝીબ [2] અલ કમાલ ભા. ૨, પૃષ્ઠ ૨૭૭–૩૦૭

હઝરત અબ્દુર્રહમાન બિન મેહદી રબીઅ બિન સબીહથી હદીસની રિવાયત કરતા હતા.

હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) લખે છે કે હઝરત રબીઅ બિન સબીહથી (હદીસ) રિવાયત કરવામાં કશો જ વાંધો નથી. આપ સાલિહ અને નેક શખ્સ હતા.

હઝરત ઈમામ અબૂ ઝર આ લખે છે કે હઝરત રબીઅ શૈખ, સાલિહ અને સાચા શખ્સ હતા.

ઈમામ શોઅબા (રહ.) ફરમાવે છે કે હઝરત રબીઅ પેશવાઓમાંથી છે.

ઈમામ અકીલી (રહ.)નું મંતવ્ય છે કે રબીઅ બસરી મુસલમાનોના સરદારોમાંથી છે.

હાફિઝ ઈબ્ને હજરે તહઝીબુત્તહઝીબમાં લખ્યું છે કે ઈમામ રબીઅ બિન સબીહે બસરામાં સૌ પ્રથમ ફિકહને લગતી હદીસો એક ગ્રંથના રૂપમાં એકત્ર કરી.

હઝરત ચલ્ખી (રહ.)એ લખ્યું છે કે :-

"બસરામાં સૌ પ્રથમ હદીસો સંગ્રહ કરવાનું કાર્ય અને તેને બાબ-પ્રકરણોમાં ફાળવવાનું કાર્ય રબીઅ બિન સબીહે કર્યું. આ પછી જ આ રીતના કામની ગંભીરતા તરફ સૌનું ધ્યાન દોરાયું.[1]

(કશ્ફુઝ ઝુનૂન, ભા. ૧, પૃષ્ઠ ૪૨૩)

---

[1] કશ્ફુઝ ઝુનૂનના કર્તાના આ મંતવ્ય સાથે કેટલાકો સંમત થતા નથી. એક મત એવો છે કે આ માન અબ્દુલમલિક બિન જરીહના ફાળે જાય છે. કેટલાકો આ બાબતમાં મુઅત્તા ઈમામ માલિકે પહેલ કરી હોવાનું મંતવ્ય વ્યકત કરે છે તો વળી કેટલાકો હઝરત અમીર મુઆવિયહના પૌત્ર ખાલિદે આ કાર્યનો સૌ પ્રથમ પ્રારંભ કર્યો એવો મત ધરાવે છે.

ફિકહના વિષયમાં હદીસો આપ હઝરતે એકત્ર કરવાની પહેલના કારણે કેટલાક ઈતિહાસકારોએ આપને ફકીહ કહ્યા છે.

## હઝરત રબીઅ બિન સબીહ (રહ.)થી રિવાયત થયેલ કેટલીક હદીસો

આપ (રહ.)થી રિવાયત થયેલ કેટલીક હદીસો સુનને તિરમિઝી, મુસ્નદે અહમદ અને સુનને ઈબ્ને માજહ વગેરેમાં જોવા મળે છે.

સુનને તિરમિઝીમાં અબ્વાબે તફસીરુલ કુર્આન અન રસૂલિલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં તફસીરે આલિ ઈમરાન સંબંધી છે કે,

ઈમામ તિરમિઝી અબૂ કરીબથી અને તેઓ વકીઅથી રિવાયત કરે છે કે એક વેળા અમને હઝરત રબીઅ બિન સબીહ અને હમ્માદ બિન સલમાએ વર્ણન કરતાં કહ્યું કે અમો અબૂ ગાલિબથી સાંભળ્યું છે કે એક વેળા હઝરત અબૂ ઉમામા (રદિ.)એ બાબે દમિશ્કની સીડીઓ પર ખ્વારિજ (ખારજીઓ)ના કેટલાક (કપાયેલા) માથા જોયા. તે જોઈ હઝરત અબૂ ઉમામા (રદિ.) બોલ્યા કે આ જહન્નમના કૂતરા છે અને આકાશ નીચે બદતરીન મકતૂલ (કતલ થયેલા) છે. આમને જેમણે (એટલે કે હઝરત અલી રદિ.એ) કતલ કર્યા છે તેઓ ઉત્તમ છે.

ઈમામ મુહમ્મદ શયબાની (રહ.)એ પણ હઝરત રબીઅ બિન સબીહથી રિવાયત થયેલ કેટલીક હદીસો પોતાની કિતાબોમાં લખી છે.

ઈમામ મુહમ્મદ શયબાની (રહ.)એ આ હદીસ રિવાયત

કરી છે કે,

"અમને રબીઅ બિન સબીહે હઝરત હસન બસરી (રહ.)થી રિવાયત કરી છે કે જે કોઈ ભૂલથી પોતાની નમાઝ દરમિયાન કૂજો લઈ પાણી પીએ તો તે પોતાની નમાઝ ફરીથી પઢે."

(કિતાબુલ હજ્જ અલી અહલુલ મદીના ભા.૧, પૃષ્ઠ. ૨૫૨, હૈદ્રાબાદ આવૃત્તિ)

"અમને રબીઅ બિન સબીહે યઝીદ રક્કાશીથી જણાવ્યું અને તેઓએ હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત કરી છે કે, રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પાંચ દિવસોમાં રોઝો રાખવાની મનાઈ ફરમાવી છે : ઈદુલ ફિત્ર, ઈદુલ્અદ્હા અને અય્યામે તશરીક."

(મુઅત્તા ઈમામ મુહમ્મદ કિતાબુલ હજ અલી અહલુલ મદીના ભા. ૧, પૃષ્ઠ ૩૮૯, ૩૯૦)

"રબીઅ બિન સબીહે યઝીદ રક્કાશીથી અને તેમણે હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "જે કોઈ જુમ્આના દિવસે વુઝૂ કરે તો તેની ઘણી ફઝીલત છે અને ગુસલ કરે તો અફઝલ છે."

(કિતાબુલ હજ્જ અલી અહલુલ મદીના ભા.૧, પૃષ્ઠ ૨૮૦, મુઅત્તા ઈમામ મુહમ્મદ)

"અમને હઝરત રબીઅ બિન સબીહે ખબર આપી કે હઝરત હસન બસરી (રહ.)એ અમને જણાવ્યું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે તમારામાંથી કોઈ રમઝાન અને અન્ય દિવસોમાં રોઝા દરમિયાન ભૂલથી ખાઇ–પી લે તો તેને

અલ્લાહે ખવડાવ્યું–પીવડાવ્યું સમજી પોતાનો રોઝો પૂરો કરે.''

(મુઅત્તા ઈમામ મુહમ્મદ)

હઝરત ખતીબ બગદાદી લખે છે કે,

''યહ્યા બિન બકીરે બયાન કર્યું છે કે અમને રબીઅ બિન સબીહે હઝરત ઈમામ હસન બસરી (રહ.)થી રિવાયત કરી છે કે અહલે બિદઅતની ખરાબીઓ–દુષ્કૃત્યો વર્ણવવા એ ગીબત નથી.''

(અલ કિફાયા પૃષ્ઠ ૪૩, હૈદ્રાબાદ આવૃત્તિ)

''મુહમ્મદ બિન કાસિમ વસદીએ રબીઅ બિન સબીહથી અને તેમણે હઝરત હસન બસરી (રહ.)થી રિવાયત કરી છે કે હઝરત અનસ બિન માલિક (રદિ.)એ ફરમાવ્યું કે એક વેળા હઝરત બિલાલ (રદિ.)એ અઝાન આપી ત્યારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેનો ઈઆદો કરવાની (દોહરાવવાની–ફરીથી પઢવાની) આજ્ઞા આપી.'' (અલ જવહરુન્નકી ફીર્રદિ અલલ બયહકી)

તબર્રુકરૂપે આપણે હઝરત રબીઅ બિન સબીહથી રિવાયત થયેલ કેટલીક હદીસો જોઈ. આ રીતે હદીસની અન્ય કિતાબોમાં હઝરત રબીઅ બિન સબીહથી રિવાયત થયેલ હદીસો અને કથનો જોવા મળે છે.

## મુજાહિદ, ગાઝી અને આબિદ

હઝરત રબીઅ બિન સબીહ (રહ.) એક શૂરવીર મુજાહિદ–ગાઝી હોવા ઉપરાંત આબિદ તથા પરહેઝગાર શખ્સ પણ હતા.

આબાદાનના પ્રખ્યાત મુહદ્દિસ અબૂ આસિમ અબાદાની (રહ.) લખે છે કે,

બનૂ સઅદના આ શખ્સ રાત–દિવસ નમાઝમાં પ્રવૃત્ત રહેતા હતા. રાતના પાછલા પહોરે બંને ઘૂંટણ ટેકવી સમુદ્ર તરફ મોઢું કરી બેસી જતા. પોતાની સ્થિતિ ઉપર રડવાનું શરૂ કરતા. એક વેળા હું ચૂપચાપ પાસે પહોંચી ગયો. મેં આપ (રહ.)ને આ અશઆર ગણગણતા સાંભળ્યા :

"હે આંખ ! તું રાત્રિના ગાઢ અંધકારમાં ખૂબ રડી આંસૂ વહાવી મને નેક બનાવી દે. કદાચ આ જ આંસૂઓ વડે કિયામતના દિવસે તું સારા વર્તાવ (રહમ)ને પાત્ર બને !"

મારી નિકટતા પામી જઈ આપ હઝરત એકાએક ખામોશ થઈ ગયા. આ જ હાલતમાં હું ધીમે રહી ત્યાંથી દૂર હઠી ગયો.

(સફતુસ્સફવહ ભા. ૪, પૃષ્ઠ ૪૧, હૈદ્રાબાદ આવૃત્તિ)

હઝરત ઈમામ ઈબ્ને હબ્બાન (રહ.) વર્ણવે છે કે, હઝરત રબીઅ બિન સબીહ (રહ.) બસરાના આબિદોમાંથી હતા, તહજ્જુદની નિયમિતતાના કારણે આપનું મકાન રાત્રે મધમાખીઓની છત જેમ જણાતું હતું એટલે કે તિલાવતે કુર્આનથી ગૂંજતું હતું.

હઝરત મૌલાના અબ્દુર્રહમાન મુબારકપુરી (રહ.)એ આપને મોટા આબિદ અને ઝાહિદ તરીકે ઓળખાવ્યા છે.

હઝરત ઈમામ રબીઅ બિન સબીહની બહાદુરી અને વીરતાના પણ તવારીખોમાં ગુણગાન ગવાયા છે.

ઈબ્ને શાહીને ઈમામ શોઅબાનું મંતવ્ય રજૂ કર્યું છે કે રબીઅ

બિન સબીહ વીરતા અને જવાંમર્દીમાં અહનફ બિન કૈસ[1]ને પણ આંબી ગયા.

હઝરત રબીઅ બિન સબીહ (રહ.)એ બસરા નજીક અબાદાનને મુજાહિદાના કાર્યોનું કેન્દ્ર બનાવ્યું હતું. બસરામાંથી ફંડ એકત્ર કરી અબાદાનમાં એક રઝાકાર–સ્વયંસેવક દળ રચ્યું હતું. આ વોલીન્ટિયર સેના લઈ આપ ઈસ્લામી લડાઈઓમાં જતા હતા. ઈસ્લામી સરહદોનું રક્ષણ કરતા હતા.

બલાઝરી લખે છે કે, રબીએ બસરાવાસીઓ પાસેથી માલ એકત્ર કરી અબાદાનનો કિલ્લો બાંધી તેમાં જ મુરાબતત સ્વયંસેવક દળની રચના કરી. મુરાબત અને રિબાત–સ્વયંસેવક દળ ઈસ્લામમાં એક મહત્ત્વનું કામ આપનારું દળ ગણાય છે. તે સતત દુશ્મનોની પ્રવૃત્તિઓ અને હિલચાલથી સચેત રહે છે. આંતરિક અશાંતિ વેળા પણ તે ઉપયોગી સેવા બજાવે છે. પહેલાંના જમાનાના આબિદો અને અહલુલ્લાહ આ કામમાં જોડાવાને ઘણું મહત્ત્વ આપતા હતા.

આમ અબાદાનમાં[2] હઝરત રબીઅ બિન સબીહ (રહ.)એ

---

[1]અહનફ બિન કૈસ તાબિઈ હતા. પોતાની કોમને ઈસ્લામ સ્વીકારવામાં આપનો ફાળો મુખ્ય હતો. ઘણા બહાદુર અને વીર નર હતા. જંગે સિફ્ફીનમાં હઝરત અલી (રદિ.)ની સાથે હતા. હઝરત ઉમર (રદિ.)એ આપને ખુરાસાનના યુદ્ધમાં મોકલ્યા હતા. ઉસ્માની ખિલાફત કાળમાં ય યુદ્ધમાં ભાગ લઈ બહાદુરીથી લડયા.

[2]અબાદ બિન હસીન હન્ઝલીના નામ ઉપરથી અબાદાન વસ્યું છે. અબાદ બિન હસીન ઘણા બહાદુર શખ્સ હતા. કાબૂલ જીતવામાં આપે ઘણી જ બહાદુરી બતાવી હતી. હઝરત ઈમામ હસન બસરી (રહ.) આપની બહાદુરી વિષે લખે.... .....છે કે આપની બહાદુરી જોઈ મને લાગ્યું કે એક માણસ હજાર માણસોનો

અનુસંધાન પેજ નં. (૧૨૧) ઉપર

સ્વયંસેવક દળ રચી મહત્ત્વની ખિદમત અંજામ આપી હતી. હઝરત રબીઅ બિન સબીહ (રહ.)એ ઈબાદત અર્થે એક ખૂણામાં બેસવાના બદલે એક દળ રચ્યું અને જિહાદ જેવી ઉપયોગી સેવા આપવા પોતાની જાતને તૈયાર કરી.

## ભાડભૂત ઉપર હુમલો અને આપની વફાત

મુસલમાનો દૂર દૂરના દેશોમાં ઈસ્લામની તબ્લીગ અને આણ ફેલાવવા જિહાદ અર્થે જતા હતા. ઈસ્લામનો પ્રકાશ ફેલાતો રોકવા કાફિરો પણ તનતોડ પ્રયત્નો કરી રહ્યા હતા. તેઓ રસ્તાઓમાં મુસલમાનોના વહાણો લૂંટતા. દક્ષિણ ગુજરાતમાં રાષ્ટ્રકુટના વંશજોએ બળવો પોકાર્યો હતો. આથી અંધાધૂંધી વ્યાપી ગઈ હતી. તેઓ દરિયા રસ્તે નર્મદા નદીમાં આવતા મુસલમાનોના વહાણો રોકતા અને મુસલમાનોને રંજાડતા–લૂંટતા. વળી, આ હુમલાઓ પાછળ મઝહબી કારણ પણ મુખ્ય હતું. મુસલમાનોને અલ્લાહનો

---

અનુસંધાન પેજ નં. (૧૨૦)નું ચાલુ

મુકાબલો કરી શકે છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.)ના સમયમાં બસરાના એક ઉચ્ચ પોલીસ અફસર પણ રહી ચૂકયા છે. આ માટે અબાદાન એક અગત્યનું સ્થળ લેખાતું હતું. હઝરત બશીર બિન હારિશ લખે છે કે, અબાદાન ઈબાદતનું મેદાન છે. જે કોઈ ઝોહદ–તકવા ગ્રહણ કરવા ઈચ્છતો હોય તો તે ત્યાં પહોંચી જાય. મારી ઈચ્છા છે કે કાશ ! ઈબાદાત માટે અબાદાનનો એક ખૂણો મને પણ નસીબ થાય. ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) લખે છે કે, અબાદાનમાં સદા આબિદો અને ઝાહિદોનો પ્રવાહ વહેતો રહેતો હતો. મેં હદાબ આબિદ ત્યાં જ જોયા છે. ત્યાં જ અબ્દુર્રબીઅ મને મળ્યા હતા. તેમની પાસેથી મેં હદીસ લખી.

આજકાલ અબાદાન ઈરાકના કબજામાં છે. વર્તમાન કાળમાં તેલનું મોટું કેન્દ્ર ગણાય છે. હવે અહીં તેલ કંપનીના કર્મચારીઓ રહે છે.

દીન ફેલાવવો હતો. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હિન્દુસ્તાનમાં જિહાદ કરનારી જમાઅતને દોઝખની આગથી મુકિત પામવાની બશારત આપી હતી. મહાન સહાબી હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ પણ હિન્દુસ્તાન જઈ જિહાદમાં શરીક થવાની ઈચ્છા વ્યક્ત કરી હતી. આરબોના હિન્દુસ્તાન સાથેના વેપારી સંબંધો પણ ઘણા જુના હતા. તેઓ ઈમાનની કિંમતી દોલત પણ હિન્દુસ્તાનના ચરણોમાં ઠાલવવા ઈચ્છતા હતા. હિન્દુસ્તાન ઉપરના આ વેળાના આક્રમણો ફકત રઝાકારાના અને ઈસ્લામની તબ્લીગ અર્થેના જ હતા.

ઈસ્લામના બીજા ખલીફા હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) ઈ.સ. ૬૩૪–૬૪૩)એ હઝરત ઉસ્માન બિન અબૂ આસ સકફીને બહરીન અને ઓમાન (ઉમ્માન)ના હાકિમ નિમ્યા. તેમણે પોતાના નાનાભાઈ હકમ બિન અબૂ આસ સકફીને બહરીન મોકલ્યા. ગુજરાતના વલભી રાજા ધ્રુવસેન (ઈ.સ. ૬૨૦–૬૪૦)ના અમલ દરમિયાન ઈ.સ. ૬૩૬માં હકબ બિન અબૂ આસ સકફીની સરદારી નીચે આજના મુંબઈ પાસેના થાણા[૧] આગળ ભારતમાં પ્રથમવાર મુસલમાનોની જળ સેનાએ દેખા દીધી. ગઝવો કરી અહીંથી આ ફોજ વિજય મેળવી પાછી ફરી હતી. એક નોંધ મુજબ આ માટે ખલીફા હઝરત ઉમર (રદિ.)ની પરવાનગી માંગવામાં આવી ન હતી. હઝરત ઉમર (રદિ.)એ ક્રોધાયમાન થઈ લખ્યું કે;

"બિરાદર સકફી ! તમે કાષ્ઠમાં કીડો મૂકયો છે; પરંતુ અલ્લાહના સમ ! જો મારા માણસોમાંથી કોઈનું મૃત્યુ થયું હોત તો

---

[૧]અરબીમાં "તાના" (થાણા) તે વખતે એક મોટું બંદર લેખાતું હતું. નવમી સદીમાં આરબો એને લાટના છેડેનું બંદર લેખતા હતા.

તમારા કબીલામાંથી હું તેટલી જ સંખ્યામાં કતલ કરાવત. (બિલાઝરી, ફુતૂહુલ બુલદાન–Elliot, Vol 1, P-116) આ સાથે વધારામાં એવો હુકમ પાઠવવામાં આવ્યો કે જો પરવાનગી વિના હિન્દુસ્તાન ઉપર ચઢાઈ કરવામાં આવશે તો સખત શિક્ષા કરવામાં આવશે.''

આ જ વરસે થોડા સમય બાદ મજકૂર હકમ બિન અબૂ આસ સકફીએ ભરૂચ ઉપર ચઢાઈ કરી. આ વખતે ત્યાં ગુજબુ રાજા દદ બીજો (ઈ.સ. ૬૩૩) રાજ્ય કરતો હતો. આ વેળા પણ હકમને સફળતા મળી. આ લશ્કર વિશે એટલું જ જાણવા મળે છે કે તે લડાઈ પછી મકરાન તરફ ચાલ્યું ગયું.

ત્રીજી ચઢાઈનો બનાવ આ પછી ૪૧ વરસ બાદ ઘોઘામાં નોંધાયો હતો. પ્રવાસી મુહમ્મદ શફીઉલ્લાહ ઘોઘાની નોંધ લખતા લખે છે કે, ''ઘોઘામાં એક આરસનો શિલાલેખ છે જેમાં અરબી લિપિમાં નીચે મુજબ લખવામાં આવેલ છે. ''હિ. સ. ૫૭ ઈ. સ. ૬૭૭માં સેનાધિપતિ ઈસ્માઈલ એક બળવાન સૈન્ય સાથે ઘોઘા ઉપર ઊતરી આવ્યા. અહીંના રાજા સાથે દારુણ યુદ્ધ થયું. બંને પક્ષનાં પુષ્કળ માણસો માર્યા ગયાં જેમાં સેનાધિપતિ ઈસ્માઈલ અને સરદાર યાકૂબ મદની પણ શહીદ થયા.[૧]

આ યુદ્ધ કોની સાથે થયું અને ઈસ્માઈલ કોણ હતા એ વિશેની માહિતી જાણવા મળતી નથી; પરંતુ આ સમય દરમિયાન અરબસ્તાનમાં હઝરત અમીર મુઆવિયા (ઈ.સ. ૬૫૬–૬૮૦)ની ખિલાફત હતી અને સૌરાષ્ટ્રમાં વલ્લભી પતિ શીલાદિત્ય ત્રીજો રાજ્ય કરતો હતો. અરબી ઈતિહાસોમાંય આ યુદ્ધ વિશે માહિતી

[૧]મિરાતે મુસ્તફાબાદ ભા. ૨ પૃષ્ઠ ૪૯–૫૦

જોવા મળતી નથી.

અરબસ્તાનમાં ઉમય્યા વંશના ખલીફા વલીદ બિન અબ્દુલ મલિક (ઈ.સ. ૭૦૫–૭૧૪)ના સમયમાં ઈ.સ. ૭૧૧માં મુહમ્મદ બિન કાસિમે સિંધ જીતી લીધું અને બરાબર વ્યવસ્થા કર્યા પછી ભિન્નમાલ (ગુજરાત) તરફ ફર્યા. ત્યાંના લોકો લડાઈ કર્યા વિના જ તાબે થઈ ગયા.[૧] (હિ.સ. ૯૫) ફુતૂહુલ બુલદાન લખે છે કે કચ્છમાં રાજા દાહિર મુહંમદ કાસિમ સામેના યુદ્ધમાં માર્યો ગયો.[૨]

આ પછી સિંધમાં આવેલ હાકિમો આંતરવિગ્રહમાં એટલા બધા રચ્યા પચ્યા રહ્યા કે તેઓ સિંધ તેમજ ભિન્નમાલ વગેરે સારી પેઠે સાચવી શકયા નહિ. સિંધના ઘણાં જિલ્લામાંથી આરબોનું વર્ચસ્વ ઘટી ગયું.

આ પછી ઈ.સ. ૭૨૫માં સ્વતંત્ર મિજાજી જુનૈદ બિન અબ્દુર્રહમાન મિર્રી સિંધના હાકિમ નિમાયા. સિંધની વ્યવસ્થા કર્યા બાદ તે એક મહાન લશ્કર લઈ મારવાડ થઈ માંડલ (વિરમગામ નજીક) અને ધીણોજ (પાટણ નજીક) વિજય દ્વજ ફરકાવતા ભરૂચ પહોંચ્યા.[૩] એ પછી ભિન્નમાલ થઈને જીત

---

[૧]એક તવારીખની નોંધ અનુસાર મુહમ્મદ બિન કાસિમે પોતાની એક લશ્કરી ટુકડી ગુજરાતના ભિન્નમાલ અને સૌરાષ્ટ્ર તરફ મોકલી હતી. ત્યાં લોકો લડયા વિના શરણે થઈ ગયા–બલાઝરી, ફુતુહુલ બુલદાન. (મિસર)

[૨]મન્સૂર બિન હાતિમ લખે છે કે ભરૂચમાં રાજા દાહિરની અને તેના કાતિલ બંનેના પૂતળાં યાદગાર રૂપે મૂકાયાં.

[૩]અરબકી જહાઝરાની–પૃષ્ઠ ૬૨–૬૩

મેળવતા સિંધ પાછા ફર્યા.[૧] આ વખતે ભરૂચમાં ગૂર્જર રાજા જયભટ્ટ ત્રીજો અને વલભીમાં શિલાદિત્ય છટ્ઠો રાજ્ય કરતા હતા.
(ઈ. સ. ૭૦૦ થી ૭૩૫)

જુનૈદ પછી તમીમ ઉતબી અને હકમ બિન અવાના હાકેમ તરીકે આવ્યા; પરંતુ માળવા તથા ગુજરાત પરના જીતાયેલા પ્રદેશો ઉપર તેમણે લક્ષ આપ્યું નહીં. આથી આ પ્રદેશો પર આરબોની પકડ ઢીલી પડી. ઈ. સ. ૭૫૭માં એટલે કે અબ્બાસી ખલીફા મન્સૂર (ઈ.સ. ૭૫૪–૭૫)ના સમયમાં એક હુમલો નોંધાયો છે. એ વખતે હિશામ બિન ઉમર તગલખી સિંધના હાકિમ હતા. તેમેણે ઉમર બિન જમલને નૌકા સૈન્ય આપી ગુજરાતના બંદરો ઉપર ચઢાઈ કરવા મોકલ્યા.[૨] ઉમર ભાડભૂત પહોંચ્યા ત્યાં લડાઈ કરી સફળતા

---

[૧]ફુતૂહુલ બુલદાન (બલાઝરી પૃષ્ઠ ૪૪૬)માં જણાવવામાં આવ્યું છે કે જુનૈદે ભિન્ન માલ અને ગુર્જરોનો દેશ જીત્યો એનો અર્થ કનોજના પ્રતિહારોનો દેશ કરવો જોઈએ.

અત્યારે ભિન્નમાલનું અસ્તિત્વ નથી, પરંતુ તેનું ખરું સ્થળ તવારીખો જણાવે છે. ભિન્ન માલ ઉત્તર અક્ષાંશ ૨૪૦, ૪૨' અને પૂર્વ રેખાંશ ૭૨૦, ૪' ઐતિહાસિક શ્રીમાળ જે લગભગ છટ્ઠી સદીથી નવમી સદી સુધી ગુર્જરોનું પાટનગર હતું, તે આબૂ પર્વતથી પશ્ચિમે લગભગ ૫૦ માઈલ દૂર આવેલું છે. શહેરનું સ્થાન આબૂની હારમાળાના છૂટા શેલની પશ્ચિમે લગભગ ૧૫ માઈલ દૂર આવેલા વિશાળ મેદાનમાં આવેલું છે. ૩–બલાઝરી, Elliot Dowson, Story of india vol. ip. 127, અરબો–હિન્દકે તા'લ્લુકાત, પૃષ્ઠ ૧૭)

[૨]ઇબ્ને ખલદૂન લખે છે કે આ હુમલો સોલંકીઓ માટે હતો. દક્ષિણમાં સોલંકીઓની હુકૂમત હતી. ભરૂચના ગૂર્જર અને દક્ષિણ ગુજરાતના ચાલુકય તેના તાબામાં હતા. સિંધ અને ગુજરાતની સરહદો તેની સાથે જોડાયેલી હતી. કોઈક સરહદી કજિયાથી આ હુમલો કરાવવામાં આવ્યો હશે. દુશ્મનો અને દુશ્મનોના સહાયકો સામે જ જુનૈદે લડાઈ કરી. બીજાઓને છેડયા નહિ. જુનૈદ સાથે પ્રથમ માંડલમાં અને એ પછી ધીણોજમાં લડાઈ થઈ. પંચાસરની સંપૂર્ણ સોલંકી તાકાતના ચૂરેચૂરા થઈ ગયા. ભરૂચમાં આ લોકોનું ખંડિયા રાજ્ય હતું. જુનૈદ ભરૂચ પહોંચ્યો અને એક જ હુમલામાં તેને નમાવી દીધું. (આ વાતને તારીખે હિન્દ પણ સમર્થન આપે છે. જુઓ, તારીખે હિન્દ ભા. ૧ પૃષ્ઠ ૬૫૧ હૈદ્રાબાદ આવૃત્તિ)

મેળવી પાછા ફર્યા. ઈબ્ને ખલદૂન લખે છે કે તેને ૪૦ કરોડનો માલે ગનીમત હાથ લાગ્યો. હિશામને આ હુમલાથી શાંતિ ન મળતા પોતે ઈ.સ. ૭૬૦–૬૧માં એક નૌકા સૈન્ય લઈ ગંધાર ઉપર હુમલો કર્યો. વિજય મેળવી ત્યાં કેટલાક સમય રહ્યા. ત્યાં મસ્જિદ બંધાવી. હિશામે ગંધારમાં એક ૧૦૦ ફુટ લાંબો મિનારો જોયો. આ મિનારો લોખંડનો હતો અને તે તલવારો તોડી તેના લોખંડમાંથી બનાવાયો હતો. ગંધારવાસીઓએ હિશામને જણાવ્યું કે વરસો પહેલાં આબ્નાએ ફારસ પ્રતિથી આક્રમણ થયું ત્યારે ગંધાર જીત્યા બાદ તેમણે પોતાની તલવારો તોડી તેના લોખંડથી યાદગારરૂપે આ મિનારો ઊભો કર્યો છે.

આપણે ઉપર જોયું તેમ અમ્ર બિન જમલનું ભારેખમ વહાણો સાથેનું ભાડભૂત ઉપરનું આ પ્રથમ આક્રમણ હતું.

જેમાં **હઝરત રબીઅ બિન સબીહ (રહ.)** શામેલ હતા એ ભાડભૂત ઉપરના બીજા આક્રમણની વિગતો હવે આપણે જોઈએ:

ભાડભૂત ઉપરના આ જિહાદની વિગતો ''તારીખે તબરી''એ આ પ્રમાણે નોંધી છે :

હિ.સ. ૧૬૦ (ઈ.સ. ૭૭૮)માં ખલીફા અલ મહદી અબ્બાસીના સમયમાં અબ્દુલ મલિક અશ શિહાબ અલ મસ્મઈની સરદારી નીચે મુસલમાનોએ જિહાદ અર્થે ભાડભૂત ઉપર હુમલો કર્યો. આ સૈન્યમાં સ્વયંસેવકો અને મુજાહિદો પણ હતા.

ભાડભૂત પરના હુમલાના બીજા જ દિવસે મુસલમાનો કિનારા ઉપર ઊતરી જવામાં સફળ થયા. ત્યાં બે દિવસ પડાવ નાંખ્યા પછી

મિન્જનીક[1] એટલે કે પથ્થર ફેકનારા યંત્રો તથા બીજી સામગ્રીઓ ગોઠવવામાં આવી. આ પછી લડાઈની તૈયારી કરવામાં આવી. કેટલાકો ઈબાદતમાં તથા કુરઆને પાક પઢવામાં પરોવાયા. બાકીનાઓએ હુમલો કરી દીધો. ખુદાની મહેરબાનીથી તેઓ દુશ્મનો ઉપર ગાલિબ રહ્યા અને વિજય મેળવ્યો. ઘોડેસવાર મુસલમાનો ચારેકોર ફેલાઈ ગયા. ત્યાંના રહેવાસીઓ પોતાના સુરક્ષિત મોરચામાં રહી મુકાબલો કરતા હતા. સળગતું તેલ જેને અરબીમાં નિફતહ કહેવામાં આવે છે, તે આરબોએ ફેંકવા માંડયું. તેનાથી દુશ્મનોને ઘણું નુકસાન થયું. તેમના મોરચા ઉખડી ગયા. આ લડાઈમાં ૩૯ જેટલા મુસ્લિમ મુજાહિદો શહીદ થયા. મુસલમાનો જીત્યા. ઘણો માલ–સામાન મુસલમાનોના હાથમાં આવ્યો. નર્મદા નદીમાં ભરતી આવવાથી મુસલમાન લશ્કર વહાણોમાં બેસી તાત્કાલિક પાછું ફરી શકયું નહીં. તેઓ કિનારા ઉપર થોભી ગયા. આ દિવસો દરમિયાન ગરમીનો એક ભયંકર રોગ (પ્લેગ) ફાટી નીકળ્યો, જેમાં એક હજાર જેટલા મુસ્લિમ મુજાહિદો વફાત પામ્યા, તેમાં **હઝરત રબીઅ બિન સબીહ બસરી (રહ.)** પણ હતા. ભરતી ઊતરી જતાં મુસ્લિમ મુજાહિદો વહાણો મારફત પાછા ફર્યા. તેઓ ઈરાની અખાત જેને હિમરાનનો અખાત પણ કહે છે ત્યાં

---

[1] મિન્જનીક (મનજેનીક) આ નામ માટે ઘણા ખરા કારણો આપવામાં આવે છે. કેટલાક એને ફારસી ''મન ચે નેક''નું અરબી રૂપ કહે છે. કેટલાકો કહે છે કે આ શબ્દ પૂનાની 'મન જાને કું'' ઉપરથી અરબીમાં અપભ્રંશ થયો છે, જેનો અર્થ જાદૂ અથવા ખેલ તમાશો એવો થાય છે. ઈબ્ને ખલ્કાન માને છે કે આ શબ્દ મૂળ અરબી ભાષાનો નથી, કોઈક ભાષામાંથી તે અરબીમાં ઉતરી આવ્યો હોય એમ લાગે છે. બલાઝરીએ ફુતૂહુ લબુલદાનમાં લખ્યું છે કે, મુહમ્મદ બિન કાસિમે હિ. સ. ૯૪માં સિંધના 'દેવલ' ઉપર હુમલો કર્યો ત્યારે મિન્જનીકનો ઉપયોગ કર્યો હતો. તેના ઉપર ૫૦૦ જેટલા માણસો કામ કરતા હતા. તેનું નામ ''અલ ઉરૂસ' રાખવામાં આવ્યું હતું.

પહોંચ્યા ત્યારે સમુદ્રમાં ભયંકર તોફાન આવ્યું. સખત આંધીના કારણે કેટલાક વહાણો ભાંગી ગયા. ઘણા ડૂબી વફાત પામ્યા. જે લોકો બચી જવા પામ્યા તેમાં કેટલાક યુદ્ધ કેદી પણ હતા, જેમાં ભાડભૂતના રાજાની દીકરી પણ હતી. આ કેદીઓને બસરાના ગવર્નર અલી બિન સુલયમાનને સુપ્રદ કરવામાં આવ્યા.

(તારીખે તબરી)

તારીખે ઉમ્મુલ ઈસ્લામિય્યહમાં ભાડભૂત ઉપરના આ હુમલાની વિગત નીચે મુજબ જોવા મળે છે.

ખલીફા મેહદીએ ૯૨૦૦ જેટલા મુજાહિદો લઈ અબ્દુલ મલિક શિહાબને હિન્દ ઉપર જિહાદ કરવા રવાના કર્યા, તેમાં નીચે મુજબના સિપાહીઓ હતા.

૨૦૦૦ બસરાના સિપાહીઓ

૧૫૦૦ લશ્કરી સ્વયં સેવકો

૪૦૦૦ ઘોડે સવાર

૦૭૦૦ શામી (સીરિયન) લડવૈયા

૧૦૦૦ બસરાના સ્વયંસેવકો (કદાચ આ સ્વયંસેવકો રબીઅ બિન સબીહના નેજા હેઠળના અબાદાનના હશે.)

---

૯૨૦૦

આ બધા મુજાહિદો હિજરી ૧૬૦માં હિન્દના એક શહેર ભાડભૂત[૧] આવી પહોંચ્યા. એક દિવસ લડાઈની તૈયારીમાં ગાળ્યો. એ પછીના બે દિવસ સામા પક્ષ ઉપર દબાણ કરવામાં ગાળ્યા. છેવટે

---

[૧] અરબીમાં બારબૂદ

લડાઈ થઈ. મુજાહિદોએ તમામ તાકાત અજમાવી. સામા પક્ષવાળાઓએ સંગઠિત થઈને જોરદાર બચાવ કર્યો, પણ આરબો ભાડભૂત જીતવામાં સફળ થયા. તેઓ ઘોડા લઈ બધે ફરી વળ્યા. મેદાનમાંથી કાફિરોને ભગાડી દીધા. તેમના મોરચાઓ ઉપર 'નિફતહ' નામે સળગી ઉઠે તેવું તેલ ફેંકવામાં આવ્યું. આ લડાઈમાં ૨૦ મુસલમાનો શહીદ થયા. અસંખ્ય કાફિરો મરાયા. ઋતુ અનુકૂળ થતાં સુધી મુસલમાનો ત્યાં જ થોભ્યા. એવામાં એક જાતની બીમારી ફેલાવાથી ૧૦૦૦ જેટલા મુજાહિદો વફાત પામ્યા. એ પછી મુસલમાનો વહાણોમાં બેસી પાછા ફર્યા. હિમરાનના અખાત સુધી આવ્યા ત્યારે સખત તોફાની હવા ચાલવાથી કેટલાક વહાણો ભાંગી ગયા. થોડાક બચી ગયા. આ ચઢાઈ ફકત જિહાદ અર્થેની જ હતી, ધરતી મેળવવા માટે ન હતી.

તારીખે તબરીની નોંધ મુજબ આ લશ્કરના અમીર અબ્દુલ મલિક બિન શિહાબ મસ્મઈ હતા. ખલીફા મેહદીએ આ જિહાદમાં પૂરતો રસ લીધો. આ જિહાદની વ્યવસ્થાનું કામ અબૂલ કાસિમ મહરઝ બિન ઈબ્રાહીમને સોંપવામાં આવ્યું હતું.

ઈબ્ને અસીર અલ કામિલમાં લખે છે કે ૧૫૯ હિજરીમાં દરિયાઈ માર્ગે અબ્દુલ મલિક બિન શિહાબ મસ્મઈની સરદારીમાં એક ફોજ હિન્દ ઉપર રવાના કરવામાં આવી, જેમાં કેટલાક રઝાકારો પણ હતા. તેમાં રબીઅ બિન સબીહ પણ હતા. આ લોકો ભાડભૂત પહોંચ્યા. (અલ કામિલ ભા. ૬, પૃષ્ઠ ૧૭)

હઝરત ઈમામ ઝહબી (રહ.) લખે છે કે, મુસલમાનોએ અબ્દુલ મલિક મસ્મઈની સરદારી નીચે હિન્દુસ્તાનનું એક મોટું શહેર જીતી લીધું.

અલ્લામા ઈબ્ને સઅદે તબકાતમાં લખ્યું છે કે; રબીઅ ગઝવા અર્થે હિન્દુસ્તાન ગયા. ૧૬૦ હિજરીમાં મેહદીના ખિલાફતકાળમાં તે ત્યાં જ વફાત પામ્યા. દેશના એક ટાપુમાં દફન કરવામાં આવ્યા. આ વાત મને બસરાના એક શૈખે કહી હતી કે જેઓ તેમની (રબીઅ) સાથે (ગઝવામાં) શામેલ હતા.

આ હઝરત રબીઅ બિન સબીહ (રહ.) ભાડભૂતના વિસ્તારમાં જ મદફૂન થયા. એ નિર્વિવાદ વાત છે. ભાડભૂતમાં અને બાજુના વેરવાડા તથા વડવા ગામમાં કેટલીક જુની છોબંધ કબરો છે. અગાઉ આ વિસ્તારોમાં નદી કિનારે કેટલીક કબરો હતી જે નાશ પામી છે. આ ગામોના વિસ્તારોમાં તાબિઈ, તબે તાબિઈ તથા મહાન હસ્તીઓ દફન કરવામાં આવી છે એમાં શંકાને સ્થાન નથી. જિહાદ વખતે લડાઈનો વિસ્તાર વિસ્તર્યો હશે. એથી આ ગઝવામાં શરીક એવા કેટલાક મુજાહિદો શહીદ થઈ આજુબાજુના વિસ્તારમાં જ દફન થયા હશે. કેટલીક તવારીખો લડાઈમાં શહીદ થયેલાઓનો આંકડો ૪૦ જેટલો અને કેટલીક તવારીખોમાં ૨૦ જેટલો બતાવે છે. વળી, લડાઈ પછી બીમારી ફાટી નીકળતાં ૧૦૦૦ જેટલા મુજાહિદો વફાત પામ્યા, તેઓ પણ આ જ વિસ્તારમાં દફન થયા એમાં શંકાને સ્થાન નથી.

તે જમાનામાં ભાડભૂતનું મહત્ત્વ વિશેષ હતું. અહીં ૧૮ વર્ષે હિન્દુઓનો મેળો ભરાતો, જે આજે ય ભરાય છે.[૧] હજારો શ્રદ્ધાળુ હિન્દુઓ દર્શન અર્થે ઉમટે છે. વળી તે વેળા ભાડભૂત મોટું મથક ગણાતું હશે. કેટલીક ઐતિહાસિક નોંધો મુજબ ભરૂચ તરફ જતા

---

[૧] ઈબ્ને ખલ્દૂન લખે છે કે, આ હુમલા વેળાય અઢાર વરસે ભરાતો મેળો (બે ભાદરવા અર્થાત્ અધિક ભાદરવો આવવાથી) ભરાયો હતો. આથી રોગચાળો ફેલાયો.

આરબોના વહાણો અને હુમલાઓ ભાડભૂત પાસે જ રોકવામાં આવતા. મુખ્ય મથક (ભરૂચ)થી દૂર આ હુમલાઓ રોકી મારી હઠાવવાના પ્રયાસો થતા હશે, જેથી આ વ્યૂહાત્મક મથકનો નાશ કરવા જિહાદ અર્થે **રબીઅ બિન સબીહ** અને મુજાહિદો ભાડભૂત ઉપર ત્રાટકયા હશે. એમાં બે મત નથી. વળી, કેદ કરાયેલ કેદીઓમાં રાજાની દીકરી પણ હતી. એ જોતાં તે વેળા ભાડભૂત અગત્યનું સ્થળ હશે જ. આ વિસ્તારનું 'દશાન' ગામનું નામ બસરા પાસેના મિશાન ગામ ઉપરથી પડયું હોય એમાં નવાઈ નથી. મિશાન હઝરત રબીઅ બિન સબીહ (રહ.)નું મૂળ વતન છે.

કેટલીક પ્રાચીન તવારીખોમાં હઝરત રબીઅ બિન સબીહ સિન્ધમાં વફાત પામ્યા હોવાની નોંધો જોવા મળે છે. વળી, તેમાં 'બારબૂદ' સિન્ધ પ્રદેશમાં હોવાનું જણાવાયું છે. સિન્ધમાં 'બારબૂદ' નામનું કોઈ સ્થળ નથી. વળી, આ હુમલા વેળા સિન્ધમાં તો આરબોની પૂરતી આણ પ્રવર્તતી જ હતી. આ હુમલો ''ભાડભૂત'' ઉપરનો જ હતો એમાં શંકાને સ્થાન નથી.

## બે જીવન પ્રસંગો

તવારીખોમાં હઝરત રબીઅ બિન સબીહ બસરી (રહ.)ના જીવનના બે અદ્‌ભૂત પ્રસંગો વાંચવા મળે છે.

હઝરત રબીઅ બિન સબીહ (રહ.) વર્ણવે છે કે;

હઝરત સાબિત બનાની (રહ.)ની વફાત થઈ ત્યારે આપના જનાઝામાં હું પણ હતો. દફનાવતી વેળા હું, હમીદુત્તવીલ અને અબૂ જઅફર હસન એમ ત્રણ જણા કબરમાં ઊતર્યા. હું માથા તરફ ઊભો હતો. અમે ઈંટો ગોઠવી રહ્યા હતા ત્યારે અચાનક મારા હાથમાંથી એક ઈંટ છૂટી કબરમાં પડી ગઈ. ઈંટ ઉઠાવવા હું નીચે નમ્યો તો

કબરમાં મને હઝરત સાબિત બનાનીની લાશ જણાઈ નહીં. કબર તદ્દન ખાલી જણાઈ. હમીદુત્તવીલને પણ મેં એમ બોલતાં સાંભળ્યા કે આપણી લાશને કોઈકે ઊંચકી લીધી છે. એવામાં કબર બહાર પણ ઊભેલા લોકોમાં લાશ ઊંચકી લેવાઈ હોવા બાબતમાં શોર બકોર સંભળાયો. છેવટે લહદ ઠીક કરી કબર ઉપર માટી ઢાંકી દેવામાં આવી. બધા વિખેરાઈ ગયા. આ બનાવથી હમીદુત્તવીલ ઘણા પ્રભાવિત થઈ બસરાના અમીર સુલયમાન બિન અલી પાસે પહોંચ્યા બનેલ બનાવ તેમને કહી સંભળાવ્યો. અમીરે આ આશ્ચર્યકારક બનાવ સાંભળી કહ્યું કે કુદરતની શક્તિનો તો ઈન્કાર થઈ શકે તેમ નથી, પરંતુ આજના સમયમાં આવા મહાન માણસ હોય એમાં શંકા છે. એ જણાવો કે તમારા સિવાય આ બનાવ બીજા કોઈએ પણ નિહાળ્યો છે ? હમીદુત્તવીલે જણાવ્યું કે આ બનાવમાં કશીયે અતિશયોક્તિ નથી. આ બનાવ વિશે દફનક્રિયામાં હાજર એવા ઘણા લોકો જાણે છે. હઝરત રબીઅ બિન સબીહ અને અબૂ જઅફર હસન પણ નજરે જોનાર સાક્ષીઓ છે. અમીરે આ સાંભળી કહ્યું કે આ બંને સાક્ષીઓ વજનદાર અને ભરોસાપાત્ર છે. આ પછી અમીરે સાબિત બનાનીના વિશ્વાસુ સગા અને પડોશીઓ મારફત કબર ખોદાવી તો તેમાં કશું જ જણાયું નહીં. સાબિત બનાનીની લાશ તેમાં હતી નહીં ![1]

હઝરત ઈમામ ઈબ્ને જવઝીએ બીજો એક બનાવ નોંધ્યો છે. એક વેળા હઝરત મુહમ્મદ બિન સમાક (રહ.)ને બસરાના આબિદો, ઝાહિદો, મજઝૂબોની મુલાકાત લેવાનું મન થયું. તેઓ હઝરત ઈમામ રબીઅ બિન સબીહ (રહ.)ને મળ્યા. તેમણે પૂછ્યું કે તમે બસરામાં કોઈ એવા નેક શખ્સને જાણો છો કે જેમના ઉપર ઈલાહી

[1] એવાનુલ અખ્બાર ભા. ૨ પૃષ્ઠ ૩૧૮–૧૯

ખૌફ–ડર છવાયેલો હોય ? હઝરત રબીઅ બિન સબીહ બસરી (રહ.)એ જણાવ્યું કે હા, એક એવા આબિદ શખ્સ વિશે હું જાણું છું કે જે ખૌફે ખુદા ધરાવે છે. બીજા દિવસે ફજરની નમાઝ બાદ હઝરત રબીઅ બિન સબીહ તેમને બસરાના એક પરામાં લઈ ગયા. એક ઘરે પહોંચ્યા. દરવાજો ખખડાવતાં એક વૃદ્ધ ડોશીમાં બહાર આવ્યા. રબીએ તેમને સલામ કરી પૂછયું કે તમારા સાહબઝાદાની હવે કેવી હાલત છે ? ડોશીમાએ જવાબ આપ્યો કે મારો દીકરો હવે દુનિયાને તદ્દન ભૂલી ગયો છે. રબીએ ઘરમાં પ્રવેશવાની તથા તેમના દીકરાને મળવાની રજા માંગી. વૃદ્ધાએ એ શરતે રજા આપી કે તેની આગળ કિયામતનું વર્ણન કરવામાં આવશે નહીં. બંને ઘરમાં ગયા. એક નવજુવાન જોવામાં આવ્યો. તેના શરીર ઉપર ચાદર લપેટેલી હતી. ગર્દનમાં સાંકળ બાંધી હતી જેનો એક છેડો પાસેના થાંભલા સાથે બાંધેલો હતો. સામે જ એક કબર ખોદેલી હતી. પેલો નવજુવાન કબર તરફ એકીટશે જોઈ રહ્યો હતો. રબીએ નવયુવાનને સલામ કરી સંબોધન કરતાં કહ્યું કે મારી સાથે આવેલા આ ઈબ્ને સમાક છે. તેઓ જાણીતા વ્યાખ્યાનકાર (વાઈઝ) છે. અમો આપને મળવા આવ્યા છીએ. આ પછી ઈબ્ને સમાક તેમની પાસે જવા આગળ વધ્યા. નવજુવાને વેધક નજરે ઈબ્ને સમાક તરફ જોઈ પૂછયું કે તમે મારાથી શી આશા રાખો છો ? આટલું બોલી કબર તરફ પોતાની મીટ–દષ્ટિ ફરીથી પરોવી દીધી. વાતચીત કરવાની ઘણી કોશિશ કરી છતાં સફળતા મળી નહીં. હઝરત રબીઅ બિન સબીહ વર્ણવે છે કે અમારા બંને ઉપર નવજુવાનની આ હાલતથી એક પ્રકારની હયબત છવાઈ ગઈ હતી. છેવટે અમે એ ઘરમાંથી બહાર નીકળી ગયા.[૧]

---

[૧] સફવતુસ્સફવહ, ભા. ૪, પૃષ્ઠ ૧૨–૧૩

## હઝરત રબીઅ (રહ.)ની અવલાદ

હઝરત રબીઅ બિન સબીહ (રહ.)ની અવલાદમાં મોટા ઉલમા અને સુલહા પેદા થયા. તવારીખમાં આપના બે પુત્રો અને એક નવાસાનાં નામ જાણવા મળે છે.

પુત્રો : ૧. સુલયમાન બિન રબીઅ હિન્દી. ૨. અબ્દા બિન રબીઅ બિન સબીહ.

નવાસા : ઈસ્હાક બિન અબાદ.

સુલયમાન બિન રબીઅ હિન્દીનું સંક્ષિપ્ત વૃત્તાંત અલ્લામા મુહમ્મદ બિન તાહિર પટની–ગુજરાતી (રહ.)એ પોતાની કિતાબોમાં લખેલ છે. અબ્દા બિન રબીઅના વંશમાં એક જાણીતા આલિમ થયા છે. જેમનું નામ છે, અબૂ બકર અહમદ બિન સુલેમાન બિન ઐયૂબ બિન ઈસ્હાક બિન અબ્દા બિન રબીઅ બિન સબીહ અબાદાની કરશી. અલ્લામા સમ્આનીએ પોતાની કિતાબ 'અલ અન્સાબ'માં તેમનો ઉલ્લેખ કર્યો છે. તેઓ બગદાદમાં રહેતા હતા. અલી બિન હર્બે તેમનાથી હદીસની રિવાયત કરી છે.

પ્રખ્યાત હદીસવેત્તાઓ અબૂ અબ્દુલ્લાહ હાકિમ અને અબૂ અલી બિન શાદાને આપથી ઈલ્મ ગ્રહણ કર્યો હતો.

હઝરત ઈસ્હાક બિન અબાદ હઝરત રબીઅ બિન સબીહ (રહ.)ના નવાસા હતા. તેઓ પ્રખર વિદ્વાન અને આલિમ હતા. તેમણે સલમા બિન સઈદથી અને તેમનાથી અબ્દુસ્સમદ બિન અબાદાનીથી કેટલીક હદીસો નકલ કરી છે.

હઝરત રબીઅ બિન સબીહ (રહ.)ના એક ભાઈ મન્સૂર બિન સબીહનો ઉલ્લેખ પણ તવારીખમાં જોવા મળે છે. આપે પણ હદીસની રિવાયત કરી છે.

## સમકાલીન બુઝુર્ગો, સહાધ્યાયીઓ અને તાલિબે ઇલ્મો

હઝરત રબીઅ બિન સબીહ (રહ.)ના સમકાલીન બુઝુર્ગો, સહાધ્યાયીઓ–સાથીઓ તથા તાલિબે ઈલ્મોમાં જાણીતા આલિમોનો સમાવેશ થાય છે, જેમાં હઝરત ઈમામ મુહમ્મદ બિન હસન શયબાની (રહ.)[1] તથા ઈમામ અબૂ હનીફા (રહ.)ના નામો મુખ્ય છે

આ ઉપરાંત આપ (રહ.)ના સહાધ્યાયી–હમસબક આલિમો તથા શાગિર્દોમાં નીચેના નામાંકિત બુઝુર્ગોનો સમાવેશ થાય છે.

ઈમામ સૂફયાન સૂરી (રહ.), ઈમામ અબ્દુર્રહમાન બિન મહદી (રહ.), ઈમામ અબ્દુલ્લાહ બિન મુબારક (રહ.), ઈમામ વકીઅ બિન જર્રાહ (રહ.), ઈમામ અબૂઅલ વલીદ (રહ.), આદમ બિન અબી અયાસ (રહ.), અલી બિન આસિમ (રહ.), સુલયમાન વારાની (રહ.), ઈમામ મુહમ્મદ બિન કાસિમ અસદી (રહ.), ઈમામ અલી બિન જઅદ (રહ.), ઈમામ સઈદ બિન આમિર (રહ.) અને ઈમામ રૂહ (રહ.) મુખ્ય છે.

આપ (રહ.)ના શાગિર્દો પોતાના સમયના પ્રખર આલિમો, ફકીહો, સૂફીઓ–અબ્દાલો ગણાય છે.[2]

---

[1]આપ (રહ.)એ રબીઅ બિન સબીહથી હદીસની રિવાયત કરી છે. જુઓ, કિતાબુલ હજ અલી અહલુલ મદીના ભા.૧ પૃષ્ઠ ૨૫૨, ૨૮૦

[2]ઈસ્લામી હિન્દકી અઝમતે રફતા–કાઝી અત્હર મુબારકપૂરી

# બાબા સૈયદઅલી રયહાન (રહ.)

**સ્થળ :-** ભરૂચ–વેજલપુર

આપણે હઝરત રબીઅ બિન સબીહ (રહ.)ના જીવન વૃત્તાંતમાં જોઈ ગયા છીએ કે મુસ્લિમ વિજેતાઓ અને મુબલ્લિગો ગુજરાતના અંદરના ભાગો સુધી પહોંચી ગયા હતા. હિન્દમાં મુસાફરી કરનાર સુલયમાન (ઈ.સ. ૮૫૧) લખે છે કે ગુજરાતમાં ઘણી જ અલ્પ સંખ્યામાં શહેરી વિસ્તારોમાં મુસલમાનો વસે છે. બલહારા એટલે કે દક્ષિણનો માલખેડનો રાજા રાષ્ટ્રકૂટ કે જે ગુજરાતનો પણ રાજા ગણાય છે તે મુસલમાનો પ્રત્યે પક્ષપાત રાખે છે. ગુજરાતના નાના ખંડિયા રાજાઓ અને ડામેરો પણ મુસલમાનોને રંજાડે છે. આમ છતાં આ મુસલમાનો પોતાના કાર્યમાં અડીખમ છે. તબ્લીગ કરવા માટેની નાની સરખી તક પણ તેઓ જતી કરતા નથી.

મસઊદી, અબૂ ઈસ્હાક, ઈસ્તખ્રી, બુઝુર્ગ બિન શહરિયાર યાકૂત ઈત્યાદી આરબ પ્રવાસીઓ તથા ભૂગોળ શાસ્ત્રીઓના વર્ણનો મુજબ આ સમય દરમિયાન ગુજરાતના આ સ્થળોએ મુસ્લિમોની સારી એવી વસ્તી હતી એટલું જ નહીં, પણ તેઓ ત્યાં વિવિધ ક્ષેત્રોમાં ખાસ કરીને વિદેશ સાથે ધંધો ધરાવતા વેપારીઓ વસતા હતા. આ સ્થળો મુખ્યત્વે સાગર તટના હતા. જેમ કે ભદ્રેશ્વર, પ્રભાસ, માંગરોળ, ભરૂચ, રાંદેર વગેરે. બલાઝુરી લખે છે કે આ મુસ્લિમ વસાહતોમાં ધાર્મિક તેમ જ લૌકિક ઈમારતો–મસ્જિદો, મકબરા, રહેણાંકો કે એવાં બીજા મકાન અસ્તિત્વમાં આવ્યા હતા. જ્યારે અગિયારમી સદીમાં કર્ણાવતી તેમ જ સંભવતઃ ભરૂચમાં મસ્જિદો અસ્તિત્વમાં હતી એવું શિલાલેખો પરથી જાણવા મળે છે.[૧] ચાલુક્ય

---

[૧] Elliot History of India Vol : 1 R. 127

નરેશ સિદ્ધરાજ જયસિંહના સમયની મસ્જિદોનો ઉલ્લેખ મુહમ્મદ અવફીએ કર્યો છે.

ભરૂચ અને ગુજરાતના બીજા વિસ્તારોમાં હિજરી સનના ત્રીજા તથા ચોથા સૈકામાં ઈસ્લામની મુબલ્લિગો–પ્રચારકો તથા વલીઓ ગુજરાતમાં આવ્યા હોવાની ઘણી ઓછી માહિતી તવારીખમાં જોવા મળે છે. વળી તે કાળમાં ગુજરાતમાં વસતા મુસલમાનોની સંખ્યા અને સ્થિતિ વિશેય ખાસ નોંધ મળતી નથી. ઈબ્ને હોકલ લખે છે કે દસમી સદી ઈસવી–ત્રીજી સદી હિજરીમાં સોલંકી કાળમાં જે મુસલમાનો ગુજરાતમાં વસતા હતા તે આરબ અને ઈરાની નસલના હતા. રાજયના મુખ્ય નગરોમાં જ તેઓનો વસવાટ હતો. તે લખે છે કે મારા પ્રવાસ દરમિયાન પાટણમાં જુમ્આ મસ્જિદ જોઈ હતી.

આ પછી હિજરી સનના પાંચમાં સૈકામાં આવી માહિતી મળે છે. ભરૂચ જિલ્લાની મુંબઈ ગેઝેટિયરની એક નોંધ મુજબ આ અરસામાં હઝરત બાબા રયહાન તથા બાબા રવહાન નામે ઓળખાતા બે મહાન સંતો પોતાના ૪૦ જેટલા સાથીદારો સાથે ઈસ્લામના પ્રચાર–પ્રસાર અર્થે પધાર્યા હતા.

આ મુબલ્લિગો ગુજરાત અને સોમનાથના મંદિર ઉપરના મહમૂદ ગઝનવીના હુમલાના લગભગ ૧૫ વર્ષ બાદ પધાર્યા હતા. [૧]

[૧] સુલ્તાન મહમૂદ ગઝનવીએ હિજરી સન ૪૧૫ શાબાનમાં એટલે કે ઈ. સ. ૧૦૨૪ના સપ્ટેમ્બર માસમાં ગુજરાત ઉપર હુમલો કર્યો. ઘણી જ ઝડપે પોતાના સૈન્ય સાથે સુલ્તાન ગઝનવી પાટણ થઈ વઢવાણના રસ્તે ઈ.સ. ૧૦૨૫ની જાન્યુઆરીની ૩૦મીએ દેલવાડા થઈ સોમનાથ ઉપર ત્રાટકયા. ગુજરાતના રાજા ભીમદેવે નાસીને કંથકોટ (ખંડહત–ખંદબ)ના કિલ્લામાં આસરો લીધો. કેટલાકો સોમનાથના ગઢમાં છુપાયા. આ ગઢ દરિયા કિનારે હતો. ઘેરાયેલાઓને સબળ..

............અનુસંધાન પેજ નં. (૧૩૮) ઉપર

**સુલતાન મહમૂદ ગઝનવીની ગુજરાત ઉપરની ચઢાઈ પછી મુબલ્લિગો માટે ઈસ્લામ ફેલાવવાનો માર્ગ મોકળો થયો.**

**હઝરત બાબા રયહાન (રહ.)ના આગમનની સાલ માટે તવારીખોમાં મતભેદ છે. મુંબઈ ગેઝેટીયર ૪૯૨ હિજરી બતાવે છે,**

---

............અનુસંધાન પેજ નં. (૧૩૭)નું ચાલુ

.....શ્રદ્ધા હતી કે સોમનાથ તેમનું રક્ષણ કરશે. ગઝનવીની ફોજ ગઢ ઉપર ચઢી ગઈ. પૂજારીઓ તથા લોકો મંદિરમાં જઈ છુપાઈ ગયા. ભારે રકતપાત થયો– લોહીની નદીઓ વહી. ઘણા હોડીમાં બેસી નાસવા લાગ્યા, પરંતુ તેમાંના ઘણા ડૂબીને મરી ગયા. કેટલાકોએ દરિયા તરફ દોટ મૂકી. અંતે તેઓ દરિયામાં જઈ ડૂબી મર્યા. મંદિરમાં ઘણું જ દ્રવ્ય હતું તે બધું જ મહમૂદના હાથ લાગ્યું. મંદિરનો ઓરડો રત્નજડિત દીવાઓથી પ્રકાશિત રહેતો, મૂર્તિઓ પાસે ૨૦૦ મણ સોનાની સાંકળ લટકતી હતી. મંદિરના કોશાગારમાં સોનારૂપાની ઘણી મૂર્તિઓ હતી. એના ઉપર કીંમતી જવાહિર જડેલા પડદાં હતા. લગભગ ૨૦ લાખ દીનાર ઉપરાંતનો માલ હાથ લાગ્યો. આ લડાઈમાં ૫૦ હજાર જેટલા માણસો મરાયા. ઉત્તરમાં રણના રસ્તે થઈ મહમૂદ ગઝનવી શહેર પાછા ફર્યા. ગુજરાત જીતવાના કારણે સુલતાન મહમૂદને કહ્‌ફુદદોલતિ વલ ઈસ્લામનો ખિતાબ મળ્યો.

તારીખે અલ્ફી, તારીખે અકબરી, જામિઉલ હિકાયત, ઈબ્ને અસીર, તબ્કાતે નસ્તરી રૌઝતુસ્સફા, હબિબુસ્સિયર, તારીખે ફરિશ્તા, કિસ્સએ મહમૂદ શાહ મંગલોરી વગેરે કિતાબોમાં સુલ્તાન મહમૂદની ચઢાઈનું વર્ણન જોવા મળે છે. હિન્દના કેટલાક સમકાલીન લેખકો આ વર્ણનને અતિશયોકિત ગણાવે છે. મહમૂદનો સેક્રેટરી તથા સમકાલીન લેખક ઉત્બીએ પોતાની તવારીખમાં આ હુમલાનો ઉલ્લેખ કર્યો નથી. એથી પોતાની દલીલોના ટેકામાં ઉત્બીના ઈતિહાસનો તેઓ આધાર લે છે, પરંતુ આ ગ્રંથ પૂરો કરતાં પહેલાં જ ઉત્બી મરણ પામ્યો હતો એ તેઓ વિસરી જાય છે. સમકાલીન કહી શકાય એવો ઉલ્લેખ આચાર્ય શ્રી જિન વિજયજીએ શોધી કાઢયો છે. ધારાના પ્રસિદ્ધ રાજા ભોજના રાજકવિ અને તિલક મંજરીના કર્તા ધનપાલે શ્રીમાલ દેશ, ચંદ્રાવતી, અણહિલવાડ, સોરઠ, દેલવાડા અને સોમનાથ લૂંટયાનો ઉલ્લેખ કર્યો છે. તીર્થ કલ્પના શત્યપુર કલ્પમાં પણ વિ.સં. ૧૦૮૧માં ગઝનવીએ ગૂર્જરોને તાબે કર્યા હોવાનો ઉલ્લેખ મળે છે.

જ્યારે એક તવારીખ ૪૦૮ હિજરી બતાવે છે, પરંતુ આપ (રહ.)ના અવસાનની સાલ જોતાં આપ (રહ.) ૪૩૦ હિજરીમાં જ આપ (રહ.)નું આગમન ભરૂચમાં થયું હોય એમ માની શકાય. આપ (રહ.)ના મૂળ વતન અંગે પણ તવારીખોમાં મતભેદ છે. કેટલાકો બગદાદ અને કેટલાકો ખુરાસાનમાંના માવરાઉન્નહેર લખે છે. જ્યારે આપ (રહ.)ના ૪૦ સાથીઓમાંના સૈયદ ઈસા તથા સૈયદ મૂસા 'ચરખી' કહેવાય છે. ચર્ખ એ ગઝની પાસેનું એક ગામ છે.

હઝરત બાબા રયહાન (રહ.) કયા સંપ્રદાયના સંતપુરુષ હતા એ કહેવું મુશ્કેલ છે; પરંતુ ૪૦ સાથીદારોમાંના સૈયદ મુહમ્મદ મક્કી ઉર્ફે નકીબ–છડીદાર સાથે હોવાથી આપ (રહ.) કાદિરિયા સિલસિલાના બગદાદથી આવનાર રિફાઈયા વંશના હોવા જોઈએ એમ અનુમાન કરી શકાય. કાદિરિયા–રિફાઈયામાં નકીબ હોય છે જે પોતાના પીરો–મુર્શિદની આગળ રહી છડી પોકારે છે.

ભરૂચના ખંડિયા રાજાએ આ મુબલ્લિગોને ભરૂચ છોડી જવા જણાવ્યું અને ઈસ્લામનો પ્રચાર કરતા રોકયા. પરિણામે રાજાના માણસો સાથે અથડામણ થઈ. બાબા રયહાન (રહ.)ની ટેકરી પાસેના મેદાનમાં આ મુબલ્લિગોએ પડાવ નાખ્યો હતો. રાજાના કુંવર રાયકરણની સરદારી નીચે લશ્કરે આ પડાવ ઉપર હુમલો કર્યો; પરંતુ રાજાનો આ પ્રથમ હુમલો આ મુબલ્લિગોએ મારી હઠાવ્યો. રાયકરણ શરણે થઈ હઝરત બાબા રયહાન (રહ.)થી પ્રભાવિત બની મુસલમાન બન્યો. તેનું નામ મલિક મુહમ્મદ રાખવામાં આવ્યું. પોતાના ભાઈને મુસલમાન બનેલો જોઈ તેની બહેન કુંવરી ભાગા પણ મુસલમાન બની અને તેનું નામ ઝૈબુન્નિસા રાખવામાં આવ્યું. રાજાએ ફરીથી બીજો હુમલો મોકલ્યો, જેમાં પોતાના પિતાના લશ્કર સામે લડવા જતાં મલિક મુહમ્મદ શહીદ થયા. આ લડાઈમાં

રયહાનના ભાઈ બાબા રવહાન અને બીજા સાથીઓ પણ શહીદ થયા. પાછળથી સુલેહ થતાં આ મુબલ્લિગો અહીં ઠરીઠામ થયા. બાબા રયહાન તથા આપના સાથી ધર્મોપદેશોના પ્રયાસોથી ભરૂચમાં ઈસ્લામ પ્રસર્યો.

હઝરત બાબા રયહાન (રહ.)ની વફાત ૪ શાબાન હિ.સ. ૪૪૦–ઈ.સ. ૧૦૩૯માં થઈ. તઝકિરતુલ અવલિયા ભા. ૪માં વફાતની તારીખ ૬ શાબાન છે. આપ (રહ.)નો મઝાર મુબારક ભરૂચથી જંબુસર જતાં વેજલપુર સ્ટેશન સામેની ટેકરી ઉપર છે. આ ટેકરી બાબા રયહાનની ટેકરીના નામે ઓળખાય છે. બાબા સૈયદ રયહાન (રહ.)ની કબર મસ્જિદની દક્ષિણ–પશ્ચિમ તરફ મેદાનમાં છે, જેના ઉપર લાકડાની છત બનાવવામાં આવેલ છે. આપના ભાઈ બાબા સૈયદ અહમદ રવહાન (રહ.)ની કબર ઉત્તર પશ્ચિમમાં મસ્જિદ પાસે છે. ત્યાં શહીદની નિશાનીવાળો પથ્થરનો થાંભલો છે. મસ્જિદની પૂર્વેના ખુલ્લા મેદાનમાં હારબંધ ૧૧ જેટલી કબરો છે જેમાં જમણા હાથથી ગણતાં સૈયદ મૂસા ચરખી, સૈયદ હુસૈન, સૈયદ ઈસા ચરખીની કબરો છે. ૯મી કબર કુંવરી ભાગા ઉર્ફે ઝૈબુન્નિસાની છે. વચમાંની બીજી કબરો પણ ૪૦ સાથીદારો પૈકીની છે. દક્ષિણ તરફના દરવાજા પાસેની પથ્થરની સીડી પાસે ચબુતરા ઉપર ૧૨ જેટલી કબરો છે. આ બધા શહીદો છે, જેમાં જમણી બાજુની પ્રથમ કબર રાયકરણ ઉર્ફે મલિક મુહમ્મદની છે, જેના ઉપર શહીદની પથ્થરની નિશાની છે. ખેતરમાં કૂવા પાસે છડીદાર નકીબ સૈયદ મક્કીની કબર છે. ઉત્તર તરફની નાની તલાવડીના નાકે છોબંધ ઘુંમટમાં ફિરદોસ બેગમ, વચલી ઘુંમટીમાં ઝેનબ બેગમ અને ડાબી તરફની ઘુંમટીમાં ફેજન બેગમની કબરો હોવાનો તવારીખમાં ઉલ્લેખ છે.

બાબા રયહાનની ટેકરીના શિખરેથી નીચે ઉતરતાં પાકા ગુંબદમાં કેટલીક કબરો છે. મુંબઈ ગેઝેટીયર પોતાના સુરત–ભરૂચના પ્રકરણમાં આ કબરો હઝરત બાબા રયહાન (રહ.) અને આપના સાથીઓની ગણાવે છે જે ભૂલ ભરેલું છે. આ કબરોમાં આરસપહાણની કબર ઈમાદુલ્મુલ્ક[૧] અને બીજી ચંગીઝખાનની છે.[૨]

---

[૧]અમીર અરસલાન રૂમી ઉર્ફે ઈમાદુલ્મુલ્ક મુહમ્મદશાહ ત્રીજાના લશ્કરમાં તુર્કી ટુકડીનો અમીર હતો. ગુજરાતના સુલ્તાન અહમદ બીજાના સમયમાં તેણે મહત્ત્વનું સ્થાન મેળવ્યું હતું. ભરૂચ, સુરત તથા સુલ્તાનપુરની હદ સુધીના ગામો તથા નંદુરબાર વગેરે પરગણાં તેના ભાગ આવ્યા હતાં. ગુજરાતના અમીરો વચ્ચેની પરસ્પરની સાઠમારીમાં ઈમાદુલ્મુલ્કનું તેના સગા સાળા ખુદાવંદખાન રૂમીએ અમીર એતેમાદખાનની ચઢવણીથી સુરત ખાતે ખૂન કર્યું. બાબા રયહાન (રહ.)ની ટેકરી ઉપર તેને દફનાવ્યો. અમીર ચંગીઝખાને પોતાના બાપની કબર ઉપર રોજો બંધાવ્યો. (મિરાતે સિકંદરી, તારીખે ફરિશ્તા, મિરાતે અહમદી)

ઈમાદુલ્મુલ્કના રોજામાં એક ફારસી લેખ છે, જેનો તરજુમો નીચે મુજબ છે :–

મહાન પરવરદિગાર કહે છે કે જેઓ અલ્લાહના માટે માર્યા ગયા તેમને મરેલા કહો નહીં, તેઓ તો જીવતા જ છે. તેઓનું અલ્લાહ પૂરું કરે છે અને તેમને આનંદમાં રાખે છે......તેમને દુઃખ કે ભય કોઈ હરકત કરી શકશે નહીં. આ ઉમદા સ્થળ અને સુંદર કબર કે જેણે કોઈને ન મળેલું માન મેળવેલું છે અને જેણે ઘણા દર્શનાર્થીઓ માટે બંધ દ્વાર ખોલ્યાં છે તે ઉદાર, સુંદર, મહાન નસીબદાર, ખાકાન ચંગીઝખાને જેનું–રાજ્ય ખુદા સમૃદ્ધ બનાવો–હુકમ કરીને પોતાના પિતા શહીદ ઈમાદુલ્મુલ્કનું સ્મારક બંધાવ્યું છે. ખુદા એમની કબર ઉપર રહમત ઉતારો અને જન્નતનશીન કરો. હિ.સ. ૯૬૭ લેખ કોતરનાર મુહમ્મદ ખત્તાન છે. પ્રો. કોમિ. સિરેયેટે આ રોજાના લેખનો તરજુમો અને એનું સુંદર ચિત્ર પૃષ્ઠ ૪૬૮–૬૯માં આપેલાં છે.

[૨]અમીર ઈમાદુલ્મુલ્કના પુત્ર અમીર ચંગીઝખાન ભરૂચમાં જ પેદા થયો હતો. મુઝફ્ફર શાહ ત્રીજાના સમયનો અમીર હતો. મિરાતે સિકંદરી લખે છે કે તે સભ્ય, ન્યાયી તથા નિડર હતો. તેના સમયમાં જુલમ કરવાની કોઈની હિમ્મત ન હતી. એક દિવસ અમીર મિરઝા શરફુદીનનો એક મુઘલ એક ગરીબની છોકરી ઉપાડી

**પ્રો. કોમિ. પૃષ્ઠ ૪૬૮ નોંધ બીજીમાં છે કે, બાબા રયહાનના સમય દરમિયાન અણહિલવાડ પાટણમાં છેલ્લો ચાવડા રાજા હતો.**

---

ગયો. ચંગીઝખાને તેને પકડી મંગાવ્યો. અમીર શરફુદ્દીને પોતાના માણસને છોડી મૂકવા સિફારિશ કરી. ચંગીઝખાને કહ્યું કે મિરઝા ! આપ જેવા માણસો આવી ભલામણ કરે છે એનું આશ્ચર્ય છે. દરેકના લશ્કરમાં મુઘલો છે. આપના સિપાહીએ આવું અપકૃત્ય કર્યું તેને આજે માફ કરું તો આવતી કાલે બીજા અમલદારો પણ આવી ભલામણ લઈ આવે તો મારે તેમની વાત માનવી પડે. આમ કહી પેલા મુઘલને ફાંસીના માંચડે લટકાવી દીધો. મિરાતે સિકંદરીના કર્તા પોતે લખે છે કે મારી સગી આંખે જોયું છે કે કાંકરીયા તળાવની પાળે ચંગીઝખાનના લશ્કરે પડાવ નાંખ્યો હતો. આસપાસ ખેડાયેલા ખેતરો હતા. કેટલાક ખેતરોમાં જુવારનું તુલ હતું. લશ્કરે ૧૫ દિવસ સુધી ત્યાં પડાવ નાંખ્યો, પરંતુ ચંગીઝખાનના ડરે એક પણ સિપાહીએ પોતાના ઘોડાને એક સાંઠો પણ ખેતરમાંથી લઈ નાંખ્યો નહીં !

અહમદશાહ ઉજાના સમયમાં ભરૂચના જાગીરદાર અને નાયબ સુબા તરીકે ચંગીઝખાનના હાથમાં વડોદરા, ચાંપાનેર, સુરત અને ભરૂચ આવ્યાં. ઈ.સ. ૧૫૬૦ થી ૧૫૬૭ દરમિયાન તેની સત્તા સુલતાન જેવી થઈ પડી હતી. તેના નામના સિક્કા વડોદરા, ભરૂચ અને સુરતમાં ચાલતા હતા. એ સિક્કા ચંગીઝી, મેહમૂદી અથવા છાપરી સિક્કા તરીકે ઓળખાતા હતા.

હબ્શી અમીર જુજારખાને પોલો–ચોગાનની રમત રમવાના બહાને અમીર ચંગીઝખાનનું અમદાવાદના ભદ્રના મેદાનમાં ફરહતુલ મુલ્ક (શાહખૂબ)ની મસ્જિદ પાસે ખૂન કર્યું. આ બનાવ હિ. સ. ૯૭૬ ઈ. સ. ૧૫૬૮નો છે. ચંગીઝખાનનો ભાણેજ રુસ્તમખાન લાશ હાથી ઉપર મૂકી ભરૂચ લઈ ગયો. બાબા રયહાન (રહ.)ની ટેકરી ઉપર પોતાના પિતા ઈમાદુલ્મુલ્કની બાજુમાં ચંગીઝખાનને દફન કરવામાં આવ્યો. શહેનશાહ અકબરે ગુજરાત ઉપર ચઢાઈ કરી ત્યારે ચંગીઝખાનની માતાએ પોતાના પુત્રને જુજારખાને ખોટી રીતે દગાથી મારી નાંખ્યાની અકબર બાદશાહ સામે ફરિયાદ કરી. આથી અકબર બાદશાહે જુજારખાનને હાથીના પગ નીચે કચડાવી મારી નાંખ્યો. જુજારખાનને અમદાવાદ ખાતે સરખેજમાંના હબ્શીઓના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવ્યો.

(તારીખે ફરિશ્તા, મિરાતે સિકંદરી,)

# સૈયદ શરફુદીન (રહ.)

**સ્થળ :- ગામ શેરપુરા, તા. ભરૂચ**

**આપ (રહ.)નો મઝાર ભરૂચ પાસેના શેરપુરા ગામમાં ટેકરી ઉપર છે. આ ટેકરી હઝરત બાબા રયહાન (રહ.)ની ટેકરીથી થોડેક જ દૂર છે. હઝરત સૈયદ શરફુદીન (રહ.) 'પીર ફાલુદા' તરીકે લોકોમાં જાણીતા છે.**

**મુખબિરુલ અવલિયાના લેખક પીર રશીદુદ્દીન ચિશ્તી આપને બાબા રયહાન (રહ.)ના ૪૦ સાથીઓમાંથી ગણાવે છે.**

**ફારસી કૃત 'અયરાસનામા'માં આપ (રહ.)ની વફાત હિ. સ. ૪૩૦ ની ૨૨મી શાબાને થઈ હોવાનું જાણવા મળે છે. આ આધારે એમ કહી શકાય કે આપ (રહ.) પણ હઝરત બાબા રયહાન (રહ.) સાથે રાજાના થયેલ યુદ્ધમાં શહીદ થઈ ગયા હશે.**

---

બદૌની લખે છે કે જીન ઉપર સત્તા ધરાવતા એક શાહ આરિફ સફલી હુસૈનીને ખુશ થઈ જઈ ચંગીઝખાને પોતાની છાપના સિક્કા આપ્યા હતા. ચંગીઝખાન ઘણો જ ઉદાર હતો. બદૌની તથા મુનતખબુત્તવારીખ લખે છે કે એને બીજા હાતિમ તાઈ સાથે સરખાવી શકાય. અકબર બાદશાહ પાસેથી નાસીને આવેલો અબ્દુલ્લાહખાન ઓરંગ ચંગીઝખાનના શરણે આવ્યો ત્યારે ચંગીઝખાને તેને કિંમતી માલથી ભરેલાં બે વહાણો બંદરમાં આવ્યા હતા તે તેવાને તેવા ભેટ આપી દીધા ! એના વાણિયા વજીરને આ વાત ગમી નહીં. ખાને તેને કહ્યું કે એ વહાણો અશરફીઓથી ભરેલા હોત તો પણ મારા ઉદાર સ્વભાવમાં સહેજે ખંચકાત ઊભો થાત નહીં. ચંગીઝખાનના આ વાણિયા વજીરનું નામ સુજા હતું. ખાન કવિઓનો, કલાકારોનો અને વિદ્વાનોનો પણ આશ્રયદાતા હતો. માળવાનો સુપ્રસિદ્ધ રાજવી અને હિંદનો વિખ્યાત સંગીત શાસ્ત્રી બાઝ બહાદુર માળવાથી અકબરના લશ્કરમાંથી નાસી ગુજરાત આવ્યો હતો એને પણ ચંગીઝખાને આશરો આપ્યો હતો.

## હઝરત બાબા ગોર (રહ.)

**સ્થળ :-** ગામ રતનપુર તા. ઝઘડીયા

આપ (રહ.)નું પવિત્ર નામ શૈખ મુબારક નૂબી હતું. અફઘાનિસ્તાનના ગોર સ્થળના વતની હતા.

આપ (રહ.)એ રિફાઈયા સિલસિલાના હઝરત બાબા કંબર (રહ.)થી ખિલાફત મેળવી હતી.[૧]

કેટલાકો આપ (રહ.)ને હબ્શ–એબેસીનીયાના હબ્શી તરીકે ઓળખાવે છે. એક હસ્તલિખિત ફારસી નોંધપોથીમાં આપ (રહ.) સુલતાન શિહાબુદીન ગોરીના લશ્કર સાથે હિન્દુસ્તાન આવ્યા હતા અને હિ. સ. ૭૮૫ની એક લડાઈમાં શહીદ થયા હતા એમ લખેલ છે, પરંતુ તવારીખો આ કથન આધાર રહિત માને છે.

ગુજરાતની સીદી કોમ આપ હઝરતને પોતાની કોમના લેખાવે છે. તેઓ હઝરત બાબા ગોરને એબીસીનિયન પીર અને શાહ સોદાગર તરીકે ઓળખાવે છે. સીદીઓ અર્થાત્ 'માલિકો' જેમને એબીસીનિયાના હબ્શીઓ પણ કહે છે તેઓ ગુજરાતમાં સઘળે સ્થળે ઘણી અલ્પ સંખ્યામાં જોવા મળે છે. સીદીઓ હિન્દમાં ગુલામો તરીકે આણેલી મુખ્યત્વે આફ્રિકાના સોમાલી કિનારાની જુદી જુદી જાતોમાંથી ઊતરી આવેલા મનાય છે. બહારથી આવેલા 'વિલાયતી' અને અહીંથી આવેલા 'મવલ્લદ' કહેવાય છે. અત્યારે મહદ્અંશે સીદીઓ ભીખ માંગવાનું કાર્ય કરે છે. તેઓ સ્વભાવે જક્કી હોય છે. કહેવત છે કે હબ્શીકા મૂઠ (પકડ), હબ્શીકા બાલ બાંકા, એટલે કે

---

[૧] "ખુલાસતુલ અહબાબ રવઝતુલ અન્સાબ" (હસ્તપ્રત) કર્તા સૈયિદ અબ્દુર્રહીમ બિન સૈયિદ મુહમ્મદ અહમદી અલકાદરી રિફાઈ.

હબ્શીઓ પોતાના વાંકા વાળ જેવા સ્વભાવે વાંકા હોય છે. આ કોમ ગાવા–બજાવવાનો વ્યવસાય પણ કરે છે. તેમનું વાજું તુંબડાનું બનાવેલું તેના ઉપર તાંત તંગ બાંધીને તેને એક છેડે મોરનાં પીંછા બાંધી વાજાને જૂના કાચના મણકા અને છીપોથી શણગારી કમાન અથવા લાકડી વડે વગાડે છે. કમાનના એક છેડે નાળિયેરની કાચલીમાં ભરેલા નાનાં કાંકરા, ઘૂઘરા માફક વાગે છે.

હિન્દના ઈતિહાસમાં સીદીઓ ઊંચી પદવી મેળવી સત્તાધારી થયાના દાખલા પણ નોંધાયા છે. રઝીયા સુલતાના બેગમ (ઈ.સ. ૧૨૩૯)નો માનીતો અશ્વપાળ સીદી હતો. અહમદનગરનો મલિક અંબર સીદી હતો. ગુજરાતનો ઉમરાવ જુઝારખાન હબ્શી હતો. જંઝીરા અને સચીનના નવાબો સીદી હતા. રાધનપુરના બાબી નવાબોનો દીવાન ઈસ્માઈલ ખંભાતી સીદી હતો. લખનૌના સીદી ખ્વાજા અમીરો ૧૮૫૭ના વિપ્લવ સુધી સુપ્રસિદ્ધ હતા.

આફ્રિકાથી ગુલામ તરીકે લાવવામાં આવેલા હબ્શીઓમાંથી ગુલામીની ભાવના દૂર કરી તેમનામાંની શક્તિઓ ખિલવવાની ખિદમત હઝરત બાબા ગોર (રહ.)એ અંજામ આપી હતી. હઝરત બાબા ગોર (રહ.)એ સીદીઓને માલિક–સરદાર તરીકે પ્રચલિત કરવાના પ્રયત્નો આદરી સમાજમાં તેમનું સ્થાન આગળ લાવવામાં અગત્યનો ફાળો આપ્યો હતો. હઝરત બાબા ગોર (રહ.)ના પ્રયત્નોથી સીદીઓમાં નવું જોમ રેડાયું. આ પછી મધ્યયુગમાં હિન્દના દરેક રજવાડામાં તેઓ સૈનિકો તરીકે સ્થાન પામ્યા.

હઝરત બાબા ગોર (રહ.) અકીકના મોટા વેપારી હતા. ગુજરાતમાં અકીકના વેપારનો પ્રારંભ આપ (રહ.)એ જ કર્યો હતો. પોર્ટુગીઝ મુસાફર બારબોસા (૧૬મી સદી)એ નીમોદરની ખાણની મુલાકાત લીધી હતી. તેણે લખ્યું છે કે રાજપીપલા પાસેના નીમોદરનો

અકીક ખંભાત લઈ જવાતો. તેમાંથી મણકા, બટન, વીંટી અને બીજી ઉપયોગી વસ્તુઓ બનાવાતી. યુરોપના બજારોમાં તેની મોટી માંગ હતી. તે પોતાની પ્રવાસ નોંધમાં એમ પણ લખે છે કે આ વિસ્તારના સંત તરીકે ઓળખાતા બાબા ગોર પણ અકીકના વેપારી હતા. તેમની પાસે સારો એવો પૈસો હતો. તેમાંથી તેમણે ઘણા લોકોપયોગી કામો કરાવેલા. બોમ્બે જ્યોગ્રાફિકલ (ભૌગોલિક)ના પુસ્તક ૨, પૃષ્ઠ ૭૬માં લખ્યું છે કે રતનપુરમાં અકીકની ખાણ ખોદનાર સીદીઓની સારી એવી વસ્તી તે જમાનામાં હોવી જોઈએ.

હઝરત બાબા ગોર (રહ.)થી હઝરત બાબા હબ્શખાન ગાઝીએ, માઈમિસરાએ તથા બાબા હબ્શથી બાબા સઈદ રૂમીએ તથા સીદી હિલાલ દરિયાબાદીએ અને તેમનાથી સીદી મિફતાહ ધમ્માલીએ ખિલાફત મેળવી હતી.

હઝરત બાબા ગોર (રહ.)ની વફાત એક નોંધ મુજબ ૭૮૫ હિજરીમાં થઈ હતી. મઝાર મુબારક ટેકરી ઉપર છે. પાસે જ નાની મસ્જિદ છે.

ઈસ્લામના પ્રચાર–પ્રસાર માટે આડરૂપ બનેલી એક દેવીને હઝરતે પોતાની કરામત વડે પરાજિત કરેલી. આ દેવીને હઝરતની કરામતના કારણે પરાણે પાસેના વિશાળ તળાવમાં સમાધિ લેવી પડેલી એમ લોકવાયકા છે.

## સૈયદ સુલતાન બ્રાજીત (રહ.)

**સ્થળ :- ભરૂચ**

આપ (રહ.) શાહ ભરૂચી તરીકે પ્રસિદ્ધ હતા. મહા મોટા આરિફ બિલ્લાહ, દુરવેશ અહલે દિલ, સાહિબે કરામાત અને

કમાલાતવાળા બુઝુર્ગ હતા. હઝરત શૈખ અલાઉદ્દીન ચિશ્તી શત્તારી અજોધની (રહ.)ના મુરીદ અને ખલીફા હતા. ચિશ્તીયા અને શત્તારિયા સિલસિલાથી ફૈઝ પામ્યા હતા. બહુધા આપ નગ્નાવસ્થામાં રહેતા હતા. ફકત સતર ઉપર કપડું ઢાંકેલું રાખતા. માથું પણ ઉઘાડું રહેતું. સદા મસ્તીભરી હાલત છવાયેલી જોવા મળતી. વજદમાં આવી જતા ત્યારે દિવસો સુધી બેહોશ રહેતા. કયારેક ફકીરોની જમાઅત સાથે તો કયારેક એકલા અટૂલા જોવા મળતા. આપે તવક્કુલ, સબર અને કનાઅત ગ્રહણ કર્યા હતા. દુનિયાદારોથી ઘણી જ નફરત–ઘૃણા રાખતા. 'ઝિક્રે જહર'ના ભારે શોખીન હતા.

પ્રારંભમાં સુરત ખાતે પણ થોડાક વર્ષો રહ્યા હતા. આ દિવસોમાં આપ (રહ.)એ એક હિન્દુ ઓરતને મુસલમાન બનાવી નિકાહ પઢયા. સુરતના હાકિમે કહેણ મોકલ્યું કે હઝરતે આ હિન્દુ ઓરતને ઘરમાંથી રજા આપી દેવી જોઈએ. શૈખે ક્રોધાયમાન થઈ હાથમાં તલવાર લીધી અને બોલ્યા કે તે મુસલમાન થઈ છે એથી હિન્દુઓના હાથમાં સુપ્રત કરવી એ બેહૂદું કામ છે. આ માટે જેનો જંગ કરવાનો વિચાર હોય તે મેદાનમાં આવે. આ પછી વિરોધીઓએ અને હાકિમે આ બાબતમાં આપનું નામ લેવાનું છોડી દીધું.

આપ (રહ.)નો મઝાર ભરૂચમાં છે.

## સૈયદ શરફુદ્દીન મશ્હદી (રહ.)

**સ્થળ :– મખ્દૂમપૂર–ભરૂચ**

આપ હઝરત (રહ.)નું મૂળ નામ હસન અને ઉપનામ શરફુદ્દીન હતું. પિતાજીનું નામ સૈયદ અલાઉદ્દીન હતું. ઈરાનના મશ્હદ શહેરના વતની હોવાથી મશ્હદી પણ કહેવાય છે. આપ (રહ.)ના જન્મનું વર્ષ ૭૨૪ હિજરી ૧૩૨૩ ઈસવી જાણવા મળે છે. હુસૈની

કૂળના સૈયદ હતા. મસ્લકમાં શાફિઈ સુન્ની હતા. પિતાજી સૈયદ અલાઉદ્દીન મશહદમાં ''નકીબુન્નુકબા''ની પદવી ધરાવતા હતા. તે વેળા ઈરાનમાં આ પદવી ઘણી મોટી ગણાતી. હઝરત મવલાના સૈયદ શરફુદ્દીન (રહ.) અરબી, ફારસી ભાષાના નિષ્ણાત ગણાતા હતા. કીમિયા તથા તત્ત્વજ્ઞાનમાં નિપૂણ લેખાતા હતા.

પિતાજી સૈયદ અલાઉદ્દીન મશ્હદથી મુલતાનમાંના 'ઉચ' શહેરમાં પરિવાર સાથે જઈ વસ્યા હતા. સૈયદ શરફુદ્દીન ઈલ્મ-વિદ્યામાંની નિપૂણતા તથા યુવાનીના મદમાં ઉછના બજારમાં દમામથી ફરતા. એક વેળા આ રીતની યુવાનીની મસ્તીમાં ઘોડા ઉપર સવાર થઈ પ્રખ્યાત મશાયખ હઝરત જહાનિયાં જહાંગશ્ત (રહ.)ની ખાનકાહ-મઠમાં જઈ પહોંચ્યા. એક ઘોડેસવાર યુવાન બેઅદબીભરી રીતે ખાનકાહમાં ધસી આવવાથી ખાનકાહમાં કોલાહલ વ્યાપી ગયો. ઘોંઘાટ થતાં હઝરત હુજરામાંથી બહાર આવ્યા. ઘોડા ઉપર બેઠા બેઠા જ સૈયદ શરફુદ્દીન હઝરત જહાંનિયાં જહાંગશ્ત (રહ.) સાથે ઈલ્મી વાદવિવાદમાં ઉતરી પડયા. હઝરતે આત્મિક હકીકત પારખી જઈ શરફુદ્દીનની છાતી ઉપર પોતાનો મુબારક હાથ મૂકી દીધો. શરફુદ્દીનમાંની તમામ ઈલ્મિયત તથા વિદ્વતા નાશ પામી. આથી બધો ઘમંડ ઓસરી ગયો. સૈયદ શરફુદ્દીન તરત જ ઘોડા ઉપરથી ઉતરી જઈ હઝરતના કદમોમાં પડી જઈ બોલ્યા કે ખરેખર, આજે હું ઈબ્ને સીનાની વિદ્યા ભૂલી ગયો છું. સૈયદ શરફુદ્દીનને પોતાનામાં એક પ્રકારની ચેતના આવેલી જણાઈ. દિલમાં એક પ્રકારનું નૂરાની અને રૂહાની તેજ ઝળહળતું જણાયું. હઝરત સૈયદ શરફુદ્દીન (રહ.)એ હઝરત જહાંનિયાં જહાંગશ્ત (રહ.)થી ખિલાફત મેળવી ખિરકહ ધારણ કર્યો. આપ (રહ.)ની શાદી હઝરત જહાંનિયાં જહાંગશ્તના દિકરી બીબી કાલી સાથે થઈ હતી.

આપ (રહ.) પોતાના પીરો મુર્શિદની આજ્ઞા અનુસાર ભરૂચ આવી વસ્યા. પીરો મુર્શિદે એક દાતણ આપી કહ્યું હતું કે આ દાતણ જમીનમાં ખોસતાં જે ભૂમિ ઉપર તે ઉગી નીકળે ત્યાં કાયમનો વાસ કરજો. આથી આ દાતણ ભરૂચ ખાતે ઉગી નીકળતાં આપ (રહ.) ભરૂચમાં વસ્યા એમ કહેવાય છે. ભરૂચનું મખ્દૂમપુર ગામ આપ હઝરતના નામથી જ વસેલું છે. ઉચના માછીઓ આપ (રહ.)ની પાલખી ઊંચકી ભરૂચ આવ્યા હતા. તેઓ પણ અહીં જ સ્થાયી થયા. મખ્દૂમપુર પાસેના માછીવાડના માછીઓ તેમની અવલાદના મનાય છે.

ફારસી ભાષામાં 'જવાહિરે મશ્હદી' નામક આપ હઝરતે પોતાના ખાનદાનના હાલાત સંબંધી એક પુસ્તક રચ્યું છે. આ પુસ્તકમાં સૂફીવાદની કેટલીક ગહન બાબતો ઉપર પણ ચર્ચા કરવામાં આવી છે.

૧૮મી રજબે હિ.સ. ૮૦૮–ઈસવી ૧૪૦૫ના રોજ આપની વફાત થઈ. એક નોંધ મુજબ આપ ખંભાત ખાતે વફાત પામ્યા. ત્યાંથી ભરૂચ લાવી દફન કર્યા. ભરૂચ રેલ્વે સ્ટેશનથી પૂર્વ દિશાએ મખ્દૂમપૂરમાં આપ હઝરતનો મઝાર છે. રોઝા અને ગુંબદનું બાંધકામ હાજી મુહમ્મદ નસ્ર અને મૌ. મહમૂદ હસનની દેખરેખ હેઠળ હિજરી ૮૧૧માં કરવામાં આર્વ્યું.

## મૌલાના શૈખ મુહમ્મદ (રહ.)

**સ્થળ :– નવા દરવાજા, ભરૂચ**

હઝરત શૈખ મુહમ્મદ બિન અહમદશાહ (રહ.) મોટા આલિમ હતા. સમગ્ર ભરૂચ શહેરના ઉસ્તાદ ગણાતા હતા. દર્સો–તદરીસનો સિલસિલો ઘણો જોરમાં હતો. નવા દરવાજાવાળા મહોલ્લામાં આપ

હઝરતનો મઝાર છે.

## મૌલાના બદ્ર કિવામ (રહ.)

હઝરત બંદગી મૌલાના કિવામ (રહ.) હઝરત કાઝી કમાલુદ્દીન નહરવાલી પટની (રહ.)ના સગાભાઈ થતા હતા. સાહિબે કશ્ફો-કરામાત બુઝુર્ગ હતા.

## શૈખ મુબારક (રહ.)

**સ્થળ :-** ભરૂચ

આપ હઝરત શૈખ બહાઉદ્દીન જોનપૂરી (રહ.)ના ચિશ્તીયા સંપ્રદાયમાં મુરીદ અને ખલીફા હતા. હઝરત શૈખ બહાઉદ્દીન શૈખ ઈસાના તેઓ શૈખ ફત્હુલ્લાહ અવધિના, તેઓ શૈખ સદરુદ્દીન ઉવૈશીના, તેઓ ખ્વાજા મા ફર્દના અને તેઓ હઝરત શૈખ ખ્વાજા નસીરુદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.)ના શિષ્ય હતા.

હઝરત શૈખ મુબારક (રહ.)ને ઝાહિરી તથા બાતિની—આત્મિક જ્ઞાન—ભાન સારું હતું. આપ (રહ.) ચમત્કારિક પુરુષ હતા.

હઝરતને સિમાઅનો શોખ હતો. સિમાઅના શોખીનો સાથે વધુ મુહબ્બત ધરાવતા.

વફાતની સાલ મળતી નથી. પીરોમુર્શિદ હઝરત શૈખ બહાઉદ્દીન (રહ.) હિજરી ૯૪૭માં વફાત પામ્યા ત્યારે આપ હયાત હતા.

આપે "જવાહિરે મશહદી" નામક ગ્રંથ લખ્યો છે. આ પુસ્તકની હસ્તપ્રત ભરૂચના મર્હૂમ કાઝી નુરુદ્દીન (રહ.)ના પુસ્તકાલયમાં હતી.

## શૈખ હસન સરમસ્ત (રહ.)

**સ્થળ :- ભરૂચ**

આપ હઝરત શૈખ અઝીઝુલ્લાહ અલ મુતવક્કિલ અહદાબાદીના ત્રીજા સાહિબઝાદા હતા. પિતાજીના ચિશ્તિયા સિલસિલામાં બયઅત હતા. ઈબાદતમાં એટલા બધા તલ્લીન બની જતા કે શાન–ભાન પણ ગુમાવી બેસતા. નમાઝ વખતે હોશમાં આવતા. નમાઝ અદા કર્યા પછી ફરીથી બેહોશી છવાઈ જતી. વફાતની સાલ મળતી નથી. ભરૂચમાં મદફૂન છે.

## સૈયદ કમાલુદ્દીન કઝવીની (રહ.)

**સ્થળ :- નનામિયાંનું કબ્રસ્તાન, ભરૂચ**

હઝરત સૈયદ કમાલુદ્દીન (રહ.)ના પિતાજીનું નામ સૈયદ શફીઉદ્દીન હતું. હુસૈની સૈયદ હતા. ખુરાસાનના કઝવીન શહેરના હોવાથી કઝવીની કહેવાય છે. હિજરી ૯મા સૈકામાં ભરૂચ પધારી સ્થાયી થયા.

આપ હઝરતે આલમે રબ્બાની અને આરિફે કામિલ શખ્સ હતા. દક્ષિણ હિન્દના ગુલબર્ગ શહેરના પ્રખ્યાત બુઝુર્ગ હઝરત સૈયદ મુહમ્મદ ગેસૂદરાઝ (રહ.)ના મુરીદ થઈ ચિશ્તિયા સિલસિલાની ખિલાફત મેળવી હતી.

આપ (રહ.)ને સિમાઅનો ઘણો જ શોખ હતો. ઈસ્લામમાં સિમાઅ સાંભળવું જાઈઝ છે. એના સમર્થનમાં આપ (રહ.)એ "મઝહરુલ હક ફી બયાનિ ઈબાદતિસ્સિમાઅ" નામક કિતાબ રચી હતી. આ કિતાબની હસ્તપ્રત મુંબઈની જામે મસ્જિદની લાયબ્રેરીમાં છે. સુન્ની પંથની ચાર શાખાઓ હનફી, શાફિઈ,

માલિકી અને હંબલીના ઈમામો અને બુઝુર્ગોના અકવાલ તથા મસાઈલ સિમાઅના જાઈઝ હોવાના ટેકામાં ટાંકયા છે.

આપ (રહ.)એ "બાઝારે મુસ્તફા વ ખરીદારે ખુદા" નામક રિસાલો પણ લખ્યો હતો.

અમદાવાદના પ્રખ્યાત બુઝુર્ગ હઝરત શાહે આલમ (રહ.) આપ હઝરતથી ફૈઝ મેળવવા ભરૂચ પધાર્યા હતા. હઝરત કુત્બે આલમ (રહ.)ને આપે કહ્યું હતું કે આપના આ પુત્ર સિરાજુદ્દીન (શાહે આલમ) મોટા થઈ વિલાયતનો ઘણો ઊંચો દરજ્જો ભોગવશે.

યાદે અય્યામના કર્તા લખે છે કે સૈયદ કમાલુદીન કઝવીનીની ખાનકાહ પ્રત્યેક સમયે વિદ્વાનો અને આશિકોથી ભરચક રહેતી.

સિયરુલ અવલિયાએ આપ (રહ.)ની વફાતની તારીખ ૨૫ શવ્વાલ ૮૮૧ હિજરી લખી છે. ભરૂચમાં વેજલપુર ખાતે નનામિયાંના કબ્રસ્તાનમાં ચબુતરા ઉપર આપ (રહ.)નો મઝાર છે. નીચે પૌત્ર હઝરત નનામિયાં (રહ.)નો મઝાર છે.

## શૈખ યમીનુર્રહમાન (રહ.)

**સ્થળ** :- નનામિયાંનું કબ્રસ્તાન, ભરૂચ

પિતાજીનું નામ સૈયદ કમાલુદ્દીન ભરૂચી હતું. આપ હઝરત નનામિયાં (રહ.)ના વાલિદ થતા હતા.

ઘણા મોટા આલિમ અને બાઅમલ બુઝુર્ગ હતા. પોતાના સમયના કશ્ફો–કરામતવાળા બુઝુર્ગ ગણાતા હતા. તઝકિરતુલ અવલિયા લખે છે કે, જિન્નાતો પણ આપ હઝરતની સેવામાં હાજર રહેતા. જિન, ભૂત, વળગાડ જેવી તકલીફોમાં મિનિટોમાં શિફા પહોંચાડતા.

મૂળ ભરૂચના જ વતની હતા. અનેક વાર હજ્જે બયતુલ્લાહથી મુશર્રફ થયા હતા.

૧૩ મી રમઝાને વફાત પામ્યા. હઝરત નનામિયાં (રહ.)ના કબ્રસ્તાનમાં મદફૂન છે.

## હઝરત નનામિયાં (રહ.)

**સ્થળ** :- નનામિયાંનું કબ્રસ્તાન, વેજલપુર, ભરૂચ

આપ (રહ.)નું નામ નસીરુદ્દીન હતું, પરંતુ નનામિયાંના હુલામણા નામથી લોકોમાં પ્રખ્યાત થયા. પિતાજી યમીનુર્રહમાન તથા દાદાજી કમાલુદ્દીન કઝવીની પણ મહામોટા બુઝુર્ગો હતા.

આપ હઝરત (રહ.) મહામોટા સૂફી તથા ચમત્કારિક મહા-પુરુષ હતા. આપ (રહ.)ના દાદા હઝરત કમાલુદ્દીન આપની પ્રશંસા કરતા કહેતા કે જેમને પોતાની જરૂરિયાત શાંતિથી પૂરી કરવી હોય તેમણે મારી પાસે આવવું અને ઉતાવળ હોય તો મારા પૌત્ર નનામિયાં પાસે જવું.

દાદાજી કમાલુદ્દીનની હયાતીમાં વફાત પામ્યા. ૨૫ શવ્વાલ ૮૮૦ હિજરીમાં વફાત થઈ. મુખબ્બિરુલ અવલિયા લખે છે કે પહેલાં આપની કબર ચબુતરા પર હતી. પરંતુ દાદાજીની અદબ ખાતર કબર નીચે ખસીને હાલની જગાએ આવી ગઈ હતી.

## શૈખ હુસૈન મુહમ્મદ (રહ.)

**સ્થળ** :- ભરૂચ

આપ હઝરત શૈખ કમાલુદ્દીન (રહ.)ના ચિશ્તિયા સંપ્રદાયમાં

મુરીદ હતા. સૂફી વર્ગમાં શયખુલ મશાયખની કોટિના બુઝુર્ગ ગણાતા હતા. ચમત્કારિક પુરુષ હતા. આપ (રહ.) પોતાના મુરીદોને આત્મજ્ઞાનનો બોધ આપતા અને ખુદાની ઈબાદત તથા મુરાકબાનાં જ્ઞાન અને શીખ આપતા.

૫૦ વરસની ઉંમરે ૯મી મુહર્રમે વફાત થઈ હતી. વફાતની સાલ તથા મઝારની માહિતી મળતી નથી.

## મૌલાના અતા (રહ.)

**સ્થળ :-** ભરૂચ

નામ અતા મુહમ્મદ હતું. આપ હઝરત કુર્આને પાકના હાફિઝ અને કારી હતા. કિર્અત સાંભળવા અને શીખવા દૂર દૂરથી લોકો પધારતા. ભરૂચમાં મઝાર છે.

## શૈખ સાલાર ભરૂચી (રહ.)

**સ્થળ :-** ભરૂચ

આપ (રહ.)નું નામ બુર્હાનુદ્દીન હતું, પરંતુ શૈખ સાલાર તરીકે જાણીતા છે. ખંભાતમાં મદફૂન એવા પ્રખ્યાત બુઝુર્ગ શાહબાબુ બિન શૈખ ઉમર (રહ.)થી ચિશ્તિયા સિલસિલાની બયઅત તથા ખિલાફતથી પાવન થયા. શૈખ બુઢઢન ચિશ્તી (રહ.) પણ આપ હઝરતથી બયઅત થયા.

આપ હઝરતના વધુ હાલાત જાણવા મળતા નથી. ભરૂચમાં જ મદફૂન થયા.

## શૈખ અહમદ કાઠ (રહ.)

**સ્થળ : સાબુગઢ, ભરૂચ**

નામ અહમદ હતું. કેટલીક તવારીખો મુહમ્મદ પણ લખે છે. 'કાઠ' અથવા 'કાઠી' અટકથી પ્રસિદ્ધ હતા.

હઝરત-ખ્વાજા નસીરુદ્દીન ચિરાગ દહેલ્વી (રહ.)થી ચિશ્તિયા સિલસિલામાં બયઅત અને ખિલાફત મેળવી હતી. સિમાઅના કાઈલ અને શોખીન હતા. હજારો લોકોને અલ્લાહના માર્ગ પ્રતિ વાળ્યા. આપ (રહ.)ની સુહબતમાં રહી અનેકો વલીના મરતબા સુધી પહોંચી ગયા.

આપ (રહ.) વણાટકામ કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા. જુની સિવિલ કંપાઉન્ડ પાસે આપ (રહ.)ની એક ઓરડી હતી, જેમાં ઈબાદતમાં વ્યસ્ત રહેતા. ત્યાં જ બેસી કાપડ વણતા. સુલતાન મુહમ્મદ બેગડો ભરૂચ પધાર્યો ત્યારે આપ હઝરતની મુલાકાત લીધી હતી એવો એક ઉલ્લેખ છે, પરંતુ તવારીખમાં તેનો કશો આધાર મળતો નથી. અલબત્ત, આપ (રહ.)ની એક કરામતથી સુલતાન બેગડો પ્રભાવિત થયો હતો. આ કરામત આગળના પૃષ્ઠોમાં હઝરત સરવરશાહ (સારોદ, તા. જંબુસર)ના ઉલ્લેખમાં વાંચવા મળશે.

૨૧મી શાબાન હિજરી ૮૬૮માં વફાત થઈ. આપ (રહ.)નો મઝાર નાગોરીવાડ પાસે સાબુગઢ–ભરૂચમાં છે.

## સૈયદ અલી બગદાદી (રહ.)

**સ્થળ : ગુલીયારવાડ, લાલ બજાર ભરૂચ**

પિતાજીનું નામ સૈયદ અહમદ હતું. મૂળ બગદાદ શહેરના વતની

હતા. કાદિરિયા સંપ્રદાયમાં મુરીદ હતા. હિજરી સન ૯માં સૈકાના સૂફી હતા.

એક નોંધ મુજબ ગરીબો–મિસ્કીનો માટે લંગરખાનું ખોલ્યું હતું. આ લંગરખાનામાં એક ટંક જમાડતા. ઘણીવાર પોતાના હાથે મિસ્કીનોને પીરસતા. તેમની સાથે જમવા પણ બેસી જતા. આપ ફરમાવતા કે આ લોકોને જમાડતાં જે ખુશી થાય છે એવી ખુશી બીજા કશા કામમાં મને થતી નથી.

૧૧મી સફરે વફાત થઈ હતી. ભરૂચ ખાતે લાલ બજાર ગુલીયારવાડમાં આપ (રહ.)નો મઝાર છે.

## મૌલાના ગિયાસ (રહ.)

**સ્થળ** : ગિયાસપુરા, ખો પાસે–ભરૂચ

આપ (રહ.)નું નામ ગિયાસુદ્દીન હતું. ગિયાસ ભરૂચી તરીકે જાણીતા છે. મૂળ ભરૂચના વતની હતા. મહામોટા સાહિત્યિક પુરુષ, પરહેઝગાર અને સૂફીસંત હતા. હિજરી ૮૯૫માં ભરૂચ ખાતે જન્મ થયો.

મિરાતે અહમદી લખે છે કે એક વેળા જાણીતા મશાયખ હઝરત શૈખ અબ્દુલ વહ્હાબ (રહ.)એ ખ્વાબમાં હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દીદાર કર્યા. અદબ સહિત પૂછયું કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! વર્તમાન સમયમાં સન્માનપાત્ર હોય એવા કયા બુઝુર્ગ છે ? રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મૌલાના ગિયાસુદ્દીન. ફરી પૂછયું કે એમના પછી ? ફરમાવ્યું કે, શૈખ અલી મુત્તકી. ફરી પૂછયું કે એ સિવાય બીજા કયા શખ્સ

માનવંત છે ? ફરમાવ્યું કે, તમારા પીરો મુર્શિદ શૈખ મુહમ્મદ પટની ! આ ખ્વાબ ઉપરથી મૌલાના ગિયાસ (રહ.)ના સ્થાનનો અંદાજો નીકળી શકે તેમ છે.

આપ (રહ.) ઉપયોગી અને આવશ્યક ચીજોનો સંગ્રહ રાખતા હતા. જરૂર પડે ત્યારે લોકોને આપતા.

બરકાતુલ અવલિયામાં છે કે, આપ ભરૂચના ખાસ આબિદોમાંથી છે. આપ ઈન્સાનની દરેક પ્રકારની જરૂરિયાત–આવશ્યકની વસ્તુઓ રાખી મૂકતા હતા. જેને જે કોઈ વસ્તુની જરૂર હોય તે આપ પાસેથી મેળવી લેતા. મહામોટા આબિદ, આમિલ અને મુત્તકી હતા.

હિજરી ૯૯૧માં આપ હઝરતની વફાત થઈ. ભરૂચનો ગિયાસપૂર મહોલ્લો આપ હઝરતના નામથી પ્રચલિત છે. અહીં મહોલ્લાની મસ્જિદના પટાંગણમાં આપનો મઝાર છે.

આપના મઝારવાળી મસ્જિદમાં એક શિલાલેખ છે, જેમાં મસ્જિદ બંધાયાની સાલ ''બયતુસ્સલાત'' (૯૭૦ હિજરી) લખેલ છે.

## ખતીબ કાલાનેરી ઉર્ફે કાલે પહાડ (રહ.)

**સ્થળ** : કાલે પહાડની આંબલી, ખેડાવાલાની વાડી પાસે–ભરૂચ

તવારીખમાં આપ હઝરતનું નામ કાલાનેરી જોવા મળે છે. લોકોમાં કાલે પહાડના નામથી જાણીતા હતા. આપ હઝરત મૂળ ભરૂચના વતની હતા. હઝરત શૈખ સાલાર ભરૂચી (રહ.)ના મુરીદ હતા અને એમનાથી ચિશ્તિયા સંપ્રદાયની ખિલાફત મેળવી હતી. આપની ગણના પોતાના સમયના અગ્રગણ્ય સંતોમાં થાય છે.

તત્ત્વજ્ઞાનમાં ઘણા જ પ્રવીણ હતા અને સદા ખુદાની ઈબાદત અને રિયાઝતમાં લીન રહેતા હતા.

આપ (રહ.)ની વફાત ૨૫ રબીઉલ આખર હિજરી ૯૦૫માં થઈ હતી. ખેડાવાલાની વાડી પાસે, ભરૂચમાં મદફૂન થયા. આપ (રહ.)ના મઝાર પાસે એક વિશાળ આંબલી હતી જે કાલે પહાડની આંબલીના નામે જાણીતી હતી એમ તવારીખમાં વાંચવા મળે છે. અત્યારે મઝાર મુબારક જણાતો નથી.

## શૈખ ફત્હુલ્લાહ (રહ.)

**સ્થળ : ભરૂચ**

હઝરત શૈખ ફત્હુલ્લાહ (રહ.) હઝરત શૈખ લશ્કર મુહમ્મદના મુરીદ અને ખલીફા હતા. ભરૂચના રહેવાસી હતા.

નિયમિત સલાતુત્તસ્બીહ પઢતા. નોકરી કરી જીવનનિર્વાહ ચલાવતા હતા. તઝકિરતુલ્ ઉલમાએ ગુજરાત (હસ્તપ્રત)માં છે કે, આપ જાહેરમાં નોકરી કરતા અને ખાનગીમાં એટલી બધી ઈબાદત કરતા કે અંતે વિલાયતના દરજ્જે પહોંચી ગયા. સિમાઅનો આપને ઘણો શોખ હતો. સિમાઅની મજલિસમાં અલ્લાહના ઈશ્કને લગતી પંક્તિઓ ગવાતી ત્યારે એકદમ વજદમાં આવી ચીસો પાડતા. આક્રંદ કરતા. આપનું રૂદન સાંભળી મજલિસમાં હાજર એવા લોકોમાં એક પ્રકારની હયબત છવાઈ જતી. હિજરી સન ૧૦૦૪માં વફાત પામ્યા. ભરૂચમાં દફન થયા. મઝારની માહિતી મળતી નથી.

## મવલાના અબૂબકર (રહ.)

**સ્થળ : ભરૂચ**

હઝરત મવલાના અબૂબકર મુહમ્મદ ભરૂચી (રહ.) ગુજરાતના

સુલતાન મુહમ્મદ બેગડાના સમયના કિંમતી રત્ન હતા. ઈલ્મો–અમલમાં અજોડ હતા. વિદ્વતાના શિરોમણી હોવાના કારણે બેગડા આપની ઘણી જ અદબ કરતા હતા. આ સમયના હઝરત ઉસ્માન શમ્એ બુર્હાની અહમદાબાદી (રહ.)ના વંશના આલિમો પણ આપ (રહ.)ની આમાન્યા જાળવતા હતા. વિવાદાસ્પદ અને ગૂંચવાડાભરી દીની બાબતોમાં હઝરતની સલાહ લેવાતી. તે બાબતમાં આપ હઝરતનો મત સર્વમાન્ય લેખાતો.

આપ હઝરતે મુહમ્મદ ઈબ્ને હિજામી (રહ.)ની પ્રખ્યાત કિતાબ 'હસન હુસૈન' ઉપર ફત્હે મુબીન નામક શરહ લખી હતી. તેની હસ્તપ્રત અમદાવાદની જાણીતી પીર મુહમ્મદશાહ લાયબ્રેરીમાં છે. આ કિતાબની કિતાબત ઉપર ૨૦ જમાદિઉલ અવ્વલ હિજરી ૯૬૫ લખેલ છે. હસ્તપ્રત જોતાં એમ કહી શકાય કે, તે ચાંપાનેર ખાતે લખાઈ હશે. આ પ્રત જાણીતા મશાયખ હઝરત શાહેઆલમ (રહ.)ના ખલીફા દાવૂદ બિન મુહમ્મદ ઈબ્ને શૈખ મલિક ઉર્ફે સિરાજુલ મલિકના હાથની લખાયલી છે.

હઝરત કાઝી અયાઝ (રહ.)ની 'શિફા' નામક કિતાબનો અરબીમાંથી ફારસી ભાષામાં તરજુમો કર્યો હતો, જેની હસ્તપ્રત કુતુબખાના આસિફીયા હૈદ્રાબાદ–દક્કનમાં છે. આ કિતાબ વિશે ગુજરાતકી તમદ્દુની તવારીખમાં મૌ.અબૂ ઝફર નદવી સાહેબ લખે છે કે, "અયનુલ વફા" તરજુમા અશ્શિફા કાઝી અયાઝ (હિજરી ૫૪૪)ની સીરતે નબવી ઉપરની પ્રખ્યાત તથા આધારભૂત કિતાબ છે. 'અયનુલ વફા'ના નામથી અબૂબકર ભરૂચીએ ફારસીમાં તેનો તરજુમો કર્યો હતો. આ પુસ્તકની હસ્તપ્રત ભરૂચના કાઝી નૂરુદ્દીન મર્હૂમના પુસ્તકાલયમાં હતી.

આપ હઝરતની વફાત ૨૪ ઝિલહજ ૯૧૦ હિજરીમાં થઈ હતી.

## મવલાના મુહમ્મદ મુરાદ (રહ.)

**સ્થળ** : ભરૂચ

હઝરત મવલાના મુહમ્મદ મુરાદ કુદ્સીનું ખાનદાન ગીલાનથી હિન્દુસ્તાન આવી ભરૂચ શહેરમાં સ્થાયી થયું. આપના કુટુંબીઓ બગદાદ પાસેના ગીલાનના હોવાથી આપનું ખાનદાન ભરૂચમાં ગીલાની ખાનદાન તરીકે જાણીતું હતું.

આપ હઝરતનો જન્મ ભરૂચમાં જ થયો હતો. આપ હઝરત પોતાના સમયના જાણીતા આલિમ હોવા ઉપરાંત સૂફી–સંત હતા. ગુજરાતના ઘણા ઉમરાવો અને રાજદરબાર સાથે સંબંધ ધરાવતા અગ્રગણ્ય શખ્સો આપ (રહ.)ના અકીદતમંદ હતા. ખાનખાનાનને હઝરત સાથે નિકટના સંબંધો હતા. ખાનખાનાનનું અકબર તથા જહાંગીરના દરબારમાં ઘણું જ માન હતું. ખાનખાનાન તે સમયના ઘણા જ કાબેલ શાયર ગણાતા હતા. હઝરત મુહમ્મદ મુરાદ (રહ.)નો પણ ફારસી ભાષામાં કાવ્ય રચના ઉપર અભૂતપૂર્વ કાબૂ હતો.

ખાનખાનાનના પિતા બિરમખાન પણ દરબારી શાયર હતા. બિરમખાન ઘણા હાજરજવાબી પણ હતા. એક રાત્રે બાદશાહ હુમાયુ સાથે બિરમખાન બેઠા–બેઠા વાતો કરી રહ્યા હતા. હુમાયુ જોકાં ખાઈ રહ્યા હતા. બેઠા–બેઠા આંખ લાગી ગઈ. થોડીવારે આંખ ઉઘડી તો બોલ્યા કે, બિરમખાન, તમે મને કશું કહી રહ્યા હતા. બિરમખાન બોલ્યા કે, હા, બાદશાહ સલામત ! હું હાજર છું. મેં સાંભળ્યું છે કે બાદશાહો સામે આંખોની હિફાઝત, દુરવેશો સામે દિલની સંભાળ–દેખભાળ અને આલિમો આગળ જીભ ઉપરનો કાબૂ જરૂરી છે. બાદશાહ સલામત પોતે બાદશાહ, દુરવેશ અને આલિમ છે. કઈ કઈ વાતો નજર સમક્ષ રાખું ? બાદશાહ આ જવાબથી ઘણો જ રાજી થયો અને મોટું ઈનામ આપ્યું.

## કાઝી સદરુદ્દીન (રહ.)

**સ્થળ : ભરૂચ**

કાઝી સદરુદ્દીન જાલંધરી લાહૌરી (રહ.) મહાન આલિમ–વિદ્વાન હતા. લાહોરના અગ્રગણ્ય આલિમ હોવા ઉપરાંત માનનીય બુઝુર્ગ હતા. આપ (રહ.) અકબરના ઝુલ્મના ભોગ થઈ પડયા હતા. અકબરે લાહોરના કેટલાક આલિમોને લાહોર છોડી જવા જણાવ્યું તેમાં આપ પણ હતા. આપ (રહ.)એ લાહોરથી હિજરત કરી ભરૂચ આવી વસવાટ કર્યો. બાદશાહ અકબરની મઝહબ તરફની દખલગીરી તથા તેની નિતનવી બિદઅતો અને રસ્મોના ઘણા જ વિરોધી હતા.

અકબર બાદશાહના સમયમાં જી–હજૂરિયા દરબારી આલિમોની કાન–ભંભેરણીના પ્રતાપે ઘણા આલિમો તથા બુઝુર્ગાને દીનને સહન કરવું પડયું હતું, જેથી થોડીક દિલચશ્પ હકીકત જોઈએ.

ઈ.સ.૧૫૭૯માં મથુરાના કાઝી અબ્દુર્રહીમે એક મસ્જિદ બનાવવા માલસામાન એકત્ર કર્યો હતો. એક સ્થાનિક ધનિક બ્રાહ્મણે માલસામાન કબજે લઈ એક મંદિરના બાંધકામમાં તે વાપરી નાખ્યો. કાઝી સાહેબે તથા અન્ય મુસલમાનોએ આ બ્રાહ્મણને આ કૃત્ય કરતાં રોકતાં તેણે બાનીએ ઈસ્લામ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વિશે અપશબ્દો ઉચ્ચાર્યા તથા બધા મુસલમાનોને ગાળો ભાંડી. આ ફરિયાદ અકબર બાદશાહ સુધી પહોંચી. તપાસ કરતાં વાત સાચી નીકળી. આલિમોએ બ્રાહ્મણને ફાંસી જેવી સખ્ત સજા આપવાના ફતવા આપ્યા. અકબર બાદશાહની રાજપૂત રાણીઓ બ્રાહ્મણને બચાવી લેવાની પેરવી અને તરફેણમાં હતી. મુખ્ય કાઝી ન્યાયાધીશ મવલાના અબ્દુન્નબીએ બ્રાહ્મણને કતલ કરાવી દીધો. દરબારી આલિમો રાણીઓની નામરજી જોઈ બ્રાહ્મણના પક્ષે હતા. તેમણે પોતાના મંતવ્યો જાહેર કર્યા હતા કે આટલી આકરી શિક્ષા

કરવાની કશી જ જરૂર ન હતી. ઈમામે આઝમ અબૂ હનીફા (રહ.)ના એક ફતવાને આધાર બનાવી તેઓ દલીલ કરતા હતા કે ઝિમ્મી હોવાના કારણે બ્રાહ્મણને ફાંસી સિવાયની બીજી કોઈ સજા કરવી જોઈતી હતી. મૌલાનાએ બાદશાહ અને રાણીઓની લાગણીનો પણ ખ્યાલ કર્યો નથી. આ રીતે ખુશામદખોરો બાદશાહને રાજી કરવા પ્રપંચ કરવા મંડયા હતા.

કાઝીયુલ્કુઝાત મુહમ્મદ યઝદીએ ફતવો આપ્યો કે બાદશાહ બદ–મઝહબ છે. આથી તેની સામે જિહાદ વાજિબ છે.આ ફત્વાનું ઘણા હકપરસ્ત આલિમોએ સમર્થન કર્યું. બાદશાહ ગુસ્સે ભરાયો. મવ. મુહમ્મદ યઝદી અને બંગાળના વડા કાઝી મુઈઝ્ઝુલ મલિકને દરિયામાં ડૂબાડી મારી નંખાવ્યા. 'મુત્અહ' વિરુદ્ધ ફતવો આપનાર મૌલાના યાકૂબ માણેકપુરીને અત્યંત ક્રુરતાપૂર્વક મારી નંખાવ્યા. હજ કરવા ગયેલા મખ્દૂમુલ મુલ્ક બાદશાહના ઉલમા પ્રત્યેનો રોષ જોઈ દિલ્હી જવાના બદલે સીધા અમદાવાદ જઈ વસ્યા. અમદાવાદ ખાતે જ ૧૫૮૨ ઈસ્વીમાં વફાત થઈ. એક ઐતિહાસિક નોંધ મુજબ સઅ્દુલ્મુલ્ક મુલ્લા અબ્દુલ્લાહને ઝેર આપી ચૂપચાપ કબ્રસ્તાનમાં દફનાવી દેવાયા.[૧] બ્રાહ્મણને ફાંસીનો ચૂકાદો આપનાર મૌ. શૈખ અબ્દુન્નબીને પણ અત્યંત ક્રૂર રીતે મારી નંખાવાયા. ૧૭૦૦૦ રૂપિયા આપી સરકારે હજ કરવા મોકલ્યા હતા. હજના હિસાબ–કિતાબના બહાને દરબારમાં બોલાવાયા. મવ્લાનાએ હજ દરમિયાન બિનજરૂરી ખર્ચ કર્યો છે એમ કહી અકબરે મોઢા ઉપર મૂક્કો માર્યો. મવલાના ગુસ્સે થઈ બોલ્યા કે છરી કેમ નથી મારતા ? તેમને ગળું દબાવી મારી નાખવામાં આવ્યા. પંજાબના આલિમોને પણ આ રીતે

[૧] મુલ્લા અબ્દુલ્લાહના સાહબઝાદા શૈખ અબ્દુલ કરીમ ચિશ્તીએ 'ફુસૂસુલ હિકમ'ની એક શરહ લખી છે. ૧૬૩૫ ઈસ્વીમાં વફાત પામ્યા. લાહોર પાસે નવા કોટમાં આપનો મઝાર છે.

મારી નંખાવાયા. શૈખ સઅદુલ્લાહ બની ઈસરાઈલ મહાન આલિમ હતા, તેમની ઈલ્મી સેવાઓ અજોડ છે. આપે કાઝી શિહાબુદ્દીન દોલતાબાદીની બહરે મલાજનો અરબી ભાષામાં તરજુમો કર્યો. તફસીરે દારૂલ્નઝી નામક ગ્રંથમાં કુર્આન શરીફની આયતો અને તરતીબ ઉપર વિસ્તૃત ચર્ચા કરી છે. ઉપરાંત તવાલિઅ, બદીઉલ્બયાન અને કસીદા બુદર્હની શર્હો લખી છે. 'હકી સરીહ' નામક એક કિતાબ લખી, જેમાં અકબરી દરબારમાં અપાતા ફેંસલા અને નિર્ણયોને પડકાર્યા. આ ફેંસલાઓને તેમણે શરીઅત વિરુદ્ધ લેખાવ્યા, પરિણામે આપને પણ પાંચ વર્ષ સુધી કેદમાં પૂરી દેવામાં આવ્યા. આપની પાસેના કિંમતી દળદાર દોઢ હજાર જેટલા પુસ્તકો જપ્ત કરી લેવામાં આવ્યા. પકડાઈ ગયા ત્યારે 'દારુન્નઝમ' આપના હાથોમાં હતી તે જ બચી જવા પામી. ઈ.સ. ૧૬૦૩ માં વફાત પામ્યા.

શૈખ હાજી સુલતાન થાનેશ્વરીને ફાંસી આપવામાં આવી. એક વેળા અકબર બાદશાહે આપ (રહ.)ને કહ્યું કે, મવલાના મારા દીને ઈલાહી માટે કુર્આન જેવું પવિત્ર પુસ્તક લખી આપો. મવલાનાએ આકાશ તરફ જોઈ કહ્યુંકે આકાશમાંથી જિબ્રઈલ તમારા માટે બીજું કુર્આન લઈ આવે તો હું લખી લઉં ! બાદશાહ ભોંઠો પડી ગયો ! પાછળથી આપ પણ અકબરના જુલમના ભોગ થઈ પડયા. ૧લી જાન્યુઆરી ૧૫૯૯માં આપને પણ ફાંસી અપાઈ.

આમ આ રીતે અકાબિર આલિમો અને બુઝુર્ગોને અકબરના જુલમનો ભોગ બનવું પડયું હતું.

હઝરત કાઝી સદરુદ્દીન જાલંધરી લાહોરી (રહ.)એ અકબરના જુલમથી તંગ આવી ભરૂચ ખાતે વસવાટ કર્યો. અહીં આપે (રહ.) દીની તથા મિલ્લી ખિદમત અંજામ આપી. ભરૂચમાં વફાત પામ્યા. મઝાર મુબારકનું સ્થળ જાણવા મળતું નથી.

## હઝરત બુર્હાન ચિશ્તી (રહ.)

**સ્થળ** : ભરૂચ

આપ હઝરત ભરૂચના પ્રખ્યાત મશાયખ શૈખ સાલાર ભરૂચી (રહ.)ના ચિશ્તિયા સંપ્રદાયમાં મુરીદ હતા. પોતાના સમયના સૂફી સંત હતા. આપ (રહ.)ના અવસાન અને મઝાર વગેરે બાબતોની માહિતી મળતી નથી.

## કાઝી ઇસ્માઈલ ઇસ્ફહાની (રહ.)

**સ્થળ** : બદોપોળ, આસ્ટોડિયા ચકલા, અમદાવાદ

આપ હઝરત (રહ.) ભરૂચના મૂળ વતની હતા. પિતાજી ઈસ્ફહાનથી હિજરત કરી ગુજરાત આવી વસ્યા.

હઝરત શાહેઆલમ (રહ.)ના માનનીય ખલીફા હતા. આપ હઝરત વિદ્વાન હોવા ઉપરાંત ફિકહ શાસ્ત્રમાં અત્યંત પ્રવીણ હતા. વાક્ચતુરાઈમાં પણ નિપૂણ હતા. આવી લાયકાતના કારણે સુલતાન મહમૂદ બેગડાએ આપને ભરૂચના કાઝી–ન્યાયાધીશપદે નિયુક્ત કર્યા હતા. આપના પ્રામાણિકપણા તથા ન્યાયીપણાના કારણે ભરૂચવાસીઓ ઘણા રાજી હતા. પોતાની ફરજ નિભાવવા ઉપરાંત લોકસુધારણા અને દીની તાલીમ આપવાનું કાર્ય પણ બજાવતા હતા.

એક વેળા હઝરત શાહેઆલમ (રહ.)ની મજલિસમાં પ્રસ્તુત હતા. મજલિસમાં જન્નતમાંના શરાબે તહૂરની ચર્ચા નીકળી. કાઝી ઈસ્માઈલ સાહેબે અદબ સહિત હઝરત શાહે આલમ (રહ.)ને પૂછયું કે હઝરત ! શું આ શરાબ પદાર્થરૂપે અસ્તિત્વ ધરાવે છે અને તે પી પણ શકાય છે ? કે પછી શરાબે તહૂરનો અર્થ મુહબ્બત અને મઅરિફતે ઈલાહી એવો થાય છે ? હઝરત શાહે આલમ (રહ.)એ

જવાબ આપ્યો કે, તે પદાર્થરૂપે અસ્તિત્વ ધરાવે છે અને પી પણ શકાય છે. કાઝી ઈસ્માઈલ સાહેબ ફરીથી બોલ્યા કે જો આમ જ છે તો પછી આ સેવક એક ઘૂંટ પીવાની ઈચ્છા ધરાવે છે. આશા છે કે આ માટે મારા ઉપર હઝરતની કૃપા થશે ! હઝરત શાહે આલમ (રહ.) બોલ્યા કે જો તમો તે પીવાની ઇચ્છા ધરાવતા હોવ તો થોડીક સબર–ધીરજ ધરવી પડશે. થોડાક દિવસ નિયમિત રીતે રાત્રિના જાગરણ અને તહજ્જુદની નમાઝમાં મારી સાથે હાજર રહો. પરિણામે એક રાત્રે તહજ્જુદની નમાઝમાં હઝરત શાહેઆલમ (રહ.)એ જન્નતના આ પવિત્ર શરાબનું એક ટીપું આપના ગળામાં રેડી દીધું.

હઝરત કાઝી ઈસ્માઈલ (રહ.) વર્ણવે છે કે આ રૂહ અફઝા શરાબ પીતાં જ જન્નત અને દોઝખના હાલાત મારા ઉપર જાહેર થઈ ગયા. આ શરાબની લિઝઝત આપ હઝરતમાં મરણ પર્યંત રહી.

હઝરત શાહેઆલમ (રહ.)ના જનાઝાની નમાઝ હઝરત કાઝી ઇસ્માઈલ ઈસ્ફહાની (રહ.)એ પઢાવી હતી.

આપ હઝરતની વફાત અમદાવાદ ખાતે હિજરી ૯૦૦ માં ૨૦મી રબીઉલ અવ્વલે થઈ. અમદાવાદ ખાતે આસ્ટોડિયા બદોપોળના નાકે ચબુતરા પાછળ આપ હઝરતનો મઝાર છે.

## સૈયદ પીર છત્તર (રહ.)

**સ્થળ :** વેજલપુર રેલ્વે સ્ટેશન પાસે, ભરૂચ

આપ (રહ.)નું નામ પીર ઈસ્માઈલ હતું. કબર ઉપર પતરાની છત હોવાથી અને એક નોંધ મુજબ પહેલાં આપની કબર ઉપર રાયણનું ઝાડ છત્રી જેમ છાંયડો કરતું હોવાથી પીર છત્તર તરીકે મશહૂર છે.

તારીખુલ અવલિયામાં આપની કબર વિશેના ચમત્કારનું વર્ણન જોવા મળે છે. આપ હઝરતની કબરની ચોમેર આશરે ૫ ફૂટ લાંબી, ૨ ફૂટ પહોળી અને ૨ ફૂટ ઊંડી એક છોબંધ કૂંડી આવેલી છે, જેમાં પહેલાં પાણી ભરેલું રહેતું હતું. તારીખુલ અવલિયાના લેખક લખે છે કે મારા પિતા સૈયદ અબ્દુલ ફત્તાહે આ કબરની મુલાકાત લીધેલી. તેમણે આ કૂંડીનું પાણી ચાખેલું જે ઘણું મીઠું અને ઠંડું હતું. આ પાણી કદી ખૂટતું નહીં એવી કરામત તવારીખોએ નોંધી છે. ૧૭૭૨ માં વડોદરાના મહારાજા ફતેહસિંહ ગાયકવાડ નવાબ મુઅઝ્ઝઝખાનજીની મદદમાં ઈસ્ટ ઈન્ડિયા કંપની સામે લડવા ભરૂચ આવ્યા ત્યારે આ ચમત્કારની વાત જાણી આ કબર ઉપર આવ્યા હતા. તેમણે પોતાના લશ્કર તથા હાથીઓને આ પાણી પાયું હતું, પરંતુ તે ખૂટયું નહીં. આ જોઈ તેઓ ઘણું આશ્ચર્ય પામેલા.

સમય જતાં આ ચમત્કારની ખૂબી અદશ્ય બની હતી. મિરાતે અહમદીના કર્તા અબૂઝફર નદવી સાહેબ લખે છે કે મેં પણ આ કબરની મુલાકાત લીધી હતી, પરંતુ આ પાણી મારા જોવામાં આવ્યું નહીં.

આપ હઝરતનો સમય ૧૧ મી સદી હિજરીનો મનાય છે. આપ (રહ.)નો મઝાર ભરૂચથી જંબુસર જતાં માર્ગમાં વેજલપુર રેલ્વે સ્ટેશન પાસે છે. પીર છત્તરના નામથી આ મઝાર જાણીતો છે.

## સૈયદ અહમદ એદ્રુસ (રહ.)

**સ્થળ : એદ્રુસ સાહેબનો રોજો–ભરૂચ**

આપ હઝરતનું નામ સૈયદ અહમદ હતું. ''મુજલ્લિલુલ કુલૂબ''ની ઉપમા ધરાવતા હતા. ૯૪૪ હિજરી ૧૫૪૨ ઈસવીમાં 'તરીમ' ખાતે જન્મ થયો.

આપ એદરૂસ સિલસિલાના બુઝુર્ગ હતા. આપ હઝરતના પિતાજી સૈયદ શૈખ બિન સૈયદ અબ્દુલ્લાહ સને ૯૫૬ હિજરી ૧૫૫૧ ઈસવીમાં અરબસ્તાનના હદ્રમવત પાસે આવેલા તરીમ નામના ગામથી અમદાવાદ આવી સ્થાયી થયા હતા. પિતાજી ૯૬૦ હિજરીમાં ભરૂચ પણ પધાર્યા હતા.

આપ હઝરતે 'તરીમ'ના મોટા આલિમો પાસેથી ઉચ્ચ દીની તાલીમ પ્રાપ્ત કરી હતી. એ પછી ગુજરાતમાં પિતાજી પાસે આવી એદ્રુસી સિલસિલાની ખિલાફત મેળવી. પિતાજીના આદેશ અનુસાર ભરૂચમાં તબ્લીગ અર્થે આવી વસ્યા.

હઝરત સૈયદ અહમદ (રહ.)ને બુંદ દાણા, કહવા તથા દફનો શોખ હતો. અલ્લાહની હમ્દ તથા સ્તુતિવાળા અરબી ભાષાના કસીદા દફ બજાવડાવી સાંભળતા. વારંવાર બુંદનો કાવો પીતા હતા. પોતાના દુઃખ–દર્દો હલ કરવા હિન્દુ–મુસ્લિમ લોકસમુદાય હઝરતની ખાનકાહે ઉમટતો હતો. જીવનના આખરી વરસોમાં આપ હઝરતની હાલત મજઝૂબ સમી બની ગઈ હતી. હંમેશા મસ્જિદના ધાબા ઉપર જ ઈબાદતમાં મગ્ન રહેતા હતા.

ઈ.સ.૧૦૨૨–ઈ.સ.૧૬૧૪ માં પોર્ટુગીઝોએ જ્યારે ભરૂચ ઉપર હુમલો કર્યો ત્યારે લોકો ગભરાટના માર્યા આપ હઝરત પાસે દોડી આવ્યા અને આવેલ આફત ટળે એ માટે દુઆ કરવા વિનવણી કરવા લાગ્યા. લોકો વિનંતી અર્થે આવ્યા ત્યારે હઝરત બેઠા હતા. લોકોની કાકલૂદી સાંભળી આપ મજઝૂબ કશો જવાબ આપ્યા વિના સૂઈ ગયા. હઝરતના આવા વર્તનથી લોકો તેમ કરવાનું કારણ શાંતિ સ્થપાઈ જશે એમ સમજી ચાલ્યા ગયા હતા. પોર્ટુગીઝો એ પછી ઝાઝું નુકસાન કર્યા વિના ભરૂચમાંથી ચાલ્યા ગયા હતા.

૭૬ વર્ષની ઉંમરે ૧૭મી શાબાન હિજરી ૧૦૨૪ ઈસવી

૧૬૧૫માં ભરૂચ ખાતે વફાત પામ્યા. આપ હઝરતનો રોજો એદ્રુસ સાહેબના રોજા તરીકે ભરૂચમાં પ્રખ્યાત છે.

હઝરત એદ્રુસ (રહ.)ના ખાનદાનના સૈયદ જઅફર સાદિક બિન સૈયદ ઝયનુલ આબિદીન બિન સૈયદ અબ્દુલ્લાહ બિન સૈયદ શૈખને ૧૦૩૧ હિજરીમાં ઓલપાડ તાલુકાનું 'ઓરમા' ગામ તથા શાહજહાનાં સમય દરમિયાન હિજરી ૧૦૬૫ ઈસવી ૧૬૫૫ માં ભરૂચ તાલુકાનું 'ઉમરાજ' ગામ ખાનકાહના ખર્ચ માટે આપવામાં આવ્યું હતું.

## સૈયદ અબ્દુલ્લાહ એદ્રુસ (રહ.)

**સ્થળ** : એદ્રુસ સાહેબના રોઝામાં, ભરૂચ

આપ (રહ.) સૈયદ શરીફ શૈખ બિન સૈયદ મુહમ્મદ (વફાત ૨૧ ઝિલ્હજ ૧૨૬૮ હિજરી ૧૮૫૧ ઈસવી)ના પુત્ર હતા. પિતાજીથી એદ્રુસીયા સિલસિલાની ખિલાફત મેળવી હતી. ભરૂચ ખાતે વફાત પામ્યા અને એદ્રુસ સાહેબના રોજામાં કબર છે.

## અલ્લામા સિબ્ગતુલ્લાહ (રહ.)

**સ્થળ** : જન્નતુલ બકીઅ, મદીના શરીફ

જન્મ ભરૂચમાં થયો હતો. ઈલ્કાબ "મુજદિદે દીન" અને "મખ્દૂમુલ આલમ" તથા ખિતાબ "નાઈબે રસૂલ" હતો.

પિતાજી રૂહુલ્લાહ બિન સૈયદ અહમદ ઈરાનના ઈસ્ફહાનથી ભરૂચ આવી વસ્યા હતા. એમના વાલિદહ પ્રખ્યાત મશાયખ હઝરત કમાલુદ્દીન કઝવીની ભરૂચી (રહ.)ના સાહિબઝાદી હતાં. જન્મ ભરૂચ ખાતે હિજરી ૯૫૨ (ખૈરૂન્નાસ)માં થયો. કુરસીનામું–

ગાદીનામું ૧૭મી પેઢીએ ઈમામ હઝરત મૂસા કાઝિમ (રહ.) સુધી જઈ મળે છે. હુસૈની સૈયદ હતા.

હઝરત સિબ્ગતુલ્લાહ (રહ.) પોતાના સમયના આંતર રાષ્ટ્રીય આલિમ–વિદ્વાન ગણાય છે. નવ વર્ષ સુધી ઉચ્ચ દીની શિક્ષણ અમદાવાદ ખાતે હઝરત શાહ વજીહુદ્દીન ગુજરાતી (રહ.)ના દારુલ ઉલૂમમાં મેળવ્યું. હઝરત શાહ વજીહુદ્દીન (રહ.)થી શત્તારિયા સિલસિલાની ખિલાફત મેળવી.

ભરૂચમાં વરસો સુધી દરસો–તદરીસ તથા તબ્લીગની સેવા બજાવી. ૯૯૯ હિજરીમાં હજ અદા કરી એ પછી ૧૦૦૧ હિજરીમાં અહમદનગર અને બીજાપુર (ખાનદેશ)ના સુલતાન બુરહાનુલ મુલ્ક નિઝામશાહ સાનીએ પોતાના ત્યાં આમંત્રી ઉમદા માનપાનથી નવાજ્યા. હઝરતે બીજાપુર ખાતે દીની તબ્લીગની ખિદમત અંજામ આપી. અહીંનો સુલતાન ઈબ્રાહીમ આદિલશાહ પણ આપનો મુઅતકિદ હતો.

'ગુલઝારે અબરાર' તથા 'મિરાતુલ અસરાર' લખે છે કે આપ (રહ.)ની ખ્યાતિ સાંભળી રૂમ–કોન્સટન્ટીનોપલના શહેનશાહે પણ પોતાના દેશમાં સ્થાયી થવા આમંત્રણ આપ્યું હતું. આપે આ આમંત્રણનો આભાર સહિત અસ્વીકાર કર્યો.

હિજરી સન ૧૦૦૫ માં મદીના મુનવ્વરા ખાતે 'જબલે ઉહદ' ઉપર વસવાટ કરી ત્યાં ખાનકાહ સ્થાપી તસ્નીફો તાલીફ–લેખન પ્રવૃત્તિ તથા રુશ્દો હિદાયત–તબ્લીગનો સિલસિલો શરૂ કર્યો.

આપ (રહ.)એ હઝરત શૈખ ગૌસ મુહમ્મદ ગ્વાલિયરી (રહ.)ની 'જવાહિરે ખમ્સા' કિતાબનો અરબી ભાષામાં તરજુમો કર્યો. હઝરતની 'કિતાબુલ વહદત' અને 'ઈરાદતુદકાઈક' કિતાબો પણ

પ્રખ્યાત છે. 'તફસીરે બયઝાવી' ઉપર હાંસિયો લખ્યો છે, જેને દુનિયાના આલિમોએ હાથોહાથ વધાવી લીધો.

આ ઉપરાંત તેમની કેટલીક વિખ્યાત તસ્નીફો છે, જે તેમણે અરબ ઉલમાની ભલામણથી લખી હતી. મુહમ્મદ બિન ફઝલુલ્લાહ મહીલ્લીએ "ખુલાસતુલ અસફી અઅયાનિલ કર્ને અહદા અશરહ"માં તેનો ઉલ્લેખ કર્યો છે. શૈખ નજમુદ્દીન ગીઝઝીએ 'લુત્ફુસ સમર અને કુતૂફુસ્સમર'માં એમના ખૂબ જ વખાણ કરતું વર્ણન કર્યું છે.[૧]

જે લોકોએ હઝરત સિબ્ગતુલ્લાહ (રહ.)થી બયઅત થઈ શત્તારી સિલસિલો હિજાઝમાં ફેલાવ્યો તેમાં શૈખ અહમદ સનાવી ઉપરાંત મદીના મુનવ્વરાના સૈયદ મીર અને સૈયદ શાહ અસ્અદ બલ્ખીનો સમાવેશ થાય છે. યાદે અય્યામના કર્તા હઝરત મવલાના અબ્દુલ્હય લખે છે કે અબૂબકર બિન તઅવુન્નસફી, મુહમ્મદ બિન ઉમર બિન મુહમ્મદ અલ હિજરમી આપ (રહ.)ના શાગિર્દો હતા. મૌલાના ઈલ્યાસ કુર્દી (રહ.), શાહ મુર્તઝા કાદરી, મૌ. હબીબુલ્લાહ બીજાપુરી અને શૈખ અબ્દુલ હકીમ પણ આપ હઝરતના શિષ્યો હતા.

રવઝુતલ અવલિયા બીજાપુરમાં આપ હઝરતની પ્રશંસા કરવામાં આવી છે. શૈખ અબ્દુલ અઝીઝ મક્કીએ પોતાના રિસાલામાં લખ્યું છે કે, આપ હઝરત જબલે ઉહદ ઉપર બે વર્ષ સુધી ચિલ્લાકશ રહ્યા હતા. હંમેશા રોઝદાર રહેતા અને રાતભર ઈબાદતમાં મગ્ન રહેતા.

બરકાતુલ અવલિયામાં મવલાના ઈમામુદીન ગુલશનાબાદી

---

[૧] યાદે અય્યામ

લખે છે કે, એ વાત પ્રસિદ્ધ છે કે ઘણાં વખત હઝરત ખિઝર (અલૈ.) સાથે આપને મુલાકાત થઈ છે. પરસ્પર ગેબી વિષય ઉપર વાતચીત થતી હતી.

હઝરત સિબ્ગતુલ્લાહ (રહ.)માં પોતાના મુરીદો અને ખલીફાઓને ત્વરિત ફૈઝ પહોંચાડવાની અદ્‌ભૂત શક્તિ હતી. આપ હઝરત પાસેથી શાહ અબ્દુલહક કાદિરી કુદ્દિસ સિર્રુહૂ (મઝાર બીજાપુર–વફાત ૧૦૬૧ હિજરી)એ ૭ દિવસ સુધી એકાંતમાં બેસી ફૈઝ મેળવ્યો. ચિલ્લાકશીની જરૂરત ન રહી. જે કાંઈ ફૈઝ બુઝુર્ગો પાસેથી મેળવ્યો હતો તે આપને અર્પણ કર્યો.[1]

મવલાના હબીબુલ્લાહ સિબ્ગતુલ્લાહ કુદ્દિસ સિર્રુહૂએ (મઝાર બીજાપુર ૯ મી શાબાન ૧૦૪૧ હિજરી)એ શાહ સિબગતુલ્લાહ મદની ભરૂચી (રહ.) પાસેથી ખિર્કહ અને ખિલાફત મેળવી અને ફક્રની મહામૂલી દોલત પામ્યા.... જ્યારે શાહ સાહેબની ખિદમતમાં પહોંચ્યા ત્યારે ઈર્શાદ અને તલ્કીન વિના પ્રથમ મુલાકાતમાં જ ફના ફિશ્શૈખનો મર્તબો અને મકામે ફના ફિર્રસૂલ પ્રાપ્ત થઈ ગયાં.[2]

આપ હઝરતની શાદી ગુજરાતના શાહી સૂબેદાર ચંગીઝખાનની પુત્રી રાજી દવલત સાથે થઈ હતી. અલ્લામા સિબ્ગતુલ્લાહ (રહ.)ના ત્રણ સાહિબઝાદા હતા : ૧. સૈયદ અબ્દુલ અલી, ૨. સૈયદ અબુલ આલા અને ૩. સૈયદ અબૂબકર.

એક શાહી ફરમાન મુજબ અલ્લામા (રહ.)ના ફરઝંદોને ભરૂચ તાલુકામાં આવેલ ‘વડવા’ ગામની સીમની જમીન ભેટ આપવામાં આવી હતી.

---

[1]બરકાતુલ અવલિયા [2]બરકાતુલ અવલિયા

હઝરત સિબ્ગતુલ્લાહ (રહ.)ની વફાત ૬૩ વર્ષની વયે મદીના શરીફમાં ૨૬મી જમાદિઉલ અવ્વલ ૧૦૧૫ હિજરી–૧૬૦૬ ઈસવીમાં જુમ્આના દિવસે થઈ હતી. ‘‘ખૈરૂન્નાસિ બાતિનન’’થી વફાતની તારીખ નીકળે છે. પહેલાં આપ હઝરતના મઝાર ઉપરથી નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને નિયમિત સલામ પાઠવવામાં આવતા હતા. આથી એક પુસ્તકમાં આપને ‘‘લવ્વાબે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)’’–રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દરબાન તરીકે સંબોધવામાં આવ્યા છે.

## સૈયદ અબ્દુર્રહમાન (રહ.)

**સ્થળ : ફતેહપુર દરવાજા બહાર, અમદાવાદ**

પ્રખ્યાત મશાયખ હઝરત સિબગતુલ્લાહ (રહ.)ના પિતરાઈઓમાંથી હતા. પિતાજી શૈખ અહમદ મોટા મુહદ્દિસ હતા. મૂળ ભરૂચના હતા. હઝરત શાહ વજીહુદ્દીન ગુજરાતી (રહ.)ના દારુલ ઉલૂમમાં ઉચ્ચ દીની તાલીમ મેળવી હઝરત શાહ વજીહુદ્દીન (રહ.)થી બયઅત તથા ખિલાફત મેળવી. હાફિઝે કુર્આન હતા. મોટા આરિફ તથા ફાઝિલ હતા. ઈબ્રાહીમ આદિલશાહના આમંત્રણથી બીજાપુર ગયા હતા, ત્યાં રૂહાની–આધ્યાત્મિક ફૈઝ પહોંચાડયો. ઘણા તાલિબે ઈલ્મોએ આપ હઝરતથી ઈલ્મ સંપાદન કર્યો.

હિજરી ૧૦૧૦ માં વફાત થઈ. અહમદાબાદમાં શહેર કોટડા નજીક ફતેહપુર દરવાજા બહાર પિતાજી મદફૂન થયા. એ જ કબ્રસ્તાનમાં દફન થયા.

## મવલાના ઇસ્હાક ભરૂચી (રહ.)

**સ્થળ : મદ્રસા ખડકી પાસે, ભરૂચ**

આપ હઝરતના પિતાજીનું નામ અબ્દુલ વહહાબ હતું. પિતાજી બીજાપુરથી આવી ભરૂચમાં સ્થાયી થયા. ઝુબેરી કુટુંબના ફરઝંદ હતા. જાણીતા મશાયખ હઝરત ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ની ઔલાદમાંથી છે.

હઝરત મવલાના ઈસ્હાક (રહ.) હઝરત શાહ વજીહુદ્દીન (રહ.)ના દારુલ ઉલૂમ આલિયા અલવિયામાં હઝરત મવલાના અબ્દુલગની જોનપુરી (રહ.) પાસેથી ઉચ્ચ દીની તાલીમ પ્રાપ્ત કરી સત્તારીયા સંપ્રદાયમાં ખિલાફત મેળવી.

તાલીમ મેળવ્યા બાદ ૧૦૦૦ હિજરીમાં આપે ભરૂચ ખાતે કોટ પર આવેલી બેગમવાડી પાસે મદ્રસાની સ્થાપના કરી. ગુજરાતના ૧૧માં સૂબા શૈખ ફરીદખાન ઉર્ફે મુરતઝાખાને આ મદ્રસાનું બાંધકામ કર્યું હતું. આ મદ્રસો ગુજરાતભરમાં દારુલ ઉલૂમ તરીકે પ્રસિદ્ધ હતો. અહીંથી મોટા મોટા વિદ્વાનોએ શિક્ષણ લીધું છે. મવલાના ઈસ્હાક (રહ.)ના ખાનદાનમાં પણ મોટા મોટા વિદ્વાનો થઈ ગયા છે. આપ હઝરતના જમાઈ અહમદાબાદમાં કાઝી તથા મુફતીના હોદ્દા પર હતા. પાછળથી હઝરતનો મદ્રસો બંધ થઈ જતાં ત્યાં ઈસ્હાકિયા મુસ્લિમ બોર્ડિંગની સ્થાપના કરવામાં આવી. ભરૂચના કલેકટર ઓટો રોથ ફીલ્ડના સમયમાં મુંબઈના ગવર્નર સાહેબે તેનું ઉદ્‌ઘાટન કર્યું હતું. આ બોર્ડિંગ સ્થાપવામાં ભરૂચના જાગીરદાર મર્હૂમ સરદાર સૈયદ પીર સાહેબે સારી એવી જહેમત લીધી હતી. મદ્રસાના કંપાઉન્ડમાં એક પ્રાચીન મસ્જિદ પણ છે. ભરૂચમાં આ મસ્જિદ અતિ પ્રાચીન ગણાય છે. ભરૂચનું ઈસ્હાક પરૂ આપ હઝરતના નામથી જાણીતું છે. મુહમ્મદપરા આપના ફરઝંદ મુહમ્મદના નામ પર વસેલું છે.

હઝરત મવલાના ઈસ્હાક (રહ.)એ તંબાકુની બદી ઉપર એક પુસ્તક "તહરીમે શુર્બુદ્ દુખાન" નામે અરબી ભાષામાં લખ્યું હતું. તેની એક હસ્તપ્રત મુંબઈમાં ખટખટે પુસ્તકાલયમાં છે.

હઝરત મવલાના ઈસ્હાક (રહ.)ની વફાત ૨૭મી રબીઉલ અવ્વલ હિજરી ૧૦૭૨ ઈસ્વી ૧૬૬૧ માં થઈ હતી. મદ્રસા પાસે હઝરતનો મઝાર છે.

## મવલાના હકીમ રૂહુલ્લાહ (રહ.)

**સ્થળ** : ભરૂચ

આપ (રહ.) ભરૂચના પ્રખ્યાત મશાયખ હઝરત અલ્લામા સિબ્ગતુલ્લાહ (રહ.)ના શાગિર્દ હતા. આપ હઝરતથી શત્તારિયા સિલસિલાની ખિલાફત મેળવી.

આપ હઝરત પોતાના સમયના નામાંકિત શાહી હકીમ હતા. "તુઝુકે જહાંગીરી"માં બાદશાહ જહાંગીરે હકીમ સાહેબની ઘણી પ્રશંસા કરી છે. બાદશાહ જહાંગીરે ગુજરાત ઉપર હુમલો કર્યો ત્યારે તબિયત બગડતાં હકીમ સાહેબે સારવાર કરી ત્યારથી બાદશાહના માનીતા થઈ પડયા. શહેનશાહ જહાંગીરે ખુશ થઈ જઈ હકીમ રૂહુલ્લાહ (રહ.) ઉપર ૧૦૦૦ ગીનીઓ અને ૧૦૦૦ ચાંદીના સિક્કા વધાવ્યા હતા. "તુઝુકે જહાંગીરી"માં શહેનશાહ લખે છે કે, હકીમ સાહેબ મારી નાડ અને તબિયતથી સંપૂર્ણ વાકેફગાર થઈ ગયા હતા. ગુજરાતની આબોહવા મને માફક ન હતી. હકીમ સાહેબની સલાહ તથા માવજતથી મારી તબીયત સુધરી ગઈ. આથી ગુજરાતમાં શાંતિથી ખાસો એવો સમય પસાર કરી શકયો.

શહેનશાહ જહાંગીરની રૂપવંત બેગમ નૂરજહાં સખત બીમાર પડતાં વૈદ્યો અને હકીમોએ પણ હાથ ધોઈ નાખ્યા હતા. અંતે

શહેનશાહ જહાંગીરે હકીમ રૂહુલ્લાહ (રહ.)ને બોલાવ્યા. નૂરજહાંની બીમારી દૂર થઈ ગઈ. એના બદલામાં હકીમ સાહેબને ખાસ પદવી આપવામાં આવી. ભરૂચ જિલ્લાના ત્રણ ગામો હકીમ સાહેબને ભેટ અપાયા. નૂરજહાંએ પોતે પણ અત્યંત ખુશ થઈ જઈ ભરૂચ તાલુકાનું "થામ" ગામ ઈનામમાં આપ્યું. થામ ગામ ઈનામમાં આપ્યાનું બેગમ નૂરજહાંના હસ્તાક્ષરવાળું ફરમાન હકીમ સાહેબના વંશજ સરદાર સૈયદ હયદર સાહેબ પાસે અત્યારે જળવાઈ રહ્યું છે. આ ઉપરાંત હકીમ સાહેબને ચાંદીથી તોલવામાં આવ્યા અને તે ચાંદી હકીમ સાહેબને ભેટ આપવામાં આવી.

રાજયના પ્રથમ તબક્કાના અમીર–ઉમરાવોનો ઈલાજ પણ હકીમ સાહેબના જ હાથમાં હતો. અબ્દુર્રહીમ ખાનખાનાન બુર્હાનપુરમાં બીમાર પડયો ત્યારે શહેનશાહ જહાંગીરની આજ્ઞાથી હકીમ રૂહુલ્લાહ બુર્હાનપુર ગયા હતા. ખાનખાનાનની તબિયત સારી થઈ જતાં હકીમ સાહેબને તે સમયના બે હજાર રૂપિયા તથા હાથી ઈનામમાં આપ્યા હતા. અકબર બાદશાહના શાહઝાદા દાનિયલ અને મુરાદના પણ આપ શાહી હકીમ હતા.

## ઝેહરે હલાહલ

"તઝકિરતુસ્સાલિહીન"માં હકીમ રૂહુલ્લાહ(રહ.)ના એક નજીકના કુટુંબીજનનો હવાલો આપી જણાવવામાં આવ્યું છે કે, એક દિવસ શહેનશાહ જહાંગીરે હકીમ રૂહુલ્લાહ સાહેબને "ઝેહરે હલાહલ" કાતિલ ઝેર તૈયાર કરવાની આજ્ઞા આપી. હકીમ સાહેબ ભરૂચથી ઉત્તરે ૪૦ માઈલના અંતરે આવેલા સાગબારાના ભયાનક જંગલમાં ગયા. હકીમ સાહેબે પોતાની સાથેના નોકરો સાથે અખરોટ જેવડી મોટી ઝેરી મકડીઓ પકડી મંગાવી. તેમાં કેટલીક દવાઓ તથા જડીબુટ્ટીઓનું મિશ્રણ કરી પોતાની ખાસ હિકમતથી કરનબીક (જંતર

કે જે અર્ક કાઢવાનું નળીવાળું વાસણ હોય છે)માં નાખી તેને હળવી આગ ઉપર રાખી તેમાંથી એક તોલા જેટલું ઝેર કાઢયું. આ ઝેર શીશીમાં ભરી શહેનશાહ જહાંગીરને આપ્યું.

શહેનશાહ જહાંગીરે તે શીશી શાહી મહેલની બાજુમાં જ આવેલ દારુશિફાના દારોગાને સાચવીને મૂકવા આપી. સાથે સૂચના આપી કે પોતે તે માંગે ત્યારે હાજર કરવી.

એક દિવસ એમ બન્યું કે શાહી મહેલમાંના ઝનાનખાનાની એક કનીઝે બુર્ખામાંથી પોતાનો ખૂબસૂરત હાથ બહાર કાઢતાં દારુશશિફાનો દારોગો તેના ઉપર આશિક થઈ ગયો. દારોગા તે જ દિવસથી આ હાથને જોવા બેકરાર અને ઉત્સુક બન્યો; પરંતુ હુસ્નો-જમાલ ભર્યો આ હાથ ફરીથી જોવા ન મળતાં પોતાનું જીવન ટૂંકાવી નાંખવાની કુબુદ્ધિ તેને સૂઝી. તેણે વિચાર્યું કે, આ કનીઝ મારા જેવા ગરીબને કદી મળવાની નથી. આથી બેહતર છે કે જીવન ટૂંકાવી આ બેકરારીનો અંત લાવું. તેને ઝેહરે હલાહલની શીશી યાદ આવી. શીશીમાંનું ઝેર તે પી ગયો; પરંતુ તેના આશ્ચર્ય વચ્ચે આ ઝેરે તેના પર કશીયે અસર ન કરી. તે જીવતો જ રહ્યો.

એક દિવસ શહેનશાહ જહાંગીરે ઝેહરે હલાહલની આ શીશી હાજર કરવા દારોગાને હુકમ કર્યો. દારોગાએ ગભરાટના માર્યા પોતે જે ભૂલ કરી હતી તે કહી દીધી. જહાંગીરને તેના ઉપર દયા આવી અને ઝનાનખાનામાં હુકમ મોકલ્યો કે લોંડીઓ-કનીઝો એક પછી એક પોતાનો હાથ બહાર કાઢી દારોગાને બતાવે. દારોગાને પર્દાની આડમાં બેસાડી પોતે જેનો આશિક છે એ હાથ ઓળખી બતાવવા સૂચના આપી. કેટલાક હાથ જોતાં જોતાં તે અચાનક બોલી ઉઠયો કે આ હાથ ઉપર હું કુરબાન છું.

શહેનશાહના હુકમથી આ કનીઝની શાદી દારોગા સાથે કરી

દેવામાં આવી. આશ્ચર્યજનક ઘટના એ બની કે શબે વસ્લ (પહેલી રાત)માં દારોગાએ પોતાની માશૂકાને હાથ લગાડવા જતાં જ ખોપરી ફાટી ગઈ અને તે એકદમ મરણ પામ્યો.

શહેનશાહ જહાંગીર આ ઘટનાથી આશ્ચર્ય પામ્યા. હકીમ રૂહુલ્લાહ સાહેબને આ બનાવ બનવાનું કારણ પૂછયું. હકીમ સાહેબે આના જવાબમાં જણાવ્યું કે જ્યારથી દારોગાએ ઝેહરે હલાહલ પીધું હતું ત્યારથી તેની તબીયત ઉપર ઝેરે અસર કરી ન હતી. તેનું મુખ્ય કારણ એ છે કે તેની પ્રકૃતિ, માનસ અને લાગણીઓ તેની માશૂકા–પ્રિયતમા પ્રત્યે આકર્ષાયેલી હતી; પણ તેની પ્રિયતમા સમાગમમાં આવતાં જ તેની પ્રકૃતિનો ઝોક બદલાયો અને લાગણીઓના તીવ્ર ઉશ્કેરાટમાં દબાયેલા ઝેરની અસર ઉદ્‌ભવવાથી તે મરણ પામ્યો.

મુગલ યુગના આ મહાન હકીમ અને નબ્બાઝ શાહી દરબારની ઘણી જ માનીતી વ્યક્તિ હતા.

'આસારે રહીમી' જોતાં જણાય છે કે હકીમ રૂહુલ્લાહ (રહ.) વધુ વખત અમદાવાદ અને ભરૂચમાં ગાળતા હતા.

અકબર બાદશાહની ફરમાયશથી હકીમ સાહેબે ફારસી ભાષામાં તિબ્બ (વૈદ્યક) સંબંધી ફવાઈદુલ ઈન્સાન નામક ગ્રંથ હિજરી ૯૯૭માં લખ્યો હતો. આપના ખાનદાનમાં આ ગ્રંથ અત્યારે મવજુદ છે.

આપના વંશજો પાસે 'તકવીમુલ અબ્દાન' લેખક–યહ્યા બિન ઈસા બિન જઝલા વગેરે પુસ્તકો પણ સુરક્ષિત છે.[1]

---

[1] ગુજરાતકી તમદુની તવારીખ

આપ હઝરતના વંશજ હકીમ સૈયદ મીર રૂહુલ્લાહ સાનીએ 'લઝઝતુલ હયાત' નામનો યુનાની વૈધક ગ્રંથ ઇ.સ. ૧૭૪૫–૪૮માં ભરૂચ ખાતે લખ્યો હતો.

હકીમ રૂહુલ્લાહ (રહ.)ના એક વંશજ હકીમ અબ્દુલ્લાહ ઉર્ફે મુલ્હેરી (રહ.)નો મઝાર સુરત ખાતે બડેખાંના ચકલામાં છે.

હકીમ સાહેબની એક સાહિબઝાદી બીબી ઝયનબના લગ્ન ભરૂચના સૈયદ હસન બિન સૈયદ મહમૂદ બગદાદી અલ હુસૈની સાથે થયા હતા અને તેમના ફરઝંદ સૈયદ લુત્ફુલ્લાહ પણ હકીમ હતા.

આપ હઝરતની વફાત ભરૂચ ખાતે હિજરી ૧૦૬૫ માં થઈ.

## સૈયદ અબ્દુલહલીમ કાદિરી (રહ.)

**સ્થળ** : અંકલેશ્વર, જિ.ભરૂચ

પિતાજીનું નામ સૈયદ મુસ્તફા કાદરી હતું. આપ હુસૈની સૈયદ હતા. આપનો વંશીય સિલસિલો સૈયદ અબ્દુલ કાદિર જીલાની (રહ.)થી જઈ મળે છે. પિતાજી પાસેથી જ કાદરિયા સિલસિલાની ખિલાફત મેળવી.

હંમેશા આપ (રહ.) ઝિક્ર, રિયાઝત અને મુજાહદામાં મશગૂલ રહેતા. આપની ગણના અગ્રગણ્ય મશાયખોમાં થતી હતી.

આપ (રહ.) સાહિબે કરામાત–ચમત્કારિક મહાપુરુષ હતા. આપ (રહ.)ની કરામતો તઝકિરતુલ અવલિયા, બરકાતુલ અવલિયા અને સિયરુલ અવલિયામાં નોંધાયેલી છે. શહેનશાહ જહાંગીરે બુરહાનપૂરથી ગુજરાત તરફ પ્રયાણ કર્યું ત્યારે અંકલેશ્વર ખાતે શાહ અબ્દુલહલીમ (રહ.)ની મુલાકાત લીધેલી. શહેનશાહ મળવા અર્થે

આપની ખાનકાહે આવ્યો ત્યારે હઝરતના હુજરામાં પ્રવેશવાનો દરવાજો સાંકડો જોઈ ખચકાયો. શહેનશાહનો આ ખચકાટ હઝરત કશ્ફથી પામી ગયા. હઝરતે પ્રવેશદ્વાર તરફ આંગળી ચીંધતા તે વિશાળ થઈ ગયો. હુજરો પણ પ્રકાશિત અને પહોળો બની ગયો. હઝરતની આ કરામત જોઈ શહેનશાહ ઘણો જ પ્રભાવિત થયો. શહેનશાહ પોતાના સાથીઓ સાથે હુજરામાં પ્રવેશ્યો અને હઝરતના દીદારથી પાવન થયો. હઝરતને ખાનકાહના નિભાવ માટે તેણે કેટલાક ગામો ભેટ ધર્યા.

બીજી કરામત એવી નોંધાયલી જોવા મળે છે કે શહેનશાહના લશ્કરની હઝરતે દાવત કરી. એક દેગમાં જમણ બનાવી ઉપર કપડું ઢાંકી દઈ આખા લશ્કરને જમાડયું, છતાંય તે ખૂટયું નહિ.

ગામ તડકેશ્વર, જિલ્લા સુરતના જનાબ ઈસ્માઈલ મુહમ્મદ દેસાઈના ત્યાં શહેનશાહ જહાંગીરનું એક ફરમાન સચવાયેલું છે, તેમાં હઝરતની કરામત આ રીતે લખવામાં આવી છે :

“શહેનશાહ (જહાંગીરે) અંકલેશ્વર પાસેની સુખીયા વાવ આગળ (લશ્કર સાથે) પડાવ નાંખ્યો. અહીં હલીમશાહે કરામત બતાવી. ફકત એક જ દેગમાં ખાણું રંધાવડાવી આખા લશ્કરને પેટ ભરી જમાડયું. કેટલાકે તો બે બે વખત ખાધું. હઝરતના આ ચમત્કારથી શહેનશાહ ઘણા જ પ્રભાવિત અને પ્રસન્ન થયા. હઝરતના વિશાળ લંગરખાનાના ખર્ચ માટે તેમને રોકડ રકમ તથા બે ગામ નજરાણામાં આપ્યા..........”

આ ફરમાન હિજરી સન ૧૦૧૭ ઈ.સ.૧૬૦૮માં લખાયલું છે. આ ફરમાનમાંની સાલ તથા શહેનશાહ જહાંગીરના ગુજરાત ઉપરના હુમલાની તવારીખોએ નોંધેલ સાલ વચ્ચે તફાવત છે. વળી,

તઝકિરતુલ અન્સાબ અને બીજી તવારીખોએ હઝરતના વફાતની સાલ ૧૦૦૫ હિજરી ૧લી રજબ લખેલ છે. આ શાહી ફરમાન ખરું હોય તો હઝરતની વફાતની સાલ ખોટી પુરવાર થાય છે. આ એક સંશોધનની બાબત છે.

કેટલાકો હઝરતને શાહ અબ્દુલહલીમ ભંડારી તરીકે સંબોધે છે. હઝરત (રહ.)નો મઝાર અંકલેશ્વર કસ્બામાં છે. કબર ઉપર લાકડાની છત્રી ગુજરાતના સુબા મુરતઝાખાન બુખારીએ બનાવડાવેલી છે.

## હઝરત સરવર શાહ (રહ.)

**સ્થળ :** સારોદ, તા.જંબુસર, જી.ભરૂચ

નામ સિરાજુદ્દીન, પરંતુ આપ (રહ.) સરવર શાહ ઉર્ફે સુલતાન શાહના નામે ઓળખાય છે. આપ હઝરત ગુજરાતના સુલતાન મહેમૂદ બેગડાના લશ્કરમાંના એક સૈનિક હતા. સુલતાને પાવાગઢ ઉપર ઘેરો ઘાલ્યો ત્યારે આપ હઝરત લશ્કરમાં શામેલ હતા. ઘેરાના સમય દરમિયાન તંબૂઓ ફાટી ગયા. આથી નવા તંબૂઓ ખડા કરવા માટે સૂતર તથા કાપડ લેવા બેગડાએ માણસો ભરૂચ મોકલ્યા. આટલું બધું સૂતર તથા કાપડ તાત્કાલિક કઈ રીતે આપવું એ વિચારે જુલાહા–વણકરો ગભરાઈ ગયા. તેઓ પીર મુહમ્મદ કાઠી અથવા કાઠ (રહ.) પાસે ગયા અને પોતાની અકળામણ જણાવી. હઝરત મુહમ્મદ કાઠ (રહ.) એ સૂતરનું પીંડુ એક બદનામાં નાંખ્યું અને કહ્યું કે, હવે બદનાના નાળચા મારફતે જેટલું સૂતર જોઈએ એટલું ઉતારી લો. પરિણામે જરૂર પૂરતું સૂતર વણકરોએ ઉતારી લીધું. આ ચમત્કારની વાત સૂતર લેવા આવેલા માણસોએ બાદશાહને કરી. હઝરતની મહાનતાથી પ્રભાવિત બની સુલતાન બેગડાએ પાવાગઢની જીત થાય એવી દુઆ કરવા હઝરત કાઠ (રહ.)ને

કહેવડાવ્યું. હઝરતે બાદશાહને કહેડાવ્યું કે, તમારા લશ્કરમાંના કામિલ વલી–પીર સરવરશાહ સૈનિક તરીકે છે, તેમની જ પાસે દુઆ કરાવો. અંતે હઝરત સરવર શાહ (રહ.)ની દુઆથી પાવાગઢ જીતાયું.

લડાઈ પૂરી થયા પછી હઝરત સરવર શાહ (રહ.)એ લશ્કરમાંથી રજા લઈ લીધી અને ભરૂચ તરફ પ્રયાણ કર્યું. ભરૂચ જતાં રસ્તામાં પેટલાદ આવતાં પોતાના પીર ભાઈ સરજન શાહના મકાન ઉપર ગયા. આ વખતે હઝરત સરજન શાહ (રહ.) કૂવો ખોદવાના કામમાં મગ્ન હતા. સરવર શાહ (રહ.)એ તેમને કહ્યું કે, તમો કૂવો તો ખોદો છો; પરંતુ એમાંથી પાણી ખારું નીકળશે. આ સાંભળી હઝરત સરજન શાહ (રહ.)એ સ્મિત કરતાં કહ્યું કે, તમારો વસવાટ પણ ખારા પાણીની ધરતી ઉપર જ થવાનો છે.

## શૈખ ઈબ્રાહીમ સત્તારી (રહ.)

**સ્થળ** : બુરહાનપુર, મૂળ ભરૂચના રહેવાસી હતા

પ્રખ્યાત મશાયખ હઝરત ગૌસ ગવાલિયરીના શત્તારીયા સિલસિલામાં મુરીદ હતા. ગુજરાત અને બહારના અસંખ્ય માણસોએ આપ હઝરતથી રૂહાની ફૈઝ મેળવ્યો છે. પોતાના મુરીદો પ્રત્યે આપ્તજનો કરતાં ય વધુ મુહબ્બત રાખતા હતા. તેઓની ઈસ્લાહ–સુધારણાની ઘણી ચીવટાઈ કાળજી રાખતા હતા. તેઓના પ્રશ્નો ઉકેલવા સદા આતૂર રહેતા.

દક્ષિણના સુલતાન મુહમ્મદશાહ ફારૂકી તથા તેનો વજીર સૈયદ ઝૈનુદીન આપનો મુરીદ થતાં આપે લોકોને મુરીદ બનાવવાનું બંધ કર્યું. તેનું કારણ પૂછતાં જવાબમાં જણાવ્યું કે સુલતાન મારો મુરીદ થવાથી લોકો ગેરમાર્ગે ન દોરવાય આથી મેં મુરીદ બનાવવાનું બંધ કર્યું છે.

હિ.સ.૯૯૯ માં બુરહાનપુરમાં આપ હઝરતની વફાત થઈ.[1] સુલતાન મુહમ્મદના મકબરામાં મઝાર છે.

## બાબા રુસ્તમ (રહ.)

**સ્થળ** : પરીએજ, તા. ભરૂચ

તવારીખમાં આપ હઝરત વિશેની વિસ્તૃત માહિતી મળતી નથી. સદા ઈબાદત–રિયાઝતમાં તલ્લીન રહેતા. દુનિયાથી તદન નિસ્પૃહ–બેપરવા રહેતા. હાજતમંદો તથા દુ:ખિયાઓની સદા ભીડ લાગેલી રહેતી. દ્વારેથી કોઈ નિરાશ–ખાલી હાથ પાછું ન ફરતું. જે કાંઈ મોઢેથી બોલતા તે તરત જ થઈ જતું. એટલે કે બારગાહે ખુદાવંદીમાં આપની દુઆ તરત જ સ્વીકારાઈ જતી.

૮૩૫ હિજરીમાં વફાત થઈ. પરીએજ, તા. જિ. ભરૂચમાં આપ (રહ.)નો મઝાર છે.

## સૈયદ મુહમ્મદ શામી (રહ.)

**સ્થળ** : ઓસારા, તા.ભરૂચ

પિતાજીનું નામ બરકાત હતું. હઝરત સૈયદ મુહમ્મદ પ્રથમ ભરૂચ શહેરમાં રહેતા હતા; પરંતુ જીવનના પાછલા વરસોમાં ઓસારા ખાતે દીની તબ્લીગ તથા રૂહાની ફૈઝ દ્વારા લોકોની સેવા કરી. આપ હઝરત મૂળ શામ (સિરીયા)ના વતની હતા. પોતે હાફિઝે કુર્આન અને ઉમદા કારી હતા. શહેનશાહ જહાંગીરે આપ હઝરતને ભરૂચ તાલુકાનું ઓસારા ગામ ઈનામમાં આપ્યું હતું.

---

[1] ખલીલુર્રહમાનથી વફાતની તારીખ નીકળે છે. (ગુલઝારે અબરાર)

હિજરી ૧૧૫૩ માં ૨૯ રબીઉલ અવ્વલે હઝરતની વફાત થઈ હતી. મઝાર ઓસારા ગામમાં છે.

## હઝરત પીર મઝહર શાહ (રહ.)

**સ્થળ : કંથારીઆ, તા. ભરૂચ**

પોતાના સમયના માનવંત તથા સાહિબે કરામાત બુઝુર્ગ ગણાય છે.

## પીર સૈયદ મુહમ્મદ કુત્બુદ્દીન રિફાઈ (રહ.) (પાપડીયા પીર)

**સ્થળ : કંથારીઆ, તા.ભરૂચ**

પિતાજી મુહમ્મદ સાલેહ (રહ.) તબ્લીગ અર્થે નવાબી કાળમાં ભરૂચ પધારી સ્થાયી થયા. મુહમ્મદ સાલેહ (રહ.) રિફાઈયા સિલસિલાના સાહિબે કરામાત બુઝુર્ગ હતા. આપ હઝરતથી આકર્ષાઈ–પ્રભાવિત થઈ નવાબે લાલ બજારમાં વિશાળ જગા આપી, જયાં આપ હઝરતે મસ્જિદ અને ખાનકાહ સ્થાપી. આ મસ્જિદ અત્યારે તેલીયા મસ્જિદ તરીકે જાણીતી છે. આ મસ્જિદ ખાનકાહે રિફાઈયા તરીકે પણ પ્રસિદ્ધ છે.

હઝરત મુહમ્મદ સાલેહ (રહ.)ના સાહિબઝાદા સૈયદ મુહમ્મદ કુત્બુદ્દીન હતા. પિતાજી પાસેથી જ ઉચ્ચ દીની તાલીમ તેમ જ ખિલાફત મેળવી પોતાના સમયના જાણીતા પીર અને બુઝુર્ગ હતા. ઘણા પટેલ કુટુંબો હઝરતથી બયઅત હતા અને ફૈઝયાબ થયા હતા. કંથારીઆ ગામનું પાપડીયા કુટુંબ આપ હઝરતથી ઘણું નિકટ તથા અકીદતમંદ હતું. આપ હઝરતના મઝાર માટે આ કુટુંબે

કંથારીઆ પાસે જમીન વકફ કરી હતી. આથી આપ હઝરત પાપડીયા પીર તરીકે ઓળખાય છે. આપ હઝરતનો મઝાર કંથારીઆ પાસે છે.

આપ હઝરતના સાહિબઝાદા સૈયદ અલી રઝા હતા. જેમનો મઝાર ભરૂચ ખાતે તેલીયા મસ્જિદમાં છે. સૈયદ અલી રઝાના સાહિબઝાદા સૈયદ સજ્જાદ અલી અત્યારે હયાત છે.

પીર સૈયદ મુહમ્મદ કુત્બુદ્દીન (રહ.)ના ભાઈ સૈયદ શમ્સુદ્દીન હતા. જેમનો મઝાર તેલીયા મસ્જિદમાં છે. તેમના સાહિબઝાદા ડૉ. મુહમ્મદ અલી અને તેમના સાહિબઝાદા ભરૂચના પ્રખ્યાત ડૉ. મર્હૂમ સૈયદ બબર અલી હતા.



بسم الله الرحمن الرحيم

# સુરત

# શહેર તથા જિલ્લાની તવારીખ અને અવલિયાએ કિરામ

- ☆ સુરત શહેરની સંક્ષિપ્ત તવારીખ
- ☆ બનાવટી ઈમામ મેહદી
- ☆ તવારીખી સ્થળો
- ☆ સુરત જિલ્લાના સુન્ની વહોરા
- ☆ પટની સુન્નત જમાઅત
- ☆ રાંદેર
- ☆ કામરેજ
- ☆ લાજપુર
- ☆ ડાભેલ
- ☆ કફલેતા
- ☆ તડકેશ્વર
- ☆ આઝાદીની લડત અને સુરતના મુસલમાનો

# સુરતના અવલિયાએ કિરામ

★ ખ્વાજા જમાલુદ્દીન દાના (રહ.)

★ શાહ નૂરુલ્લાહ હમદાની (રહ.)

★ ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહ.)

★ શૈખ હસન જીવ સુરતી (રહ.)

★ સૈયદ અહમદ ઉર્ફે સૈયદ મિયાં (રહ.)

★ સૈયદ મુહમ્મદ એદ્રુસ (રહ.)

★ સૈયદ મુહમ્મદ મુસ્તફા એદ્રુસ (રહ.)

★ સૈયદ જઅફર એદ્રુસ (રહ.)

★ હઝરત ઝિયાઉદ્દીન મિયાં મઅસૂમ (રહ.)

★ સૈયદ કમાલુદ્દીન મલબારી (રહ.)

★ સૈયદ અલી અલ એદ્રુસ (રહ.)

★ સીદી મુહમ્મદ (રહ.)

★ સૈયદ અબ્દુલ વહ્હાબ બુખારી (રહ.)

★ શાહ નસરુલ્લાહ વલી (રહ.)

★ શાહ હલીમ (રહ.)

★ શાહ ખયરુલ્લાહ (રહ.)

★ શાહ ફાઝિલ (રહ.)

★ સૈયદ સઅદુલ્લાહ (રહ.)

★ હાજી મુહમ્મદ તકરૂરી (રહ.)

★ સૈયદ અબ્દુર્રહીમ બગદાદી (રહ.)

★ મૌલાના નૂરમુહમ્મદ શાહ નગર (રહ.)

★ ચાંદ પીર શહીદ (રહ.)

★ સૈયદ ફતહ નૂર સુરતી (રહ.)

★ હઝરત કુતુબશાહ કાદિરી (રહ.)

★ સૈયદ ઐદીદ (રહ.)

★ હઝરત હબીબ શાહ (રહ.)

★ સૈયદ મુહમ્મદ મગરિબી (રહ.)

★ હાફિઝ અબ્દુર્રહમાન કારી (રહ.)

★ હઝરત મુહમ્મદઅલી જિન્ની (રહ.)

★ હઝરત યૂસુફ શાહ (રહ.)

★ હઝરત સૂફી સુલયમાન (રહ.)

★ હઝરત રહમુલ્લાહ (રહ.)

★ ખ્વાજા શાહ મુહમ્મદ ચિશ્તી (રહ.)

★ સૈયદ મુહમ્મદ સાલિસ (રહ.)

★ નવશહીદ (રહ.)

★ સૈયદ અબ્દુલ વહહાબ બુખારી (રહ.)

★ સૈયદ અબ્દુર્રહીમ રિફાઈ (રહ.)

★ બાબા અલી શેર (રહ.)

★ સૈયદ ફત્હુલ્લાહ જીલાની (રહ.)

★ હઝરત અશરફી (રહ.)

★ મૌલાના ખયરુદ્દીન (રહ.)

★ હઝરત મૂસાજી (રહ.) – તડકેશ્વર

★ હઝરત મૌલાના નિઝામુદીન (રહ.) – તડકેશ્વર

★ હઝરત સૂફી સુલયમાન (રહ.) – લાજપુર

★ મૌલાના મુફતી મરગૂબ અહમદ લાજપુરી (રહ.) – લાજપુર

★ મૌલાના અબ્દુલહઈ કફલેતવી (રહ.) – કફલેતા

★ સૂફી આબિદમિયાં ઉસ્માની (રહ.) – ડાભેલ

★ હઝરત પીર મોટામિયાં (રહ.)– માંગરોળ

★ રાંદેરના બુઝુર્ગો

# સુરત

હીરા અને બીજા ઉદ્યોગ ક્ષેત્રે હરણફાળ ભરતું સુરત પ્રાચીન શહેર છે; પરંતુ ભરૂચ જેટલું પ્રાચીન શહેર નથી. એક સમયમાં આ શહેરનું ક્ષેત્રફળ લગભગ સાડા ચારસો એકર હતું. અત્યારે તેનો વિકાસ થયેલો જોતાં તેનું ક્ષેત્રફળ એથી પણ વધ્યું છે.

સુલતાન કુત્બુદ્દીન અયબકે ઈ.સ.૧૧૯૫ માં ભીમદેવને હરાવી સુરત અને રાંદેર જીત્યા. ઈ.સ.૧૩૪૭ માં મુહમ્મદ તઘલખના વખતમાં સુરતમાં બળવો થયો હતો; પરંતુ શાહી ફોજે તે દાબી દીધો હતો. ઈ.સ.૧૩૪૭ માં ફીરોજ શાહ તઘલખે ત્યાં એક કિલ્લો બનાવ્યો. ઈ.સ.૧૫૧૪ માં બાર્બોસા નામના પોર્ટુગીઝ મુસાફરે લખ્યું છે કે, સુરત એક મોટું બંદર છે. ઈ.સ. ૧૫૩૧ માં પોર્ટુગીઝોએ એને આગ લગાડી સળગાવી મૂક્યું હતું. ગુજરાતના સુલતાને ઈ.સ.૧૫૪૬ માં અહીં એક મોટો કિલ્લો બંધાવ્યો. ઈ.સ.૧૫૭૨ માં ઉમરાવ મિરઝાના કબજામાં આવ્યું અને ઈ.સ.૧૫૭૩ માં અકબર બાદશાહે તે જીતી લીધું. ૧૬૦ વરસ સુધી એ મોગલોના જમાનામાં હિન્દુસ્તાનનું સૌથી મોટું બંદર હતું. ઈ. સ. ૧૬૦૬ માં અંગ્રેજો આવ્યા. મુકર્રબખાને તેમને વેપાર કરવાની રજા આપી. ઈ.સ.૧૬૧૩ માં ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ સિવાલીમાં મુકામ કર્યો. ઈ.સ.૧૬૧૮ માં સર ટોમસરો અજમેરમાં જહાંગીરને મળ્યો અને વેપારના હક્કો મજબૂત કર્યા. આ શહેરના લોકો ઘણા માલદાર હતા. શિયાળામાં અહીં એક પણ મકાન મેળવવું મુશ્કેલ થઈ પડતું. દુનિયાના દરેક વિભાગમાંથી લોકો ત્યાં જહાઝ લાવતા હતા. અહીંથી રેશમી અને સુતરાઉ કાપડની નિકાસ થતી. કાચું રૂ ચીન સુધી જતું હતું.

મુસલમાનો હજ કરવા આ બંદરેથી જ જતા. આ કારણથી તે બાબુલ મક્કા—મક્કાના દરવાજા તેમ જ બંદર મુબારક—પવિત્ર બંદર તરીકે ઓળખાતું હતું. ફ્રેંચ અને ડચ લોકોની ત્યાં કોઠી હતી. આવા આબાદ અને ભરપુર શહેરને ઈ.સ. ૧૬૬૪માં શિવાજીએ પહેલી વાર લૂંટયું. લૂંટમાંથી દોઢ કરોડ રૂપિયા વસૂલ કર્યા. ઈસવી સન ૧૬૬૯માં ફરીથી તેણે સુરત લૂંટયું. ઈ.સ. ૧૭૦૦ના અંત ભાગમાં એની સુંદરતા એટલી બધી હતી કે કોઈ પરદેશી તેની મુલાકાત લીધા વિના પાછો જતો ન હતો. ઈ.સ. ૧૭૫૯માં મરાઠાઓ સાથે વાટાઘાટો કરી અંગ્રેજોએ તેનો કબજો લીધો. ઈ.સ. ૧૭૯૧માં ત્યાંના નામના જ નવાબ સાહેબની વફાત થઈ. ઈ.સ. ૧૮૦૦ની ૧૫ મે—ના રોજ મિ. ઝેલેની પ્રથમ કમિશ્નર તરીકે નિમાયા. ઈ.સ. ૧૮૧૭ માં પૂનાના મરાઠાઓની સુલેહથી એ અંગ્રેજોના ભાગ થઈ ગયું. ત્યારથી જ સુરત અને રાંદેર અંગ્રેજોના હાથ નીચે ગણાયા છે. ઈ.સ. ૧૮૧૦માં મુસલમાનોએ ત્યાં તોફાન મચાવ્યું જે દાબી દેવામાં આવ્યું. ઈ.સ. ૧૮૫૭માં ઈદરુસ ખાનદાનની લાગવગથી સુરતના લોકોએ અંગ્રેજો સામેના બળવામાં ભાગ ન લીધો.

ઇ. સ. ૧૬૩૩, ઈ.સ. ૧૭૧૭, ઇ. સ.૧૭૪૭, ઇ. સ.૧૭૯૦, ઇ. સ. ૧૮૦૩, ઇ. સ.૧૮૫૬ ની સાલોમાં આ જિલ્લામાં દુકાળ પડયા. છેલ્લા દુકાળમાં લગભગ ત્રીસ હજાર માણસો મરણ પામ્યા. તાપી નદીની રેલથી આ શહેરને બહુ જ નુકસાન વેઠવું પડયું.[1] મોગલોના જમાનામાં ત્યાંની વસ્તી ૧૨ લાખથી વધુ હતી.

આપણે ટૂંકમાં સુરતની તવારીખ જોઈ. હવે આપણે સુરતમાં કેટલાક બનેલા ઐતિહાસિક બનાવો, સુરતના ઐતિહાસિક સ્થળો અને સુરત જિલ્લાના મુસલમાનોની જરૂરી માહિતી જોઈશું.

[1] તારીખે ગુજરાત—પ્રોફે. સૈયદ અબૂ ઝફર નદવી.

## બનાવટી ઇમામ મેહદી

ઇ.સ. ૧૮૧૦ માં ઉત્તર હિન્દુસ્તાનના એક બુઝુર્ગ મિયાં અબ્દુર્રહમાને સુરત જિલ્લાના બોઢાણમાં આવી પડાવ નાંખ્યો. તેઓ ત્યાં તબ્લીગ અને નસીહત–બોધનું કાર્ય અંજામ આપવા માંડયા. તેમના ઉપર ઘણી વખત "જઝબ" અને "સુક" ની હાલત છવાઈ જતી. આ વેળા ભાન ભૂલી તેઓ ખાદિમો તથા મુરીદો નવાઈ પામે એવા શબ્દો ઉચ્ચારતા. લગભગ બધા મુરીદો અને અકીદતમંદો ઈલ્મથી કોરા હતા. બાપુના શબ્દોમાં તેઓને ઈલ્હામ અને ખુદાઈ અહકામ દેખાવા લાગ્યા. તેઓ તે ઉપર અમલ કરવા પ્રેરાતા. એક દિવસે આ મિયાં અબ્દુર્રહમાનની જીભેથી આ શબ્દો સરી પડયા : "અ–ન મસીહુ રૂહુલ્લાહ", "અ–ન મહદિય્યુ આખિરિઝ્ ઝમાન". તેઓ આ વેળા આવા શબ્દો ઉચ્ચારી બોલવા માંડયા કે મને જમીનની અંદરના ખજાના દેખાઈ રહ્યા છે. હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને દીદાર આપી ખિલઅત પહેરાવી હુકમ આપ્યો છે કે તું બધેથી કુફ્રનો નાશ કર, લોકોને હિદાયતના માર્ગે વાળ અને જેઓ તારી વાત ન માને તેમની સાથે જિહાદ કર.

બધા મુરીદો વહોરા કોમના ખેતી કરનારા હતા. પોતાના પીરના શબ્દો અને હિદાયત ફેલાવવા તેમણે માંડવી, ધરમપુર, વાંસદા, સુરત, ભરૂચ અને વડોદરા સુધી પત્રો લખી મોકલ્યા કે હઝરત મેહદી (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.) આવી પહોંચ્યા છે. માટે લોકોએ ખોટા રસ્તા છોડી સુન્નતના રસ્તે ચાલવું. તેઓએ હથિયારો ધારણ કરી એક ફોજ બનાવી.

માંડવીના રાજાને આ વાતની ખબર પડી. તેણે ખાતરી કરવા થોડાક માણસો બોઢાણ મોકલ્યા; પરંતુ ત્યાં આ માણસોને મારી

નાંખવામાં આવ્યા. વહોરાઓની આ ફોજે માંડવી ઉપર ચઢાઈ કરી અને ત્યાંના વજીરને મારી નાંખ્યો. રાજા ગભરાઈ નાસી છૂટયો. મિયાં અબ્દુર્રહમાને માંડવી ઉપર કબજો કરી લીધો. સુરત ઉપર હુમલો કરી તે જીતી લેવાનો તેનો ઈરાદો હતો. માંડવી ઉપર ૨૦ દિવસ રાજ કર્યું હતું. અંગ્રેજ મી.કાર્ડે ધનજીશાહની સરદારી નીચે એક લશ્કર મોકલ્યું. મિયાં અબ્દુર્રહમાનની ફોજ સાથે લડાઈ થઈ. મિયાં અબ્દુર્રહમાનની ફોજના ઘણા માણસો મરાયા અને તે હારી જઈ સુરતની રોશન ઝમીરની મસ્જિદમાં બે મહિના સુધી વેશપલ્ટો કરી છુપાઈ ગયો. એ પછી તે હૈદ્રાબાદ તરફ ભાગી ગયો.[૧] આ લડાઈમાં તેના અકીદામાં ફસાયલા ૨૦૦ જેટલા સુન્ની વહોરા માર્યા ગયા.[૨]

## તવારીખી સ્થળો

ગુજરાતના સાંસ્કૃતિક ઈતિહાસમાં અનેક દષ્ટિએ સુરત શહેરનું સ્થાન મહત્ત્વનું છે. સુરતની પ્રાચીનતા ગુજરાતના બીજા બંદરો જેટલી કહી શકાય નહીં. છતાં પણ તાપી નદી અને સૂર્યપુર નામને જે પૌરાણિક સ્વરૂપ મળ્યું છે તે જોતાં મુસલમાન સમયની શરૂઆતમાં એ સ્થળને મૂકી શકાય. સુરતનો પ્રસિદ્ધ કિલ્લો સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં બંધાયો. કેટલાકોનું માનવું છે કે સુરત એક નાનું ગામડું હતું. તેનો વિસ્તાર મુઝફ્ફરશાહના સમયમાં વધ્યો. જો કે સોળમી સદીમાં ફિરંગીઓએ રાંદેર ભાંગ્યું ત્યાં સુધી સુરત કરતાં રાંદેર અગત્યનું સ્થળ હતું. હવે સુરતના કેટલાક ઐતિહાસિક સ્થળોની વિગત જોઈએ.

**ગોપી તળાવ** : મલિક ગોપીનાથ સુલતાન મહમૂદ બેગડાના સમયમાં રાજ્યમાં સારી પદવી ઉપર હતો. સુલતાન મુઝફ્ફરશાહ

---

[૧] તારીખે સુરત [૨] સુરત ગેઝિટીયર પુસ્તક – ૨, પૃષ્ઠ : ૧૫૫

બીજાના અમલમાં તો એ મલિક સારંગની સાથે રાજ્યનો મુખ્ય પ્રધાન હતો. એ જ્યારે ભરૂચ અને સુરતનો સૂબો હતો ત્યારે સુરતમાં એણે ગોપીપરું વસાવેલું. સુરતનો એક ખાસ લત્તો આજેય એ નામથી ઓળખાય છે. એણે શહેરની બહાર એક માઈલના ઘેરાવાનું મોટું તળાવ બંધાવ્યું, તે ગોપી તળાવ કહેવાતું હતું. અમદાવાદના કાંકરિયા તળાવની પેઠે એ બહુકોણ આકૃતિનું હતું. ચારે તરફ પાકી રીતે બાંધેલું હતું. એની વચ્ચે એક બકસ્થલ ઉપર નાનું મકાન બાંધેલું હતું. ત્યાં હોડીમાં બેસી જઈ શકાતું. સત્તરમી સદીમાં આવેલા મુસાફરોએ એનું વર્ણન કરેલું છે. શહેનશાહ અકબરે સુરતના ઘેરા વખતે આ તળાવના કાંઠે પડાવ નાંખેલો. ક્રમે–ક્રમે તે પુરાઈ ગયું.

**સુરતનો કિલ્લો** : ફારસી ઈતિહાસકારોએ આ કિલ્લાના ઉલ્લેખો કરેલા છે. એમાં "તબકાતે અકબરી" મુખ્ય છે. એના લેખક લખે છે કે આ કિલ્લો ઘણો નાનો છે, પણ ખૂબ જ મજબૂત છે. સુલતાન મહમૂદ ત્રીજાના વખતમાં સફર આગાએ એ બાંધ્યો છે. એ પહેલાં ફિરંગી લોકો કિનારાના બંદરોને ઘણો ત્રાસ આપતા હતા. આ કિલ્લો બંધાતો હતો ત્યારે એ લોકોએ હુમલા લાવી બાંધકામ બંધ કરાવવા બનતું કરેલું, પણ એમાં એ ફાવેલા નહિ. છેવટે એમણે ખુદાવંદખાન ખાજા સફરને લાંચ આપી બાંધકામ પડતું મૂકાવવાનો પ્રયત્ન કરેલો, પણ તેમાં એ ફાવ્યા નહિ. આ કિલ્લાની દીવાલો પંદર વાર પહોળી છે અને વીસ વાર ઊંચી છે. પથ્થર, પાકી ઈંટો અને ચૂનાથી દીવાલો બાંધેલી છે. પથ્થરને લોખંડના પટ્ટાથી જકડીને સાંધામાં સીસું રેડેલું છે. એના બુરજો ઉપર એક–એક ચોખંડી બાંધેલી છે. આ ચોખંડીઓ ફિરંગીઓ ખાસ બાંધતા હોવાથી એનું અનુકરણ ન થાય એ માટે એમણે લાંચ પણ આપવા માંડેલી; પરંતુ ચોખંડીઓ બાંધીને પૂરી કરવામાં આવી. તેની લંબાઈ ૩૫ ગઝ હતી અને જમીનની સપાટીથી કંગૂરા સુધીની ઊંચાઈ ૨૦ ગઝ હતી. ઈ.સ.

૧૫૪૩માં એનું કામ પૂરું થયું હતું.[૧]

આ કિલ્લો સંગીન અને ઉત્તમ બાંધણીનો છે. નદી સિવાય ત્રણ બાજુ ૬૦ ફુટ પહોળી નહેર છે, જેના મોરચા ૩૫ વાર પહોળા છે. કિલ્લાની સામાન્ય ઊંચાઈ ૬૦ ફુટ છે. તેનું ઈંટ અને પથ્થરનું ચણતર કામ લોઢાના જાડા સળિયા વડે મઢી લેવામાં આવ્યું છે.[૨]

**સુરતનો કોટ** : ઈ.સ. ૧૭૧૫ માં સુરતના સરદાર હયદર કુલીખાનના વખતમાં ખંભાતના સુબા સૈયદ અકીલખાનના હાથે વરિયાવી દરવાજા આગળથી પહેલી ઈંટ મૂકાવીને "આલમ પનાહ" કોટ બનાવવાની શરૂઆત થઈ.[૩] આ કોટની લંબાઈ સાડા પાંચ માઈલ છે. ઊંચાઈ આશરે ૨૦ ફૂટ અને પહોળાઈ ૮ ફૂટ જેટલી છે.

**મરજાન શામી મસ્જિદ** : એમ કહેવાય છે કે આ મસ્જિદ અને અહીંનો રોજો ખ્વાજા સફર ખુદાવંદખાન માટે તેના પુત્ર રજબ ખુદાવંદખાને બંધાવ્યો હશે; પરંતુ મરજાન શામી શહીદ થઈ અહીં દફન થયા હોવાથી તેમના નામથી તે પ્રસિદ્ધ છે. આ રોજો અમદાવાદી રોજાના ઘાટનો બંધાવેલો છે. એની મરામત પછી તે સુરતમાં અમદાવાદી સ્થાપત્યના મકાન તરીકે જુદો પડી આવે છે. આ રોજામાં સફર સલમાની ખુદાવંદખાનના નામ સાથે ટૂંકો ઉલ્લેખ છે, પણ આજે તે "મિરઝા શામીના રોજા" તરીકે સુરતમાં ઓળખાય છે. એના કારણની નોંધ પણ અહીં લેવી જોઈએ. મરજાન શામી રૂમીખાની નામનો વીર યોદ્ધો મુહમ્મદ ઉલુઘખાન, ભરૂચના[૪] ઈમાદુલ્મુલ્ક અરસલાન તથા ચંગીઝખાનની સેવામાં આ સમયમાં આવેલો. ઈ.સ.

---

[૧]તબકાતે અકબરી, [૨]તારીખે ફરિશ્તા, [૩]મિરાતે અહમદી વો. ૨ ખંડ ૨,
[૪]આ ઈમાદુલ્મુલ્ક અને ચંગીઝખાનની કબરો ભરૂચ ખાતે બાબા રયહાન (રહ.)ની ટેકરી ઉપર છે, જેમનું વર્ણન ભરૂચ પ્રકરણમાં આવી ગયેલ છે.

૧૫૬૦માં તેણે આ અમીરોની નોકરી છોડી ભરૂચથી સ્વયં સેવકોની ટુકડી લઈ પોર્ટુગીજોને સુરતમાંથી હાંકી કાઢવા કમર કસી. દીવ ઉપર ઘેરો ઘાલ્યો. મરજાન શામી ઘણી જ બહાદુરીપૂર્વક મોરચો સંભાળી રહ્યા હતા અને ખોદાયલી ખાઈઓ ઉપર નજર રાખી રહ્યા હતા. એવામાં પોર્ટુગીજોની એક ગોળી છુટી તેના પરિણામે આપ શહીદ થઈ ગયા. એમના શબને સુરત લઈ જઈ સફર ખુદાવંદખાનના રોજામાં દફન કરવામાં આવ્યું. આ મરજાન શામી તવારીખમાં મુજાહિદ અને શહીદ બંને રીતે માન પામ્યા. તેઓ ચમત્કારિક પુરુષ મનાય છે. તવારીખ લખે છે કે સુરતના મુસલમાનો તથા દરિયાઈ ખારવાઓ એમની કબરની ઝિયારતે જાય છે. હાજી દબીરે પોતાના ઈતિહાસમાં તેમની નોંધ લીધી છે. મરજાનનું અપભ્રંશ મિરઝા થઈ ગયું. આથી મિરઝા શામીની મસ્જિદ તથા રોજા તરીકે અત્યારે તે ઓળખાય છે.

**મુગલસરાય** : અત્યારે આ મુગલસરાયના મકાનમાં સુરત મ્યુનિસિપલ કોર્પોરેશનની કચેરીઓ બેસે છે. હિજરી સન ૧૦૫૪ ઈસ્વી સન ૧૬૪૪ માં જહાં આરા બેગમના મુત્સદી હકીકતખાને હિન્દુસ્તાનમાંથી મક્કા શરીફ ખાતે હજ અર્થે જનારા હાજીઓના ઉતારા માટે આ મકાન બંધાવ્યું હતું. આ વિસ્તાર અત્યારે 'મુગલીસરા' નામથી પ્રચલિત છે. ૧૮૫૭ ના બળવા વખતે આઝાદીની તહરીકના કેદીઓને સુરતના કલેકટરે અહીં કેદ કર્યા હતા.

**બેગમવાડી** : શહેનશાહ ઔરંગઝેબના બહેન જહાં આરા બેગમે ઈ.સ. ૧૫૦૦ માં બેગમપુરા ખાતે બેગમવાડી નામનો બાગ બનાવ્યો હતો, જેનો વિસ્તાર ૧૫ વીંઘામાં વિસ્તરેલો હતો.

**સુરતની ઈદગાહો** : હિજરી ૧૦૯૯માં કતારગામ દરવાજા

બહાર બનાવવામાં આવી હતી. હિજરી સન ૧૮૨૯ માં નવાબ મીર અફઝલુદ્દીન સાહેબે તે રીપેર કરાવી હતી.

સલાબતપુરામાં સલાબતખાને ઈસવી સન ૧૬૮૩ હિજરી સન ૧૦૯૫ માં ઈદગાહ બનાવી હતી. સાથે જ એક મસ્જિદ પણ છે.

ત્રીજી ઈદગાહ ગ્રાઉન્ડ–નાનપુરામાં પમ્પિંગ સ્ટેશન છે ત્યાં હતી, પરંતુ અત્યારે તેનું અસ્તિત્વ નથી.

## સુરત જીલ્લાના સુન્ની વહોરા

**સુન્ની વહોરા :** બોમ્બે ગેઝિટીયર લખે છે કે રાંદેર અને સુરતના વહોરાઓ કેટલોક વખત થયો બર્મા અને પૂર્વ આફ્રિકા સાથેના વેપારના લીધે માલદાર અને આબરૂદાર થયેલા છે. ગુજરાતના દક્ષિણ ભાગના શહેરોમાં અને મુંબઈમાં વસતા સુખી સ્થિતિના વહોરાઓએ મેમણોનો પહેરવેશ અથવા સોનેરી કિનારીવાળો અરબી કોટ અને ઓવર કોટ (સાપો) અથવા કમાનવાળી રેશમી પાઘડી પહેરવાં શરૂ કર્યાં છે. તેમની માતૃભાષા આ શહેરોમાં ગુજરાતીમાંથી ઉર્દૂમાં પરિવર્તન પામતી જાય છે. ખેતી કરનારા વહોરાઓ સુન્ની મઝહબના અને ધાર્મિક વૃત્તિવાળા હોય છે. કેટલાક કુરઆને શરીફ પઢી જાણે છે. અને ઘણા નમાઝ પઢવાની કાળજી રાખે છે. લગભગ બધાને પીરઝાદા હોય છે. તેમને તેઓ ઘણું માન આપે છે.

લગ્ન અગાઉ બે ત્રણ દિવસ વાનુદેવ નામના ખાસ દેવના માનમાં તેઓ 'લોંગ' અને 'વાલ'ની દાળ ભેગી કરીને બાફીને વહેંચે છે. મરણ પ્રસંગોએ તેમની સ્ત્રીઓ હિન્દુ સ્ત્રીઓ માફક મોટેથી રડે છે.

આ રીતે બોમ્બે અને સુરત ગેઝેટે આજથી ૧૫૦ વરસ પહેલાના સુરતના સુન્ની વહોરાઓનું ચિત્ર રજૂ કર્યું છે. અત્યારે તો હિન્દુ

રિવાજો તેઓમાં લગભગ સંપૂર્ણ રીતે નાશ પામ્યા છે. પહેરવેશ પણ ઈસ્લામી શરીઅત મુજબનો થયો છે. આના સમર્થનમાં સુરત ગેઝેટ એક સ્થળે લખે છે કે, ઈ.સ. ૧૮૮૦ પછીના વરસોમાં ભરૂચ અને સુરત જિલ્લાઓના ખેતી કરનારા વહોરાઓમાં અને મુખ્યત્વે સુરતથી ઉત્તરે પાંચ માઈલ ઉપર આવેલા 'વરીયાવ' ગામના વહોરાઓએ પોતાના જુના પીરઝાદા ત્યજી દીધા છે. ઈસ્લામમાં તેઓનું યકીન વધતું જાય છે. તેની એક નિશાની તેમની ઓરતોનો પહેરવેશ હિન્દુ ઢબનો હતો તે મટી મુસલમાની થયેલો છે; તે છે. બીજું તેમણે તાડી અને એવાં બીજા નશાવાળા પીણાં પીવાના છોડી દીધા છે. ત્રીજું, તેમણે જંગી જાહેર જમણો કરવાં ત્યજી દીધાં છે તેમજ લગ્ન, મરણ અને બીજા પ્રસંગોના ભારે અને ખર્ચાળ નાતવરા બંધ કર્યા છે. મરણ પ્રસંગોએ રડવા–કૂટવાનો રિવાજ બંધ કર્યો છે. આ પ્રમાણે પરિવર્તન પામેલા વહોરાઓ તેમના બદલાયલા અકીદા છુપાવવા પ્રયત્ન કરતા નથી. તેઓ અંગ્રેજી શિક્ષણ ઈસ્લામ અને નીતિને નુકસાનકારક માને છે. તેને બદલે ઈસ્લામ માટેના નવા ઉત્સાહમાં, ગામડામાંની મસ્જિદોમાં અને રાંદેરના મદ્રસાઓમાં છોકરાઓને ઈસ્લામની મઝહબી તાલીમ આપવામાં આવે છે. ચુસ્ત કહેવાતા સુન્નીઓ અને સુધરેલા ગણાતા સુન્નીઓ વચ્ચે દીની ચર્ચાઓ સામાન્ય થઈ પડી છે. હજી સુધી તે કારણે કોઈની લાગણીઓ દુ:ભેલ નથી અને જુના અને નવા પક્ષ વચ્ચે શાદી અને બીજા સામાજિક સંબંધો કોઈ રીતે તૂટયા જણાતા નથી.

સુરત અને મુંબઈમાં વસતા કેટલાક તવંગર વહોરાઓ સિવાય ગામડાના સુન્ની વહોરાઓ પોતાની કોમ બહાર ભાગ્યે જ પરણે છે. કેટલીક વખત સામાજિક અગત્યના પ્રસંગોએ, સહુના સામાન્ય સવાલો માટે જુદા–જુદા ગામડાના માણસો એકત્ર થયેલા જણાયા છે. તેમના જુદા જુદા ગામડામાં અને તેમના જુદા જુદા વર્ગોમાં તેમની

મૂળ ઉત્પત્તિના ભેદભાવ તેમના અત્યારના સામાજિક વ્યવહારોમાં ચાલુ રહેલ છે. નર્મદા નદીની ઉત્તરના ગામડાવાળાઓ નર્મદા નદીની દક્ષિણના ગામડાવાળા સાથે લગ્ન વ્યવહાર કરતા નથી.[1]

ભરૂચ જિલ્લાના સુન્ની વહોરાઓની વિગતો આપણે અગાઉ ભરૂચ વિભાગમાં જોઈ ગયા.

"નર્મદા નદીના દક્ષિણ કાંઠાથી સુરત જિલ્લાની દક્ષિણ હદ સુધી તથા સુરત જિલ્લાની પૂર્વ સીમાથી પશ્ચિમે અરબી સમુદ્રના કાંઠા સુધીના બધા જ ગામો અને કસ્બાઓમાં જે સુન્ની વહોરાઓ વસે છે તેઓની એક જમાઅત "સુન્ની કઠોરીઆ વહોરા" તરીકે ઓળખાય છે." આ જમાઅતનું બંધારણ ઈ.સ.૧૮૮૪ માં ઘડવામાં આવ્યું હતું. આ બંધારણ ઈ.સ.૧૯૪૬ માં સુધારા વધારા સાથે પ્રસિદ્ધ થયું છે. તેમાં આ જમાઅતની મુખ્ય કચેરી સુરતમાં હોવાનું જણાવ્યું છે.

ઈ.સ.૧૮૧૩ માં "અગણોતરા" નામે ઓળખાતો કારમો દુકાળ પડયો. ઈ.સ.૧૮૧૯ માં ભયંકર ધરતીકંપ થયો. ઈ.સ.૧૮૩૫ અને ઈ.સ. ૧૮૮૩ માં મોટી રેલો આવી. તે પછીના વર્ષોમાં તીડો ત્રાટકી પડયા, તેથી ખેતી અને ઘાસ–ચારો નાશ પામ્યો. ચોર લૂંટારાની ધાડો પડવા માંડી. એ ઉપરાંત ગરાસિયા જાગીરદારોની જોહુકમી વધી પડી. જેથી એમને મોં માંગ્યું આપવું પડતું હતું. એ સિવાય ગામના પટેલોની દાદાગીરી તો ચાલુ જ હતી. એવા એક ઝાલિમ પટેલ અહમદના ત્રાસથી અકળાઈ કેટલાક કુટુંબો કઠોરથી વરાછા હિજરત કરીને આવ્યા.

દોઢ સો વરસ પહેલાં વહોરા કુટુંબો વરાછામાં આવીને આબાદ

---

[1] ઇસ્લામી શરીઅતની રૂએ આ બંને વિભાગના લોકો ઘણાં નિકટ છે. એથી આ ભેદભાવ પણ દૂર થવો જોઈએ – લેખક

થયા ત્યારે અહીં હિંદુ, જૈન, રાજપુત અને મુસલમાન પાજણીગરાઓની વસતી હતી. આજે પરાના નામે જે વિસ્તાર છે તે, ત્યારે ગામનું પાદર હતું. આ પાદર ઉપર એમણે ઘરો બાંધ્યા અને ખેતીવાડી તથા દોરી વણવાનું કામ કરવા લાગ્યા. ઈ.સ. ૧૮૫૮માં અમરેલી ગામે રેલ્વેનું પહેલું કારખાનું નંખાયું ત્યારે એમાં કેટલાક નોકરી ઉપર લાગી ગયા. કેટલાક વરાછાથી ખાનદેશ સુધી ગાલ્લાં–ગાડાં ભરીને માલ લઈ જતા અને લાવતા હતા. ઈ.સ.૧૮૭૦ ની આસપાસથી વહોરાઓ પરદેશ જવા લાગ્યા. આજે પણ મોરીસમાં વઈદ અને માલ, આફ્રિકામાં ભૈયાત અને મોતાલા, બર્મામાં દાદાભાઈ, વોરાજી, જાંદવત અને બાઝી કુટુંબની પેઢીઓ ચાલે છે[1]......

આ જમાઅતમાં ગામ ગામની જુદી જુદી અટકો છે. જમાઅતના ઘણા કુટુંબોની અટક પાછળ "ત"નો પ્રત્યય લાગે છે. દાખલા તરીકે લંબાત, ગંગાત, બોબાત, જસાત, બદાત, સીદાત અને જાદવત વગેરે. આમાંથી કેટલીક અટકો ધંધાર્થે પડી છે. દાખલા તરીકે વાવડા. વાવડાઓમાંથી કોઈએ વૈદું કરેલું તેથી વઈદ કહેવાયા. આ જ રીતે ટીમોલમાંથી લાકડાનો વેપાર કરનારા અમલા કહેવાયા. શહેનશાહ જહાંગીરે તડકેશ્વરના એક પટેલ વહોરા કુટુંબને બખેડો અટકાવવા માટે બસો વીંઘા જમીન આપેલી તેથી તેઓ દેસાઈ કહેવાયા. આમ, દેસાઈ અટક જમીનદાર ઉપરથી પડી છે. ફારસીમાં દેહનો અર્થ જમીન અને શાઈનો અર્થ ધરાવનારો થાય છે. આમ દેહ–શાઈનું દેસાઈ થયું.

શહેનશાહ જહાંગીરે (ઈ.સ. ૧૬૦૫–૧૬૨૭) તડકેશ્વરના દેસાઈ કુટુંબને જે ફરમાન મોકલ્યું હતું તેમાં ઉલ્લેખ છે કે,

[1] આ કુટુંબોમાંના કેટલાક અત્યારે યુ.કે. અને અમેરિકામાં છે.

તુગલકોના સમયમાં તુર્ક લશ્કરે ભીમનગર ફતેહ કર્યુ. ત્યાંનો રાજા રૈયત સાથે મુસલમાન થયો. તેને મુત્તલે–ઉલ–ઈસ્લામનો ખિતાબ આપ્યો અને દિલાવરખાન નામ રાખ્યું. આ ફરમાનમાં વહોરાઓ અંગે ઉલ્લેખ છે કે વહોરાઓ ગોળ લાંબી ટોપી પહેરે છે, જે 'કુલાહે બવાહિર' તરીકે ઓળખાય છે અને તેઓને બાદશાહ તરફથી પટેલ તથા મોતલીયા (મોતાલા) ખિતાબ આપવામાં આવે છે.

આ કોમના ઈસ્લામ સ્વીકાર અંગે આધારભૂત હકીકતો મળતી નથી.

૧૩મી સદીમાં હલાકુએ અમદાવાદની અબ્બાસી ખિલાફત તારાજ કરી ત્યારે ઘણા આલિમો અને મુહદ્દિસો ખિલજી અને તુગલુક બાદશાહોના આવકાર જોઈને ગુજરાતના કાંઠે ઊતર્યા હતા. તે વખતે ગુજરાતનું એક બંદર વરિયાવ હતું. રાંદેર તે પછી થયું."[1]

સુરત જિલ્લાના સુન્ની વહોરાઓમાં વર્ષોથી શિક્ષણ ક્ષેત્રે જાગૃતિ છે. દીની અને દુન્યવી તાલીમમાં તેઓ બીજા મુસલમાનોથી પાછળ નથી. પોતાની કોમના સંગઠનનો લાભ ઉઠાવી ઈ.સ.૧૯૪૭ માં જનાબ મુહમ્મદ દાઉદજી દાદાભાઈ સાહેબના પ્રયત્નોથી કોસંબા ખાતે સુન્ની વહોરા એજ્યુકેશન સોસાયટીની સ્થાપના થઈ. આ સોસાયટીના સાનિધ્યમાં છેલ્લા ૩૮ વર્ષથી "વહોરા સમાચાર" નામનું મુખપત્ર બહાર પડે છે, જેના દ્વારા કોમી કામોને ઘણો વેગ મળી રહ્યો છે. અવારનવાર એજ્યુકેશન સોસાયટી કોમની પ્રગતિ તથા વિકાસ કાજે કોન્ફરન્સો બોલાવે છે.

## ગુજરાતી પટની સુન્નત જમાઅત

આ જમાઅતની તવારીખી હકીકતો અમને આધારભૂત જણાતાં

[1]વહોરા સમાચાર જાન્યુ. ૬૭

ધી પટની કો.ઓ.કે.સો.લિ. સુરતના ૧૯૬૮ ના સુવનીરમાંથી સંક્ષિપ્તમાં આપી રહ્યા છીએ.

''સને ૧૮૬૪ માં અહમદાબાદી 'બોહરા પંચાયત', ૧૯૦૨માં ''ગુજરાતી બવાહિર'' અને ૧૯૦૭ માં ''મુસલમાન સુન્નત જમાઅત'' અને છેવટે ૧૯૨૮ માં ''ગુજરાતી પટની સુન્નત જમાઅત''ને નામે ઓળખાતી અમારી ''જમાઅત'' ક્યારે સંગઠિત અને વ્યવસ્થિત થઈ તે ચોક્કસ કહી શકાય નહીં, પરંતુ એમ કહી શકાય કે, સને ૧૫૩૦ ઈસવીમાં સુરત શહેર આબાદ થતાં દરિયાની સફરો પણ અહીંથી થતી હોવાને સબબે અને વળી, ''બાબુલ મક્કા''ના મુબારક નામે ખ્યાતિ પામતાં પાટણ અને અહમદાબાદના સોદાગરો તથા વીસનગર અને બીજા પુરાના સુન્ની વહોરાઓ સુરત તરફ આકર્ષાયા હોવા જોઈએ અને પછી અહીં ધંધાર્થે પટની ભાઈઓની અવરજવર થતાં ધીમે–ધીમે સુરત શહેર તેમનું વતન બનવા પામ્યું હશે.

અને એ કેવળ કુદરતી છે કે, જ્યારે અમુક જગ્યાએ પોતાનું વતન બનાવી વસવા લાગે ત્યારે તેમને પોતાની જરૂરતો પોષાય તે માટે વ્યવસ્થા કરવાની જરૂરત હોય છે જ. આવી જરૂરતો માટેનું એક કબ્રસ્તાન પણ છે જ. દરેક જિંદગી માટે મોત અનિવાર્ય અને બરહક છે. તેથી, જમાઅતની બિરાદરી માટે સુરત વરિયાવી દરવાજા બહાર ''મકબરા''ની જમીન પહેલાં અબ્દુર્રહમાન વલદે મુહમ્મદ બિન અબ્દુર્રહમાને પોતાની માલિકીની આંબાના ઝાડો સાથે, કબ્રસ્તાન માટે ૨૧ ઝિલ્હજ ૧૧૬૪ ઈસવી ૧૭૫૧ માં વકફ કરી.............''

આ સુન્ની જમાઅતના વહોરા સુરત ખાતે વેપાર ઉદ્યોગમાં ઘણા આગળ છે. દીની અને દુન્યવી તાલીમમાં પણ તેઓ ઘણા આગળ

છે. તેઓમાં અજબ પ્રકારનું સંગઠન છે. સ્વભાવે તેઓ નમ્ર, મિલનસાર, ઉદાર અને મહેમાન નવાઝ છે. તેઓએ પોતાની આગવી કહી શકાય એવી કોમી રીતભાત તથા કોમી લિબાસ જાળવી રાખેલ છે. અચકન શેરવાની તથા માથે સદા ટોપીમાં સજ્જ રહેતા આ જમાઅતના બિરાદરો મુસલમાનોની પ્રગતિના ચાહક રહ્યા છે. મોટા ભાગે તેઓ ઈસ્લામી શરીઅતના પાબંદ જોવા મળે છે. ઈસ્લામી કલ્ચર જળવાઈ રહે એના તેઓ સદા આગ્રહી છે. સુરતમાં તેઓએ અનેક ક્ષેત્રે પ્રગતિ સાધી છે. જમાઅતી કામોમાં તેઓનું સંગઠન અને કાર્ય પ્રશંસનીય જ નહીં, પરંતુ ગુજરાતના અન્ય મુસલમાનો માટે અનુકરણીય પણ છે એમ કહેવામાં આવે તો કશું ખોટું નથી. પોતાની કોમ અને જમાઅતની પ્રગતિ વાંચતા અન્ય જિલ્લાના મુસલમાન કાર્યકરો અને યુવાનોએ તેમની પાસેથી ઘણું–ઘણું શીખવાનું છે. તેઓ મૂળ પાટણથી લઈ અહમદાબાદ, કડી, વિસનગર, પ્રાંતિજ વગેરે સ્થળોએ ફેલાયલા છે. આ સ્થળોએ એક સરખી રીતે તેઓ સૌએ પોતાની આગવી કોમી શૈલી અને રહેણીકરણી જાળવી રાખી છે. તેઓએ દુન્યવી તા'લીમને દીન અને શરીઅત ઉપર સવાર થવા દીધી નથી. ઉચ્ચ તાલીમ પામેલા તેઓના યુવાનો મહદ્અંશે નમાઝના પાબંદ હોય છે. તેઓના ઘરો મોટા ભાગે શરીઅતના નૂરથી રોશન જોવા મળે છે. આ કોમની તવારીખ આપણે "પાટણ" વિભાગમાં આગળ વાંચીશું.

સુરતમાં આ સુન્ની વહોરાઓએ પ્રગતિ સાધી છે. પોતાની કોમની ઉન્નતિ અને ખિદમત માટે તેઓમાં ઘણી સંસ્થાઓ કાર્યરત્ છે, જેમાં "સુન્નત જમાઅત કવમે બવાહિર", "ધી પટની કો. ઓ. કે. સો.લિ. સુરત", પટની કો. ઓ. હોઝીયરી મેન્યુ. સો. લિ. સુરત", "ધી પટની કો. ઓ. હાઉ. સો. લિ. સુરત", "ધી કમર મુસ્લિમ ફ્રી લાયબ્રેરી સુરત", "પટની એજયુકેશન સોસાયટી સુરત" વગેરે

મુખ્ય છે. અન્ય નાના મોટા જમાઅતી કામો માટે જમાઅતી અંજુમનો અને મહેફિલો અસ્તિત્વમાં છે. જેમ કે, મહેફિલે અહબાબે સફા–કેશ સુરત, અંજુમને અરબાબે વફા, બઝમે અહબાબે સુરત, બઝમે તરક્કીએ–અહબાબ વગેરે વગેરે.

**રાંદેર** : સુરત નજીક રાંદેર એક મોટું પુરાણું બંદર હતું અને હઝરત ઈસા (અલૈ.)ની વફાત પછી ભરૂચ જેવા બંદરો હોવા છતાં આ જગ્યા રોનકદાર હતી. અબૂ રયહાન અલ બીરૂનીએ (ઇ.સ. ૧૦૩૧) લખ્યું છે કે, ભરૂચ અને શહનજોર (રાંદેર) આ મુલકના પાયતખ્ત (મોટાં બંદર) બહુ જ રોનકદાર હતા.

પોર્ટુગીઝ મુસાફર બારબોસા લખે છે કે રાંદેર સુંદર જગ્યા છે. એનો વેપાર મલાક્કા, બંગાળા, તાના સરિમ (બર્મા), પેગુ, મર્તબાન, સુમાત્રા અને જાવા સાથે હતો.[૧] રાંદેર વસતા આરબ વેપારીઓ સંસ્કારી તથા ઉદાર મનના હતા. તેઓ ઉજળા અને નમ્ર મનના હતા. એમની ઓરતો સ્વરૂપવાન હતી. લોકોના મકાન સુંદર બાંધણીવાળા અને સજાવટવાળા હતા. મકાનોમાં ઓરડા કે દીવાનખાનમાં ચારે બાજુ છાજલીઓ રહેતી, જેમાં ચીનથી લાવેલા ચીનાઇ માટીના કીંમતી વાસણો ગોઠવાયેલા રહેતા.[૨]

ઈસા (અલૈ.)ની સાતમી સદીમાં રાંદેર પ્રગતિના ટોચે હતું. લગભગ બે દાયકા સુધી જૈનો અહીં વેપાર–વાણિજયમાં અને સુખાકારીમાં આગળ હતા. ઇ.સ. ૧૫૩૦ માં પોર્ટુગીઝોએ સુરત લૂંટી રાંદેર પર પોતાનો કબજો જમાવ્યો. એ પછી રાંદેર ઘસાતું ગયું અને સુરતની પ્રગતિ થતી ચાલી. હાલમાં રાંદેર એક કસ્બા જેવું છે, જ્યાં સુન્ની વહોરા સંખ્યાબંધ વસે છે અને તેમાંના ઘણા ખરા

---

[૧] "તારીખે ગુજરાત" [૨] Ibid, PP. 148-150

માલદાર છે. અહીંની જામે મસ્જિદ, મિયાંની મસ્જિદ, ખારવાની મસ્જિદ અને મુન્શીની મસ્જિદ જોવાલાયક છે. અરબીના મોટા મદ્રસા અને એક લાયબ્રેરી છે. રાંદેર તૂટયું અને સુરત મંડાયું.[૧]

સફરનામાએ હિજાઝ (હિજરી ૧૨૦૧)માં લખેલ છે કે,

સુરત અગાઉ રાંદેર એક અગત્યનું બંદર હતું, જયાં એક તાબઈ (રહ.)નો મઝાર પણ છે, પરંતુ તેની જગા ચોક્કસ નક્કી થઈ શકતી નથી. અહીં એક મસ્જિદ ૯૦૦ વર્ષ પહેલાં બંધાયલી છે. હવે રાંદેર અગાઉ કરતાં વેરાન ભાસે છે. ક્રમે–ક્રમે તેની વસતી ઘટતી ગઈ છે અને હવે સુરત આબાદ બની રહ્યું છે. જે વસ્તુની જરૂર હોય તે હવે સુરતમાં મળી રહે છે. એક સમયમાં અહીં પરદેશથી મસાલા, રેશમ, કસ્તૂરી, માટીના વાસણો, લોબાન આવતા હતા. ઈસ્લામ તરફથી શુભ દષ્ટિભાવના અને મસ્જિદોની જે ખુબસુરતી અહીં ભાસે છે તે હિન્દુસ્તાનમાં ક્યાંય જણાતી નથી. શક્ય છે કે આ બરકતો અને રોનક હરમૈનની નિકટતાના લઈને હોય અને એ જ કારણે સુરતને ‘‘બાબુલ મક્કા’’ તરીકે ઓળખવામાં આવે છે.

ઈ.સ.૧૨૨૫માં અરબસ્તાનના કૂફા શહેરમાં શીયાઓનું એક જૂથ અહીં આવી વસ્યું હોવાની હકીકત મળે છે. તેઓ કુશળ વહાણવટી હોવાથી ‘‘નવાઈતા’’ કહેવાયા. પાછળથી તેઓએ સુન્ની પંથ સ્વીકારતાં તેઓ સુન્ની વહોરા તરીકે ઓળખાયા એવો એક મત છે.

સુરત અને બોમ્બે ગેઝેટમાં ઉલ્લેખ છે કે,

‘‘નાયતા અસલના વખતમાં ‘‘નવાઈત’’ અર્થાત્ નાવવાળા (ખલાસીઓ) પહેલાના વખતમાં મુસલમાન વેપારીઓ અને નાખુદાઓનો અગત્યનો વર્ગ ગણાતો હતો. હાલ તેઓ ગુજરાતમાંથી

નાબૂદ થયેલા છે. સુરત પાસેના રાંદેર અને અહમદાબાદ જિલ્લાના ઘોઘામાં એકાદ–બે નાઈતા કુટુંબોની યાદ હજી (ઈ.સ. ૧૮૯૮) રહેલી છે. તેઓ ઘરમાં અરબી બોલી બોલતા હતા અને અરબી પોષાક પરિધાન કરતા હતા. તેઓ નાવિકો તરીકેની તેમની કુશળતા માટે જાણીતા હતા. અરબસ્તાનથી હિન્દુસ્તાન સુધી ભરદરિયે તેઓ હિમ્મતથી વહાણો હંકારતા હતા. કદાપિ ઘોઘાના (મુસલમાન) ખારવાઓ સિવાય જુના નવાયતાઓની કોઈ નોંધપાત્ર યાદ રહેલી નથી. ઈસવી સનના આઠમા અથવા નવમા સૈકાઓમાં નાયતાઓ અરબસ્તાનથી હિન્દુસ્તાનમાં હિજરત કરીને આવ્યા હતા. સૌથી અગાઉના પોર્ટુગીઝ લેખકોમાંથી "ગસ્સીઆ ડી' ઓરતા" નામનો એક લેખક (ઈ.સ. ૧૫૩૦) નાયતાઓ વસાઈમાં વેપાર કરતા હોવાનું જણાવે છે. તેમનું વર્ણન આપતાં તે કહે છે કે તેઓ વિદેશી "મૂર" હતા અને અહીં આવી હિંદુ સ્ત્રીઓને પરણ્યા હતા."

કાનડા અને કોંકણના કિનારાઓ ઉપર પણ અત્યારે તેમનામાંના જૂજ કુટુંબો જોવામાં આવે છે. ત્યાં પણ તેઓ "નવાઈતા" તરીકે જ ઓળખાય છે. ખા.બા. કાઝી શિહાબુદ્દીન, ઈબ્ને બતૂતા[1] નાયતાને "હોનવર" પાસે મળ્યાનું જણાવે છે. "ગ્રાન્ટ ડફ્ફ" પૃષ્ઠ ૨૬૨–૬૩ માં છે કે, ઈ.સ. ૧૭૪ માં નવાયતામાંના કેટલાક નવાબ હતા. નાયતા (નવાઈતનું એકવચન) કુરૈશ કોમના લોકો છે. તેઓ મદીના શરીફ જેવા પાક શહેરમાંથી કૂફા ચાલ્યા ગયા હતા. તેઓ એ પછીના દરિયા માર્ગે ઈ.સ. ૮૬૫ (હિજરી ૨૫૨)માં અબ્બાસી ખલીફા અલ મો'તમદના અમલ દરમિયાન હિન્દના મહાસાગર કિનારે ઊતર્યા હતા. તેઓ બધા મળીને ચાર કબીલાઓમાંથી હતા : ૧. પહેલા ખલીફા હઝરત

[1] લી (Lee) નો તરજુમો પૃષ્ઠ ૧૬૫

અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના વંશજો ૨. હઝરત ઝુબૈર (રદિ.)ના વંશજો ૩. હઝરત ઉમય્યાના વંશજો અને ૪. હઝરત મુગયરા (રદિ.)ના વંશજો. તેઓ બધા જ પોતાનું પેઢીનામું હઝરત પયગંબર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એક પૂર્વજ નજ્ર બિન કિનાનહ સાથે સાંકળતા હતા. તારીખે તબરીની અરબી હસ્તપ્રત આવૃત્તિમાં જણાવ્યા પ્રમાણે આ મતનો ઐતિહાસિક આધાર છે.''

નાયતાઓ મલબારના એક ઝામોરીન બાદશાહને ઈસ્લામમાં આણ્યાનો દાવો કરે છે. તેઓ સમર્થન આપે છે કે તુર્કી-અરબસ્તાનના યમન પ્રાંતના સૌથી દક્ષિણે આવેલા ઝુફાર નામના શહેરમાં એક અબ્દુર્રહમાન સામિરી (અબ્દુર્રહમાન ઝામોરીન) દફન થયેલા છે. એ ઝામોરીનનું એ નામ તેમણે ઈસ્લામ સ્વીકાર્યા પછી તેમને આપવામાં આવેલ હતું. તેમના રોજાને આરબો ઘણા માનની નજરે જુએ છે.[1]

''ફીન્ચ'' (ઈ.સ.૧૬૧૦) કહે છે કે, ''રાંદેરના'' ''નાયતા'' સુરતના ''મૂર''થી તદ્દન ભિન્ન પ્રજા હતી. તેઓ જુદી જ બોલી બોલતા હતા, પરંતુ એ બધા જ નાવિકો હતા અને નાયતાના સામાન્ય નામથી ઓળખાતા હતા. તે નામ Nautae અથવા Navitae : નાવિકો ઉપરથી પડેલું હોવું જોઈએ.''

સુન્ની વહોરાઓએ રાંદેરને સમૃદ્ધ કર્યું હતું. પ્રસિદ્ધ તવારીખ નવેસ-ઈતિહાસકાર શ્રી રત્ન મણીરાવ ભીમરાવ જણાવે છે કે ફિરંગીઓએ રાંદેરમાં ભારે લૂંટફાટ મચાવી હતી. એક સમયે ૬૦૦૦ ઘરોથી આબાદ અને કોટ-કિલ્લાથી રક્ષણાયલું આ શહેર વેરાન બની ગયું.

---

[1] ''હિન્દી પુરાતત્વ'' પૃષ્ઠ ૧૧, પૃષ્ઠ ૧૧૬

થાણા, રાંદેર, ભરૂચ અને બીજા બંદરો માર્ગે ગુજરાતમાં આવી આબાદ થયેલા આરબો વિશે "બોમ્બે ગેઝિટીયર"ના ગુજરાતના મુસલમાનોવાળા વિભાગમાં લખેલ છે કે;

"આરબો" સીદીઓની જેમ બે જાતના એટલે કે મૂળે "વિલાયતી" અને અહીં જન્મેલા "મુવલ્લદ" આખા ગુજરાતમાં અલ્પ પ્રમાણમાં પ્રસરાયલા છે.

આરબો ઘરમાં ઉર્દૂ મિશ્રિત હિન્દુસ્તાનની બોલી બોલે છે. ગળાના ઊંડાણમાંથી ઉચ્ચાર કાઢે છે. તેઓ કેટલાક ઉચ્ચારો વિચિત્ર રીતે ઉચ્ચારે છે. તેઓ "સ" ને બદલે "શ" હિન્દુસ્તાની મ્હોંમાંથી બોલાતા "અ"ને બદલે અરબી ભાષાના ગળામાંથી બોલાતા "અયૂન", "ચ"ના બદલે "બ" અને અરબી સાદા "ક" અથવા ગળામાંથી ઉચ્ચારાતા "ક" ના બદલે "ગ" બોલે છે.

નવા આવેલા વિલાયતી આરબો તેમના રતુમડા તોખીરીઆ વર્ણથી અને પાતળા લંબગોળ મ્હોં ઉપર ભરાવદાર ભ્રમરો, ઊંડી આંખો, ઘાટીલાં નાક, ગાલના ઊંચા હાડકાં, સ્હેજ અંદર પડતી હડપચીઓ અને આછી, નાની મોટી ઉગેલી દાઢીઓ ઉપરથી ઓળખવામાં આવે છે, પરંતુ ગુજરાતી મુસલમાનો સાથે લગ્ન વ્યવહારમાં આવવાથી એકાદ–બે પેઢીઓમાં તેમની આ લાક્ષણિકતા અને વિશિષ્ટતા ચાલી જતી જોવા મળે છે. મકાનોને અંદરના ભાગે શણગારવામાં તેઓ ભારે કાળજી તથા શોખ રાખે છે. છતને કપડાં તથા ચકચકિત અબરખથી મઢીને સુંદર રીતે સજાવે છે. તસ્વીરોમાં હઝરત મુહમ્મદ પયગંબર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રોજાનો દેખાવ અથવા કુરઆને પાકની આયત સોનેરી શાહી વડે લખે છે. તેઓની અભરાઈઓ ઉપર ભાંગી જાય તેવા ચીની વાસણો યા કાચના વાસણોને બદલે સાધારણ રીતે સંખ્યાબંધ તાંબા–

પીત્તળની થાળીઓ અને વાટકા–પ્યાલા, સુઘડ અને ચકચકિત માંજેલા જોવા મળે છે. તેમના ખોરાકમાં વાર તહેવારે મટન અને ઘઉંની "હરીસા" તેમ જ "મુઝ્બી" નામની એક–બે વાનગીઓ સિવાય અને ખજૂર તેમ જ મધના તેમના શોખ સિવાય બીજી રીતે તેઓનો ખોરાક બીજા મુસલમાનોથી જુદો પડતો નથી.

તેઓમાંનો માલદાર વર્ગ તેમના મૂળ અરબી જેવા પોશાકને વળગી રહેલો જોવા મળે છે. તેઓમાંના ઘણા ઢીંચણ સુધી લંબાયેલું નીચું પહેરણ પહેરે છે. દેશી રાજ્યોમાં નોકરી કરતા આ અરબો મરાઠાની જેમ ત્રણ ખૂણિયા પાઘડી પહેરે છે. કપડાના કમરબંધમાં કમરે જમૈયા ખોસે છે. તેઓ સુરવાળો પોતાની ઘૂંટીથી સહેજ ઊંચી રાખે છે. ગરીબ આરબોનો રોજીંદો ખોરાક તથા પોશાક બીજા મુસલમાનોથી ખાસ જુદો પડતો નથી. બાળકો અને ઓરતોનો પહેરવેશ પણ બીજા મુસલમાનોથી ખાસ જુદો તરી આવતો નથી...........

ધર્મે અરબસ્તાનના દક્ષિણ–પશ્ચિમના પ્રાંતોમાંથી નવા આવનારા સાધારણ રીતે શાફિઈ મઝહબ અને મસ્કત તથા પૂર્વ કિનારાથી આવેલા હંબલી મઝહબ પાળે છે. સઘળા નવા આવનારા ધર્મની પાબંદી માટે જુદા પડી આવે છે. તેમાંના કેટલાક હનફી મઝહબ પાળે છે. લાંબા વખતથી ગુજરાતમાં વસેલ આરબ કુટુંબો બીજા સાધારણ સુન્ની મુસલમાનો કરતાં તેમની દીની ફરજો અદા કરવામાં વધારે કાળજી રાખતા હોય છે.

બાળકના જન્મ પછીના સાતમા, પંદરમા, એકવીસમા દિવસની વિધિઓ તેઓ એક જ પ્રસંગમાં ભેળવી દે છે. બાળકનું નામ પાડવાની, તેની સલામતી માટે સદકો આપવાની એટલે કે કુરબાની કરવાની અને પુત્રોને સુન્નત કરવાની, આમ ત્રણે વિધિઓ તેઓ

એક જ પ્રસંગમાં પતાવી નાખે છે.

તેમના નામ સાદા હોય છે. મૂળે હિન્દુસ્તાની મુસલમાનોની માફક તેઓ "મિયાં", "શૈખ" કે "ભાઈ" ઉમેરતા નથી.

તેઓ છોકરાની બિસ્મિલ્લાહ પઢાવવાની વિધિ કરતા નથી. શાદી પ્રસંગે ફક્ત "નિકાહ" પઢાવી તેઓ એક જ 'વલીમા'ની દાવત કરે છે. આમ કરીને તેઓ હઝરત પયગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાહેબની સુન્નતને અનુસરે છે, કે જેમણે પોતાના સાહબઝાદી હઝરત બીબી ફાતિમા (રદિ.)ના હઝરત અલી (રદિ.)સાથે નિકાહ કર્યા ત્યારે આ રીતનું એક જ ખાણું કર્યું હતું. હઝરત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમની તાબેદારીમાં તેઓ મરણ પછી શોકની કોઈ નિશાની રાખતા નથી. એટલે કે શોક દિવસ મનાવતા નથી.

આરબો બીજા સુન્ની મુસલમાનો સાથે છૂટથી શાદી વ્યવહાર રાખે છે. તેઓમાં કોઈ સામાન્ય અથવા વિશેષ, સામાજિક અથવા ધાર્મિક બંધારણ નથી. તેઓના છોકરાં કુરઆને શરીફ પઢતાં શીખે છે............

આ દરિયા કિનારેના બંદરો ઉપર ઊતરી વસી ગયેલા આરબો ક્રમે–ક્રમે ગુજરાતમાં ફેલાઈ ગયા. તેમાંના ઘણા અહીંના મુસલમાનો સાથે સામાજિક રીતે જોડાઈ ગયા. તેઓનું પ્રમાણ અલ્પ હોવાથી અહીંના મુસલમાનો સાથે ભળી જવાથી વરસો પછી હવે તેઓને અલગ રીતે ઓળખી શકવાનું અશક્ય છે. રાંદેરના સુન્ની વહોરાઓ પોતે અસલ આરબ વંશના હોવાનો દાવો કરે છે.

રાંદેરની પશ્ચિમે દરિયા તરફ 'દાંડી' નામે બંદર હતું, જ્યાંથી માલ મુંબઈ સુધી જતો હતો. શહેનશાહ જહાંગીરે પણ રાંદેરની

મુલાકાત લીધી હતી. તેમણે 'ઉગત' ગામે પડાવ નાંખ્યો હતો. આથી તે 'જહાંગીરાબાદ' તરીકે પણ ઓળખાય છે.

રાંદેર શહેરની બહાર મુઅલ્લિમ હઝરત હસન ઉર્ફે બતાસી (રહ.)નો મઝાર છે. શૈખુલ ઈસ્લામ હઝરત મૌલાના હુસૈન અહમદ મદની (રહ.)એ સુરત ખાતેના જમીઅતે ઉલમાએ હિન્દના અધિવેશનમાં રાંદેરના એક બુઝુર્ગ હઝરત શૈખ નુરુદ્દીન મુહમ્મદ બિન અલી (રહ.)નું વર્ણન કર્યું હતું.

રાંદેરમાં ઘણા બુઝુર્ગો મદફૂન છે. તેઓના મળી શકયા એટલા હાલાત પાછળના પાનાઓ ઉપર આપ્યા છે.

રાંદેર દીની ઉલૂમના મરકઝ—કેન્દ્ર તરીકે દુનિયા ભરમાં જાણીતું છે. વરસોથી ત્યાં દારુલ ઉલૂમ જામિઅહ ઈસ્લામિય્યહ હુસૈનિય્યહ તથા દારુલ ઉલૂમ અશરફિય્યહ દીની તાલીમની ખિદમાત અંજામ આપી રહ્યા છે. આ મદ્રસાઓમાંથી ફારિગ થયેલા અસંખ્ય આલિમો, હાફિઝો અને કારીઓ ગુજરાતમાં જ નહીં પરંતુ દુનિયાના ઘણા દેશોમાં દારુલ ઉલૂમ અને મદ્રસહમાં દીની દર્સ આપી રહ્યા છે.

**કામરેજ** : આ પ્રાચીન તવારીખી સ્થળ છે. અલ બિલાઝરી ઈ.સ. ૭૩૯માં સિન્ધના ગવર્નર જુનૈદ બિન અબ્દુર્રહમાન મિર્રી કામરેજનો વિજય નોંધે છે.[૧] કામરેજ પ્રાચીન હિન્દુનગરી તરીકે પ્રસિદ્ધ છે. ત્યાંના જુના ટેકરામાં દટાયેલા રાજ મહેલનો ઈતિહાસ પ્રાચીન છે. લોકવાયકા મુજબ મુસલમાન બાદશાહોના વખતમાં ત્યાં લડાઈ થઈ હતી.

**લાજપુર** : સુરતથી નવ માઈલ દક્ષિણમાં લાજપુર આવેલું છે.

---

[૧] ઈલિયટ કૃત હિસ્ટ્રી ઓફ ઈન્ડિયા ભા. ૧ પાનું ૧૧૮

આલિમો અને સૂફીઓએ આ ગામમાંથી ઈલ્મની જ્યોત જલતી રાખવામાં અગત્યનો ફાળો આપ્યો. અહીંથી ઈલ્મ–વિદ્યાની ખ્યાતિથી પ્રભાવિત બનીને સચીનના નવાબ ઈબ્રાહીમખાન લાજપુરમાં વસવાટ કરવા પ્રેરાયા હતા. ગુજરાતના પ્રખ્યાત એવા મુફતી હઝરત અબ્દુર્રહીમ લાજપુરીના વડવાઓને શાહજહાં અને આલમગીરના સમયમાં તેઓની ઈલ્મી ખિદમાતને લક્ષે લઈ, જમીન જાગીર અને ઈનામ અર્પણ થયા હતા. આ સનદોમાં પણ લાજપુર ગામનો ઉલ્લેખ જોવા મળે છે. સચીનના નવાબના લાજપુરમાંના આગમન અગાઉથી જ લાજપુર ત્યાંના પ્રથમ દારુલ ઉલૂમ તરીકે જાણીતું હતું. લાજપુરના જાણીતા બુઝુર્ગ હઝરત સૂફી સુલયમાનના ઉસ્તાદ એવા ભરૂચના સૈયદ ખાનદાનના મીર સૈયદ ફકીરુલ્લાહ પણ લાજપુર આવીને વસ્યા હતા. ૧૮૫૭ની જંગે આઝાદીના મહાન લડવૈયા મૌલાના લિયાકત અલીખાન ઈલાહાબાદીએ પણ અંગ્રેજોથી બચવા એક સમયે લાજપુરમાં આશરો લીધો હતો. આપ હઝરતે અહીં અગત્યની ઈલ્મી અને સામાજિક સેવા આપી હતી. લાજપુર અને આજુબાજુના ગામડાઓની મુસલમાન ઓરતો શરીઅત વિરુદ્ધનો લિબાસ પહેરતી હતી. હઝરત મવલાના લિયાકત અલીખાનના પ્રયત્નોના કારણે જ આ ઓરતો કુર્તો અને પાયજામો પહેરતી થઈ હતી[1] અને માથાને ઓઢણી ઉપરાંત "બરબંદ" વડે ઢાંકવા લાગી. લાજપુરના જાણીતા સૂફી સુલયમાન (રહ.) અને હઝરત મૌલાના મરગૂબ અહમદ લાજપુરી જીવન વૃત્તાંત આપેલ છે.

**ડાભેલ** : ડાભેલ પણ તવારીખી સ્થળ છે. ડાભેલ ખાતે ગુજરાતમાં પ્રખ્યાત એવું "જામિઅહ ઈસ્લામિય્યહ" નામનું દારુલ

---

[1] "બાગે આરિફ"

ઉલૂમ આવેલ છે. આ દારુલ ઉલૂમમાં જાણીતા દેવબંદી આલિમ હઝરત મૌલાના અનવર શાહ કાશમીરી (રહ.)એ પણ પોતાની કિંમતી ઈલ્મી સેવાઓ આપેલ છે. જામિઅહ ઈસ્લામિયા ડાભેલની સરપરસ્તી હેઠળના ઈદારા ''મજલિસે ઈલ્મી ડાભેલ''ના પ્રયત્નોથી મિસરથી સહીહ બુખારી શરીફ ઉપરની હઝરત શાહ સાહેબ (રહ.)ની તકરીરો પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ હતી.

**કફલેતા** : લાજપુરથી ફક્ત બે–ત્રણ માઈલના અંતરે 'કફલેતા' ગામ આવેલ છે. આ ગામ ત્યાંના હઝરત મૌલાના અબ્દુલ હઈ કફલેતવી (રહ.)ના કારણે જાણીતું છે.

**તડકેશ્વર** : સુરતથી લગભગ બાર કોસના અંતર ઉપર આવેલ છે. એક સમયમાં ત્યાંની આબાદી સારી એવી હતી. તેનું પ્રાચીન નામ ભીમનગર હતું. એમ કહેવાય છે કે ત્યાંના રાજાનું નામ ભીમ હતું. મુસલમાનોએ તે જીતી લીધા પછી તેનું નામ તડકેશ્વર પડી ગયું. હિન્દુઓ મુસલમાનોને તુર્કો તરીકે ઓળખતા હતા. આથી તુર્કોએ સર કરેલ એ ઉપરથી અપભ્રંશ થઈ તડકેશ્વર થઈ ગયું !

તડકેશ્વરના બુઝુર્ગોના હાલાત હવે પછીના પૃષ્ઠોમાં વાંચવા મળશે.

## આઝાદીની લડત અને સુરતના મુસલમાનો

સ્વાતંત્ર્ય સંગ્રામમાં સુરત જિલ્લાએ ખૂબ જ મહત્વનો ફાળો આપ્યો છે. ત્યાંના મુસલમાનોએ પણ બધા સાથે ખભે ખભો મેળવી આઝાદીની જંગમાં ઝંપલાવ્યું. સુરત જિલ્લાના કેટલાક સ્વાતંત્ર્ય સૈનિકોનો અહીં પરિચય આપ્યો છે.

## જનાબ નરમાવાલા

સ્વાતંત્ર્ય સેનાની જનાબ મુહમ્મદભાઈ અફઝલ નરમાવાલાનો જન્મ ઈ.સ. ૧૮૮૧માં સુરત ખાતે થયો. અલીગઢ યુનિવર્સિટીમાં ઉચ્ચ અભ્યાસ મેળવ્યો. સને ૧૯૨૦–૨૧ માં અસહકાર અને ખિલાફત આંદોલન વખતે દલુ–કલુની જોડી સાથે સુરતમાં આગેવાની ભર્યો ભાગ લીધો. આ આંદોલનના દિવસોમાં સુરત લોકમાન્ય રાષ્ટ્રીય શાળાની સ્થાપના થયેલી. તે માટે તુર્કીવાડનું પોતાનું આલીશાન મકાન રાષ્ટ્રીય શાળા બેસાડવા આપેલું. ૧૯૩૧–૩૨ની સાલમાં લડત વખતે સુધરાઈને કર ન આપવા બદલ તેમનું ફર્નિચર જપ્તીમાં લઈ જવાયું. મુસ્લિમ લીગની સ્થાપના થઈ ત્યારે તેમાં જોડાવા ના પાડેલી. સને ૧૯૪૫ માં તેમની વફાત થઈ ત્યાં સુધી તેઓ ચુસ્ત કોંગ્રેસી હતા.[૧]

## જનાબ સૈયદ અહમદ એદ્રુસ

૨૨–૦૮–૧૮૮૧ માં સુરત ખાતે જન્મ થયો. આપના વડવાઓ એડનથી આવીને ગુજરાતના જુદા–જુદા ભાગોમાં અને હૈદ્રાબાદમાં વસ્યા હતા. આપના એક પૂર્વજ જનાબ સૈયદ મુસ્તફા બિન શૈખનો રોજો અમદાવાદમાં રિલીફ રોડ ઉપર આવેલો છે. આપના માતા–પિતા દેશપ્રેમી હતા. સુરત ખાતે સુધરાઈની ઉર્દૂ શાળામાં શિક્ષણ લીધું. માધ્યમિક શિક્ષણ યુનિયન હાઈસ્કુલમાં મેળવ્યું. ઈ.સ.૧૯૦૨ માં પિતાજીને મળવા ડર્બન ગયા ત્યારે ત્યાં ગાંધીજી સાથે મુલાકાત થઈ. ૧૯૦૭ માં દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફર્યા અને ૧૯૦૮ માં આબકારી ખાતાના ઈન્સ્પેક્ટર નિમાયા હતા.

---

[૧] ગુજરાત રાજ્ય – ''સ્વાતંત્ર્ય સંગ્રામના લડવૈયા'' પરિચય ગ્રંથ – ૨

એ પછી ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડન્ટ બન્યા. ગાંધીજીની હાકલથી નોકરીમાંથી રાજીનામું આપ્યું. આ રીતે રાજીનામું આપનાર ગુજરાતભરમાં આપ સૌ પ્રથમ હતા. એ પછી ખિલાફત તથા કોંગ્રેસની પ્રવૃત્તિમાં દિલથી ભાગ લેવા લાગ્યા. આપની વાણીમાં અજબ જાદૂ હતો. અસંખ્ય શ્રોતાઓ અંજાઈ જતા. આપે પ્રતિજ્ઞા લીધી હતી કે દેશ સંપૂર્ણ આઝાદ નહીં થાય ત્યાં સુધી કાળા વસ્ત્રો જ પહેરીશ. આથી આપ "કાળા બાવા" તરીકે ઓળખાવા લાગ્યા. સુરત જિલ્લા કોંગ્રેસ સમિતિના મંત્રી હતા. સુરત સુધરાઈ કોંગ્રેસ પક્ષના ઉપ-પ્રમુખ હતા. ઈ.સ. ૧૯૪૯માં સ્ટીમરમાં જ આપનું અવસાન થયું. મોમ્બાસા ખાતે દફન થયા.[૧]

## જનાબ અહમદ મિયાં શૈખ

૦૧-૦૬-૧૯૧૮માં સુરત જિલ્લાના કડોદ ગામમાં જન્મ થયો. પ્રાથમિક શાળાના શિક્ષક હતા. વિદ્યાર્થીકાળમાં કડોદમાં થાણાના મેદાનમાં સત્યાગ્રહીઓને ઘેરો ઘાલીને બેસાડતા ત્યારે તેમની સાથે તેઓ પણ જોડાતા અને રાષ્ટ્રીય ગીતો ગાતા. ના-કરની લડત વખતે આજુબાજુના ગામોમાં ફરી, બારડોલી આશ્રમની સૂચના પ્રમાણે, તપાસ કરીને અહેવાલો મોકલતા હતા. ઈ.સ.૧૯૪૨ માં પત્રિકા વહેંચવાની અને પોસ્ટરો ચોંટાડવાની સેવા બજાવતા હતા. આથી આપની બદલી તડકેશ્વરના માંડવીથી કિલ્લાપારડી થઈ હતી. વળી રેલ્વેના પાટા કોણે ઉખેડયા તે જાણવા આપની ઘણી હેરાનગતિ કરવામાં આવી હતી.[૨] જનાબ અહમદ મિયાં અમીર મિયાં શૈખે આમ આઝાદીની લડતમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો.

---

[૧]આઝાદીના ઘડવૈયા પુસ્તક – ૨

[૨]આઝાદીના ઘડવૈયા પુસ્તક – ૨

# સુરતના અવલિયાએ કિરામ

## ખ્વાજા જમાલુદ્દીન દાના (રહ.)

**સ્થળ :** બળેખાં ચકલા, સુરત

નામ સૈયદ જમાલુદ્દીન, લકબ "દાના" છે. ખુરાસાનના વતની હતા. જન્મ ૮૯૮ હિજરી–૧૪૯૨ ઈસવીમાં ખ્વારઝમથી ચાર માઈલના અંતરે આવેલા ખુબુક નામના ગામમાં થયો. વંશીય સિલસિલો હઝરત ઈમામ અલી નકી (રદિ.)સુધી પહોંચે છે.

પિતાજી બાદશાહ પર્દાપોશ તરીકે જાણીતા છે. આપ હઝરતના બુઝુર્ગો ખુરાસાનમાં એટલા બધા લોકપ્રિય હતા અને તેઓની દીની ખિદમતો એટલી બધી હતી કે ખુરાસાનના ચુગટાઈ મુગલ વંશના સુલતાનો હુસેન મિર્ઝા, સુલતાન ઈબ્રાહીમ હુસેન મિર્ઝા અને શૈખ મિર્ઝા વગેરેએ પોતાની શાહઝાદીઓ આપના ખાનદાનમાં આપી હતી.

હઝરત દાના (રહ.)ના માતાજી પણ શાહઝાદી જ હતાં. આપ હઝરત ૪ માસના જ હતા કે શાહે ઈરાન ઈસ્માઈલ સફવીના આક્રમણના કારણે હજારો માણસો મરાયા, તેમાં પિતાજી પર્દાપોશ પણ શહીદ થયા.

આ સમયે ખ્વાજા અબુલહસન જે ખ્વાજા બાબાના નામે જાણીતા છે જેમણે નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગ ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.) પાસેથી ખિલાફત મેળવી અને તમામ દીની ઉલૂમ ખ્વાજા પર્દાપોશ (રહ.) પાસેથી પ્રાપ્ત કર્યા હતા. તેમને ખ્વાજા પર્દાપોશ (રહ.)એ ખ્વાબમાં પોતાના પુત્ર 'દાના'ની સંભાળ લેવાની અને શિક્ષણની જવાબદારી સોંપી. આ સમયે આપના

માતાજી પણ વફાત પામી ચૂકયાં હતાં. ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.)એ દાયણ પાસેથી આપ હઝરતને સંભાળી લઈ ખ્વારઝમથી નીકળી તૂરાન પાસેના ખુરાસાનના જંગલમાં જઈ પહોંચ્યા. હવે ૪ માસના બાળક માટે દૂધની મુશ્કેલી ઊભી થઈ. ૩ દિવસ સુધી બાળ દાના અંગૂઠો ચૂસતા રહ્યા. હઝરત આ માસૂમ બાળકના દૂધ માટે બારગાહે ઈલાહીમાં દુઆ કરવા લાગ્યા. એક દિવસ ખ્વાજા બાબા બાળ દાનાને ખોળામાં લઈ રમાડતા હતા. ત્યાં તે સ્થળે એક હરણી આવી ઊભી રહી. તેના આંચળમાંથી દૂધ ટપકતું જોઈ ખ્વાજા અલ્લાહની મહાન કુદરતનું રહસ્ય પામી ગયા અને આ નેઅમત બાળ દાના માટે જ આવી છે એ સમજી ગયા. તેમણે બાળદાનાના મોઢામાં હરણીનો આંચળ મૂકી દીધો. બાળ દાનાએ ધરાઈને દૂધ પીધું. આમ આ ક્રમ નિયમિત ચાલવા લાગ્યો. આમ બરાબર દોઢ વરસ સુધી હરણી આવતી રહી અને દૂધ પિવડાવતી રહી. સહેજ મોટા થયા એટલે ખ્વાજા બાબા બાળ દાનાને જંગલની વનસ્પતિ અને ફળો ચાવી ચાવીને આપવા માંડયા. હઝરત ખ્વાજા દાના (રહ.) ફરમાવે છે કે ૧૨ વરસ સુધી ખ્વાજા બાબા મને વનસ્પતિ અને ફળો ખવડાવતા રહ્યા હતા, પરંતુ આ ખોરાકમાં જેવી લિઝઝત આવતી હતી તેવી લિઝઝત અત્યારે બીજા કોઈ પણ ખોરાકમાં આવતી નથી.[1]

૧૨ વરસ સુધી ખ્વાજા બાબા (રહ.)એ આપ હઝરતને ઝાહિરી તથા બાતિની તર્બિયત આપતા રહ્યા. ૧૨ વરસની ઉંમર થતાં હઝરત ખ્વાજા બાબા વફાત પામ્યા. હઝરત બાબાની લાશ મુબારકનું શું કરવું એમાં ચિંતાગ્રસ્ત હતા એવામાં કિબ્લા રુખેથી કેટલાક ગૈબી માણસો આવ્યા અને ખ્વાજા બાબાને ગુસલ તથા કફન આપી નમાઝે જનાઝા પઢી લાશ ઊંચકી ગયા.[2]

---

[1] મનાકિબુલ અખ્યાર—ખ્વાજા કાસિમ (રહ.) [2] સિયરુલ અવલિયા

સિયરુલ અવલિયા લખે છે કે જંગલમાં ખ્વાજા દાના આલમે મસ્તી અને ઝોકે ઈલાહીમાં હુજરામાં પડી રહેતા હતા. એક વેળા બાબા ચવહાન તુર્કસ્તાની અને એક મજઝૂબ બાબા 'જોયાં' તુર્કસ્તાની જંગલમાં ગયા. ખ્વાજા દાના આ લોકોને જોઈ દૂર ભાગવા માંડયા. આ લોકોએ કહ્યુંકે, ડરો નહીં, અમો પણ તમારા જેવા જ છીએ. રૂહાની બળે આપને પોતાના તરફ આકર્ષવા બાબા સાહેબે પોતાની બગલમાંથી રોટીઓ કાઢી આપને જમાડયા. આ રીતે આપ શહેરી જીવન તરફ વળ્યા. ખ્વાજા દાના સાહેબ ત્યાં જ ઈબાદતમાં મશગૂલ રહ્યા.

એક રૂહાની ઈશારે તે સમયના નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગ અને દુર્વેશ ખ્વાજા મુહમ્મદ પારસાના પૌત્ર સૈયદ અબ્દુલહાદી સાહેબ જંગલમાં ગયા અને ખ્વાજા દાનાને પોતાની સાથે શહેરમાં તેડી લાવ્યા. આપે છ વર્ષ સુધી ખ્વાજા દાનાને ઉચ્ચ દીની તાલીમ આપી. ખ્વાજા દાના (રહ.)એ બલ્ખ ખાતે ખ્વાજા જુએબાર પાસેથી પણ દીની અને રૂહાની તાલીમ મેળવી. મૌલાના સઈદ તુર્કસ્તાની (રહ.)પાસેથી પણ રૂહાની તથા ઈલ્મી ગૂઢાર્થો-રહસ્યોની તાલીમ મેળવી. જાન સિદ્દીકી બલ્ખી પણ આપના ઉસ્તાદ ગણાય છે.

તુરાનના વાલી પીર મુહમ્મદ ખાન ઈબ્ને જાનીબેગ ખાનની રઝાઈ બહેન સાથે હઝરત દાના (રહ.)ની શાદી થઈ હતી.

આપ હઝરત બલ્ખથી કંદહાર, કોયટા અને સિંધના રસ્તે આગ્રા આવી પહોંચ્યા. અહીં ભારે લોક સમુદાય આપના દીદાર અર્થે ઉમટયો હતો. શેરશાહ સૂરીના પુત્રો અને સરદારો પણ આપના મુરીદ બન્યાં. તેમાં ખાસ કરીને તવલક મુહમ્મદખાન તવચીન તથા શાહ કુલીખાન મહરમ મુખ્ય છે. ત્યાંથી બુરહાનપૂર પહોંચ્યા. અહીં

અકબરનો શાહઝાદો દાનિયાલ પણ આપનો મુરીદ બન્યો.[૧] એક વેળા દાનિયાલનો પુત્ર તૈમૂર સખત બીમાર પડયો. હકીમોએ પણ હાથ ધોઈ નાંખ્યા. હઝરત દાનાને સમાચાર આપવામાં આવ્યા કે તૈમૂર સખત બીમાર છે. ૪ કલાકથી સાવ મુર્દાની જેમ પડયો છે. શ્વાસ અને નાડીના ધબકારા પણ લગભગ બંધ જેવા જ છે. આપ હઝરત રાજમહેલ પધાર્યા અને બાળ તૈમૂર ઉપર પોતાનો નૂરાની હાથ ફેરવી સાજો સમો કરી દીધો.[૨] પોતાના પૌત્ર અંગેની વાત જાણી અકબર બાદશાહે આપને ભેટ–સોગાદો મોકલાવી.

વડોદરા ખાતે પણ આપ હઝરત મૌલાના નઝીર બદખ્શી (રહ.)ના ત્યાં રોકાયા હતા.[૩]

આ પછી આપ હઝરત સુરત પધાર્યા, કિલ્લેદાર કુલીજખાને આપનો ભવ્ય સત્કાર કર્યો.

આપ હઝરતે અહીં એક ઈમારત બનાવવાની શરૂઆત કરી. દિવસે કડિયા–મજૂરો જે કામ કરતા તે આપ રાત્રે તોડી નાખતા. આમ દરરોજ બનવા લાગ્યું. ખાદિમે આમ કરવાનું કારણ પૂછતાં જણાવ્યું કે મને ઈમારતની કશી જરૂર નથી, પરંતુ ગરીબોને રોજી–રોટી મળી રહે એથી હું આમ કરું છું.

આ સમયમાં સુરત બંદરેથી લોકો હજ કરવા જતા હતા. અહીં હાજીઓની આપ હઝરત સેવા બજાવતા હતા.

૧૪૦ વર્ષની ઉંમરે ૫–માહે સફર, ૧૦૧૬ હિજરી જુમ્આના મુબારક દિવસે હઝરત દાના (રહ.)ની વફાત થઈ. આપ હઝરતે બનાવેલી ખાનકાહમાં આપનો મઝાર છે.

---

[૧] આ વેળા દાનિયાલ બુર્હાનપુરનો ગવર્નર હતો. [૨] હકીકતુસ્સુરત [૩] હકીકતુસ્સુરત

સફરનામએ હિજાઝમાં લખ્યું છે કે, આપ પધાર્યાથી સુરતની ખ્યાતિ અને રોનક વધી ગઈ હતી. આજ સુધી આપની વિલાયતનો પ્રભાવ અને પ્રકાશ આપ હઝરતના મઝાર અને મદ્રસાના કારણે જણાઈ આવે છે, હજ્જે બયતુલ્લાહ જતા હાજીઓ આપના મદ્રસામાં જ ઉતારો અને ખિદમત મેળવે છે.

આપ હઝરતનું જીવન વૃત્તાંત જામિઉલ મનાકિબ અખુવન્દ દુર્વેશ તાશકન્દી, મનાકિબુલ અખ્યાર—ખ્વાજા અબુલ કાસિમ, મુકામતુલ આરિફીન કાઝી જાન મુહમ્મદ, ફતાવા ફૈઝુલ નકશબંદી—ખ્વાજા ફૈઝુલ હસન અને કસીરૂલ ફવાઈદ—ખ્વાજા નૂરુલ આ'લા વગેરે કિતાબોમાં જોવા મળે છે.

હઝરતની ખાનકાહ પાસેનો મિનારો લગભગ એક સો ફૂટ ઊંચો છે. આ મિનારો મસ્જિદના બાંધકામ સાથે જ બંધાવાયો હતો. થોડેક છેટે મીર માસૂમ અલી સાહેબનો મહેલ હતો.

## શાહ નૂરુલ્લાહ હમદાની (રહ.)

**સ્થળ :** બાદશાહી મસ્જિદ, શાહી દરવાજા—સુરત

આપ હઝરત કામિલ બુઝુર્ગ હતા. હાફિઝે કુર્આન પણ હતા. આપ મૂળ પેશાવરના વતની હતા અને ત્યાંથી હજના ઈરાદે સુરત પધાર્યા હતા.[1] હજ દરમિયાન તે સમયના નકશબંદિય્યહ-મુજદ્દિદીય્યહ સિલસિલાના મહાન બુઝુર્ગ મખ્દૂમ અશરફ મક્કી (રહ.)થી રૂહાની ફૈઝ મેળવ્યો. બરકાતુલ અવલિયા લખે છે કે, આપ શાહ નૂરુલ્લાહ સૈયદ અલી હમ્દાની (રહ.)ની

[1]એઅરાસ નામા—મૌલાના ખયરૂદ્દીન

અવલાદમાંથી છે.[૧] હજથી પાછા આવ્યા ત્યારે સુરતને જ કાયમી નિવાસસ્થાન બનાવી દીધું.

વફાતના દિવસે ખાનકાહમાં મુરીદો અને અકીદતમંદોને જુમ્આની નમાઝ પછી ભેગા કર્યા. તેઓને અસરની નમાઝ સુધી નસીહત તથા બોધ આપતા રહ્યા. અસરની નમાઝ બાજમાઅત અદા કર્યા બાદ પથારીમાં સૂઈ ગયા અને કલિમએ તય્યિબહ પઢતા–પઢતા વાસિલે હક થયા. ૨૨ મી રબીઉલ આખર ૧૧૩૬ હિજરીમાં

---

[૧]એક નોંધ મુજબ આપ હઝરત સૈયદ અલી હમ્દાની (રહ.)ની સાહબઝાદીના વંશમાંથી છે. આથી સંબંધના નાતે સૈયદ અલી (રહ.)ના નવાસા ગણાય. સૈયદ અલી કાશ્મીરના અગ્રગણ્ય મશાયખોમાંના ગણાય છે. જન્મ ૭૧૪ હિજરીમાં ઈરાનના હમદાનમાં થયો હતો. વાલિદનું નામ સૈયિદ મુહમ્મદ શિહાબુદ્દીન હુસૈની અને માતાનું નામ ફાતિમા હતું. મામા અલાઉદ્દીન સમનાની પાસેથી દીની–દુન્યવી ઈલ્મ મેળવ્યો, તસવ્વુફનું જ્ઞાન શૈખ શરફુદ્દીન મહમૂદ મુઝદકાની પાસેથી મેળવ્યું. ૨૧ વર્ષ સુધી સતત પ્રવાસ કરી ૧૪૦૦ જેટલા સૂફી મશાયખોથી મળી ફૈઝ મેળવ્યો. કુબરાવી સિલસિલા સાથે આપને સંબંધ હતો. હિજરી ૭૭૪માં ૭૦૦ જેટલા સૈયિદના બહોળા કાફલા સાથે કાશ્મીર પધાર્યા. આપ હઝરતે ૯૭ જેટલા અરબી, ફારસી ગ્રંથો રચ્યા છે, જેમાંના કેટલાક ગ્રંથો તહેરાન, રામપુરની રઝા લાયબ્રેરી, શ્રીનગરની ખાનકાહે મુઅલ્લા અને લંડનના બ્રિટીશ મ્યુઝિયમમાંની લાયબ્રેરીમાં સુરક્ષિત છે, જેમાં ઝખીરતુલ મુલૂક, અખ્લાકે જલાલી, અખ્લાકે નાસિરી, સિયાસતનામા, નસીહતુલ મુલૂક, કામૂસ નામા, મિનહાજુસ્સુલૂક મુખ્ય છે. શહેનશાહ બાબર પોતાની આત્મકથા 'તુઝક'માં લખે છે કે, સૈયદ અલી હમદાનીની વફાત કન્હારમાં થઈ હતી. (૫ ઝિલ્હજ, ૭૮૬ હિજરી) આપ હઝરતનું શબ સોવિયેત રશિયામાંના તાજીકિસ્તાન પ્રાંતના ખલતાન લઈ જઈ દફનાવાયું. ખલતાન અત્યારે કોલાબ (કોલિયાબ) નામે ઓળખાય છે. આપનો મકબરો ૧૪મી સદીના સ્થાપત્યનો નાદર નમૂનો છે. મકબરાના ૪ દરવાજા અને ૧૧ ઓરડા છે. મકબરામાં આપની સુપ્રસિદ્ધ કિતાબ 'અવરાદ શરીફ' મૂકવામાં આવેલ છે. ઇ.સ. ૧૫૧૪માં શહેનશાહ બાબરે આ મકબરાને નવેસર બંધાવ્યો હતો. આસપાસ નારંગી વગેરે વૃક્ષો રોપાવ્યા હતા.

વફાત પામ્યા. તાપી નદીના કિનારે શાહ દરવાજા પાસેની બાદશાહી મસ્જિદમાં દફનાવાયા. પાછળથી આ મસ્જિદનું નવેસરથી સમારકામ રાંદેરના મર્હૂમ શેઠ યૂસુફ મુહમ્મદ સુલયમાન બોટાવાલાએ કર્યું હતું.

મવલાના ખયરૂદ્દીન સુરતી આપ હઝરતના ખલીફા હતા. આપના મઝારની પશ્ચિમ બાજુએ પુત્ર ખ્વાજા અબુલ હસન (હિ.૧૦૫૪)ની કબર છે. ગુંબદ નીચે સૈયદ મુહમ્મદ અલી (૧૦૭૮ હિ.)ની કબર છે. ગુંબદની પશ્ચિમ બાજુએ બારાદરીમાં નૂરુલ હસન (હિ. ૧૧૨૬)ની કબર છે. ખ્વાજા નૂરુલ હસનના ફરઝંદ મવ. ફયઝુલ હસન (હિ. ૧૧૫૧) મહાન આલિમ હતા. તેઓ ઘણી કિતાબોના કર્તા છે.

## ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહ.)

**સ્થળ** : શૈખ હસનજીના ટેકરા પાસે, સુરત

પિતાજીનું નામ મહમૂદ દેહદાર હતું. પિતાજી મવલાના અબ્દુર્રહમાન જામી (રહ.)ના શાગિર્દ અને ખલીફા હતા. બુખારા પાસે દેહદાર નામક ગામના મૂળ વતની હોવાથી દેહદાર તરીકે જાણીતા છે. ખ્વાજા ઉબયદુલ્લાહ એહરાર (રહ.)થી નકશબંદી સિલસિલાની ખિલાફત પામ્યા હતા.

સુરતમાં સ્થાયી થઈ આપ હઝરતે રુશ્દો–હિદાયત તથા તબ્લીગી ખિદમત અંજામ આપી. આપ હઝરત નામાંકિત સાહિત્યકાર તથા પોતાના સમયના પ્રમુખ આલિમ હતા. કામાનગર (કામરેજ)ના તાનસેન રાજાએ તથા અસંખ્ય કાફિરોએ આપ હઝરતથી ઈસ્લામ સ્વીકાર્યો હતો. તાનસેનનું મુસ્લિમ નામ બખ્તયાર રાખવામાં આવ્યું હતું.

સફરનામ–એ હિજાઝમાં આપ હઝરતના જીવન વૃત્તાંત વિશે લખ્યું છે કે; ''આપ હઝરત ખ્વાજા દીવાના (રહ.)ના સમકાલીન મહાપુરુષ હતા. ૧૦૧૬ હિજરીમાં વફાત પામ્યા. વિસાલની તારીખ ''ખુર્દ–બુર્દ'' પરથી નીકળે છે. મવલાના જામી સાહેબના હકાઈક અને મઆરિફ સંબંધી કિતાબ 'નફહાતુલ ઈન્સ' ઉપર આપે હાશિયો લખ્યો છે, જે મક્કા શરીફમાં મારા જોવામાં આવી હતી. હઝરત મૌલાના ખયરૂદ્દીન સાહેબે મને જણાવ્યું કે આપ હઝરત પાસે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બાલ મુબારક હતા. વફાત પહેલાં વસિય્યત કરી હતી કે આ બાલ મુબારક મારું શરીર કબ્રમાં મૂકો ત્યારે મારી આંખમાં મૂકી દેજો. આપ હઝરતની વફાત પછી કબ્રમાં ઊતાર્યા ત્યારે આપ હઝરત સામે બાલ મુબારક લાવવામાં આવતાં આપની જમણી આંખ ખૂલી ગઈ. તેમાં વસિય્યત મુજબ બાલ મુબારક મૂકી દેવામાં આવ્યા. આ પછી આપ હઝરતની આંખ બંધ થઈ ગઈ. વળી મને મવલાના ખયરુદ્દીન સાહેબે એમ પણ ફરમાવ્યું કે આ બુઝુર્ગના મઝારની ઝિયારતે જજો, કારણ કે ત્યાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક શરીરનો એક ભાગ (બાલ મુબારક) મદફૂન છે. હું ત્યાં ગયો ત્યારે બહુ જ પ્રભાવિત થયો હતો.''

આપ હઝરતની વફાત ૧૯મી મુહર્રમ ૧૦૧૬ હિજરી ૧૬૦૭ ઈસવીમાં સુરત ખાતે થઈ.

હઝરત શૈખ હસનજી (રહ.)ના ટેકરા પાસે આપ હઝરતનો મઝાર છે. આપ હઝરતની કબરની દક્ષિણ બાજુ આપના ખલીફા સૈયદ હુસૈન તથા સૈયદ મુબારકની કબરો છે.

ખ્વાજા દેહદાર સાહિબમાં હઝરત ખયરૂલ્લાહ મિયાં શાહ (રહ.)નો પણ મઝાર છે. હઝરત ખયરૂલ્લાહ મિયાંનો મુકામ સદા

રામપુરા છડાઓલમાં આવેલી મસ્જિદમાં રહેતો હતો. હઝરત શાહ મીરાન (રહ.)થી આપે ફૈઝ મેળવ્યો હતો. અસંખ્ય લોકો દુઆ અને તાવીઝ માટે આપ પાસે હાજર થતા અને ફૈઝ મેળવતા. ૨૨ મી રજબ હિજરી ૧૩૧૨, ૧૮૯૫ ઈસવીમાં આપ વફાત પામ્યા.

## શૈખ હસન જીવ સુરતી (રહ.)

**સ્થળ** : સૈયદપુરી ભાગલ, સુરત

પાટણમાં ૯૬૮ હિજરીમાં જન્મ થયો હતો. હુસૈની સૈયદ હતા. વાલિદ સૈયદ ફત્હુલ્લાહનો વંશીય સિલસિલો ૧૯ મી પેઢીએ હઝરત અલી (રદિ.) સુધી જઈ મળે છે. વાલિદહ ખ્વાજા અમીર ખુસરૂની ઔલાદમાંથી હતા.

નાનપણમાં જ યતીમ થઈ જવાથી સુરત ખાતે મોટાભાઈ સૈયદ મુહમ્મદ પાસે મોટા થયા. હઝરત સૈયદ મુહમ્મદ એદ્રુસ (રહ.)ના મુરીદ અને ખલીફા હતા. પીરો મુર્શિદની સૂચનાથી શાહ ઈસા જુન્દુલ્લાહ શત્તારી (રહ.)ની સેવામાં બુરહાનપુર ગયા હતા ત્યાં આપે રૂહાની ફૈઝ મેળવ્યો. હઝરત શૈખ મુહમ્મદ બિન ઝફરુલ્લાહ બુરહાનપૂરી (રહ.)ની સુહબતમાં રહીને પણ આપ હઝરતે ઘણો લાભ મેળવ્યો હતો.

આપ હઝરત બહુ જ પરહેઝગાર આલિમ અને ફાઝિલ હતા. આપ હઝરતે ફના ફિશ્શૈખનો દરજો મેળવ્યો હતો. સદા વહદતના સમુદ્રમાં ગરકાવ રહેતા.

સુંદર હસ્તાક્ષરોના કારણે સમકાલીન આલિમો અને બુઝુર્ગોમાં ઘણા પ્રિય થઈ ગયા હતા. સુંદર અને મરોડદાર અક્ષરે કિતાબો લખી

પોતાનો જીવન નિર્વાહ ચલાવતા હતા.

ઈલ્મે સુલૂક સંબંધી આપ હઝરતની કેટલીક કિતાબો પ્રખ્યાત છે. આપ શાયર–કવિ પણ હતા. પોતાના એક કાવ્ય પુસ્તક (દીવાન)માં ચાલીસ હજાર જેટલી બયતો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તારીફ–પ્રશંસામાં લખી છે. તેમાં અહલે બયતની તારીફ તથા સીરત પ્રસંગો આબેહૂબ અને રસમય શૈલીમાં વર્ણવવામાં આવ્યા છે. હઝરત શૈખ હસનજી સાહેબે પોતાનો આ કાવ્ય સંગ્રહ રોઝ–એ અત્હર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અર્પણ કર્યો ત્યારે હઝરત હસન જીવ (રહ.)ના ખ્વાબમાં પધારી દુઆ કરી હતી કે હસન જીવ જયાં મદફૂન થવાના છે એ ટેકરા પરની તમામ કબરો ઉપરથી અઝાબ અને ખોફ દૂર કરવામાં આવે.[૧]

બાર ઈમામોની શાનમાં 'હજાર બયત'નો એક સંગ્રહ આપ હઝરત રચિત છે. ઉર્દૂ ભાષામાં 'મીલાદુન્નબી' કાવ્ય સંગ્રહમાં આપ હઝરતની પાંચ હજાર જેટલી પંક્તિઓ અકીદતમંદાના રીતે ભાવ વિભોર શૈલીમાં જોવા મળે છે. આપ હઝરતે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં 'કસીદા' પણ રચ્યા છે. હઝરત મવલાના નિઝામી અને ખ્વાજા અમીર ખુસરૂની મુખમ્મસોના મુકાબલામાં બે મુખમ્મસો આપ હઝરતે રચી છે. જે ઘણી જ લોકપ્રિય પુરવાર થઈ છે. આપ હઝરતે રચેલી પંક્તિઓની કુલ સંખ્યા ૧,૧૨,૦૦૦ હોવાની એક નોંધ જોવા મળે છે.

હઝરત શૈખ વલીય્યુલ્લાહ બિન શૈખ ઈબ્રાહીમ (રહ.)એ બહુ જ ખંત તથા અકીદતપૂર્વક આપ હઝરતના લેખોનો સંગ્રહ

---

[૧] તઝકિરતુસ્સાલિહીન

"ઈત્તિહાફે હસન" ગ્રંથમાં કર્યો છે. આ ગ્રંથમાં આપ હઝરતના જીવનના રૂહાની અને બોધદાયક પ્રસંગો જોવા મળે છે.

૫ મી ઝિલ્કઅદ ૧૦૬૨ હિજરી ૨૭ મી સપ્ટેમ્બર ૧૬૫૨ ઈસવીમાં વફાત થઈ. વફાત સમયે હઝરતની ઉંમર ૯૪ વરસની હતી. સુરતમાં મદફૂન થયા. આપ હઝરત મદફૂન થયા છે એ કબ્રસ્તાન હસનજી સાહેબના ટેકરાના નામે પ્રસિદ્ધ છે. આ કબ્રસ્તાનનો વહીવટ "સુન્ની કઠોરીઆ વહોરા જમાઅત" કરે છે.

## મવ. સૈયદ અહમદ ઉર્ફે સૈયદ મિયાં (રહ.)

**સ્થળ** : મરજાન શામીની મસ્જિદ, સુરત

મૂળ પાટણના રહીશ હતા. આપ હઝરત પોતાના સમયના મહાન આલિમ અને અકાબિર શૈખ ગણાય છે. સૈયદ કુટુંબના રોશન ચિરાગ હતા. તવક્કલ, ફક્ર, રિયાઝત અને ઈબાદતમાં ઘણો ઊંચો દરજ્જો પામ્યા હતા. પોતાના નાના સૈયદ કુત્બુદીન કાદિરી (રહ.) પાસેથી કાદરિયા સિલસિલાની ખિલાફત મેળવી હતી. મવલાના નસરુલ્લાહ, મવલાના ઝહીરૂદ્દીન અને મવલાના મુહમ્મદ હાદી જેવા મહાન આલિમો પાસેથી દીની શિક્ષણ પામ્યા હતા. સુરતની મરજાન શામીની મસ્જિદમાં આપ હઝરત દીની શિક્ષણ આપતા હતા, તેમજ ઈબાદત, રિયાઝત–તપસ્યામાં આ જ મસ્જિદમાં પ્રવૃત્ત રહેતા. હઝરત સૈયદ મુહમ્મદ હાદી સાહબના શાગિર્દ અને ફકીરોના સરદાર હઝરત દુલા શાહ (રહ.)ની વફાત પછી આપને ગાદીનશીન બનાવવામાં આવ્યા. આપે અહીં એક મુર્શિદ તરીકે સારી એવી ખિદમત બજાવી. હજારો લોકો આપથી ફૈઝ પામવા આવતા હતા.

મવલાના શેફતહ સાહેબે પોતાના હજ–સફરનામામાં આપ હઝરતની ઘણી પ્રશંસા કરી છે.

આપની વફાત ઝિલ્હજની ૧૫મી એ હિજરી ૧૨૫૫ ઈસવી સન ૧૮૪૦ માં થઈ. હઝરત શાહ ફાઝિલ અને શાહ કુત્બુદ્દીનની બાજુમાં આપ હઝરતનો મઝાર છે.

તઝકિરતુસ્સાલિહીનના લેખક શૈખ અહમદ ઉર્ફે બખ્શુ મિયાં આપ હઝરતના શાગિર્દ હતા.

## સૈયદ મુહમ્મદ એદ્રુસ (રહ.)

**સ્થળ :** વરિયાવી ભાગોળ, ગુંબદે એદ્રુસિય્યહ, સુરત

આપ હઝરત એદ્રુસ ખાનદાનના જ્વલંત દીપક હતા. આપ હઝરતનો જન્મ હિજરી ૯૭૦ ઈસવી ૧૫૬૨ માં હદ્રમવત પાસેના 'તરીમ' ગામમાં થયો હતો. આપ હઝરતનું ખાનદાન ''એદ્રુસ ખાનદાન''ના નામે પ્રખ્યાત છે જેની થોડીક વિગતો આપણે 'સુરત'ની તવારીખના પૃષ્ઠોમાં જોઈ ગયા છીએ.

દાદાજી હઝરત સૈયદ શયખ (રહ.)ના આમંત્રણથી હિન્દુસ્તાન ખાતે હિજરી ૯૮૯ ઈસ્વી ૧૫૮૧માં પધાર્યા. અહમદાબાદ ખાતે શુભાગમન થતાં દાદાજી હઝરત શૈખ (રહ.)એ અરબીમાં આપ હઝરત વિશે પ્રશસ્તિ કાવ્ય રચ્યું હતું.

હઝરત સૈયદ મુહમ્મદ બિન સૈયદ અબ્દુલ્લાહ અહમદાબાદ ખાતે દાદાજી સૈયદ શૈખ (રહ.) પાસેથી ખિલાફત, ખિર્કહ તથા રજા મેળવી હિજરી ૧૦૨૩ ઈસવી ૧૬૧૪માં સુરત ખાતે પધાર્યા. તે વેળાના સુરતના મુત્સદ્દી મહમૂદખાને આપ હઝરતનું ભવ્ય સ્વાગત કર્યું. આપ હઝરતે પોતાના દાદાજી હઝરત સૈયદ શયખ (રહ.)એ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે રૂહાની ઈશારે બતાવેલ સ્થળે બંધાવેલ મસ્જિદમાં પોતાની ખાનકાહ સ્થાપી રુશ્દો-

હિદાયતના કામનો પ્રારંભ કર્યો. મહમૂદખાને બાદશાહના ફરમાન મુજબ તાલિબખાનના બગીચાની આવકનો એક ભાગ આપ હઝરતની ખાનકાહ તથા મસ્જિદના ખર્ચ માટે વકફ કર્યો હતો.

આપ હઝરતની વફાત ૧૭ મી ઝિલ્હજ હિજરી ૧૦૩૧ ઈસવી ૧૬૨૧માં સુરત ખાતે થઈ.

## સૈયદ મુહમ્મદ મુસ્તફા એદ્રુસ (રહ.)

**સ્થળ** : વરિયાવી ભાગોળ, સુરત

સૈયદ શૈખ મુહમ્મદ (રહ.)ના ત્રીજા સાહબઝાદા હતા. આપ હઝરત સાહબે કશ્ફો–કરામાતવાળા બુઝુર્ગ હતા. નાનપણમાં દિવાલના એક ભાગ ઉપર બેસી દિવાલને ઘોડાની જેમ પોતાની કરામત વડે ચલાવતા હતા. ઘણી કાચી વયમાં આપ હઝરત વફાત પામ્યા. સાદાતે એદ્રુસ મદફૂન થયા છે ત્યાં જ આપ હઝરત પણ દફન થયા.

## સૈયદ જઅફર સાદિક એદ્રુસ (રહ.)

**સ્થળ** : વરિયાવી ભાગોળ, સુરત

આપ હઝરતના પિતાજીનું નામ સૈયદ ઝયનુલ આબિદીન અલ એદ્રુસ હતું.

એદ્રુસ ખાનકાહના સજ્જાદાનશીન સૈયદ અબ્દુલ કાદિર (રહ.)ની વફાત પછી સૈયદ જઅફર સાદિક બિન ઝયનુલ આબિદીન બિન અબ્દુલ્લાહ બિન સૈયદ શૈખ સજ્જાદનશીન પદે નિયુક્ત થયા.

'તારીખે આઈનએ' માનૂસમાં આપ હઝરતની એક કરામત જોવા મળે છે. સુરતમાં મિર્ઝા ઝાહિદ બેગ નામના એક મોટા વેપારી

હતા. એક વેળા મુસાફરી દરમિયાન તેમનું વહાણ તોફાનમાં સપડાયું. વહાણમાં કાણું પડી જતાં દરિયાનું પાણી તેમાં ભરાવા માંડયું. વહાણ ડૂબી જવાનો ભય ઊભો થતાં મિર્ઝા સાહેબે માનતા માની કે જો જાન બચી જશે તો હું હઝરત એદ્રુસ સાહેબની ખાનકાહમાં મીનારો બંધાવવાનો તેમ જ સમારકામ કરવાનો ખર્ચ કરીશ. આ વેળા હઝરત એદ્રુસ (રહ.) હૌઝ ઉપર બેઠા હતા. હઝરત એકદમ હૌઝમાં કૂદી પડયા. થોડીવાર તેમાં જ રહ્યા. અકીદતમંદોએ કારણ પૂછતાં હઝરત ખામોશ રહ્યા. ઝાહિદ બેગનું વહાણ ડૂબતાં બચી ગયું. ઝાહિદ બેગ સુરત સહી–સલામત આવી ગયાં. ઝાહિદ બેગે હઝરત સામે હાજર થઈ તોહફા પેશ કર્યા. પોતાની નિય્યત ઉપર તેમણે અમલ કર્યો નહીં. એક વેળા ઝાહિદ બેગ હઝરત એદ્રુસ (રહ.)ની ખિદમતમાં બેઠા હતા. હઝરતે ઝાહિદ બેગને પોતાના ખભા ઉપર પડેલ નિશાન બતાવી યાદ અપાવ્યું કે તમારું વહાણ ડૂબી રહ્યું હતું તેમાં પડેલ બાકોરાને પૂરવા જતાં તે ચોટ આવી હતી, તેનું આ નિશાન છે. ઝાહિદ બેગ ભોંઠા પડી ગયા. પોતે જે નિય્યત કરી હતી તે અદા કરવા હઝરત ઈશારો કરી રહ્યા છે એ સમજતાં તેમને વાર લાગી નહીં. ઝાહિદ બેગે ૫૭ પગથિયાંવાળો ૮૦ ફૂટ ઊંચો મીનારો બંધાવ્યો. મીનારો બાંધવાના કામમાં ઝાહિદ બેગે પોતે પણ શ્રમ ઉઠાવ્યો હતો.

'તઝકિરતુસ્સાલિહીન' લખે છે કે મિરઝા ઝાહિદ બેગ ૨૦ જેટલા વહાણોના માલિક હતા. પ્રારંભમાં તેઓ શિયા હતા. એક રાત્રે હઝરત ઝયનુલ આબિદીન અલ એદ્રુસ (રહ.) તેમના ખ્વાબમાં આવ્યા. ઝયનુલ આબિદીને મિર્ઝાને શિયા અકીદાથી તવબા કરાવી અને તેમની મૂંછો તથા લટોના વાળ પણ કપાવી નાંખ્યા. સવારે જાગ્યા ત્યારે જોયું તો તેમની મૂંછો તથા લટો કપાયેલી હતી. તેઓએ સજ્જાદાનશીન હઝરત જઅફર એદ્રુસ (રહ.)ની ખિદમતમાં હાજર થઈ ખ્વાબ વર્ણવ્યો. શિયા અકીદો ત્યજી તેમણે સુન્ની અકીદો ગ્રહણ

કર્યો. ઝાહિદ બેગે હઝરત જઅફર એદ્રુસ (રહ.)થી બયઅત કરી. ઝાહિદ બેગ હઝરત જઅફર એદ્રુસ (રહ.)ની પાંયતીમાં દફન થયા છે. એક વેળા ઝાહિદ બેગની બેગમને દફનાવવા કબર ખોદતાં ખોદતાં બાજુમાં આવેલ ઝાહિદ બેગની કબરનો થોડોક ભાગ ઉઘાડો થઈ ગયો. જોતાં જણાયું કે ઝાહિદ બેગનું કફન તદન સલામત છે. સુરતના તે વેળાના નવાબ અફઝલુદીન પણ આ દશ્ય જોનારાઓમાંથી હતા.

ઝાહિદ બેગે હઝરત એદ્રુસ (રહ.)ની ખાનકાહમાં મીનારો, ટાંકી, હૌઝ અને અન્ય બાંધકામ માટે લાખો રૂપિયા ખર્ચ કર્યા હતા.

હઝરત ઝઅફર એદ્રુસ (રહ.)ના સમયમાં બાદશાહ શાહજહાંએ હઝરતની ખાનકાહના ખર્ચ માટે ઓલપાડ તાલુકાનું 'ઓરમા' ગામ ઈનામમાં આપ્યું હતું. (હિજરી ૧૦૩૧) સૈયદ જઅફર સાદિક (રહ.) હિજરી ૧૦૪૬–ઈસ્વી ૧૬૫૪ માં વફાત પામ્યા.

## હઝરત ઝિયાઉદ્દીન-ઝિયા મઅસૂમ (રહ.)

ઈરાક ખાતે હદ્રમવતમાં હિજરી ૧૦૮૫ ઈસ્વી ૧૬૭૪ માં જન્મ થયો. ૧૧ વર્ષ જેટલી નાની વયમાં જ ફિકહ અને હદીસની ઉચ્ચ દીની તાલીમ પ્રાપ્ત કરી. વાલિદ સાહેબ પાસેથી જ ખિર્કએ ખિલાફત મેળવ્યો. હિજરી ૧૧૧૫માં સુરત ખાતે પધારી વીરમગામી મુહલ્લામાં કાઝી અબ્દુલ કાદિરના મકાનમાં કિયામ કર્યો. કાફિરો સાથેની એક જંગમાં મુહર્રમની ૮મી એ ૧૧૬૫ હિજરી ૧૭૫૨ ઈસવીએ શહાદત પામ્યા. વીરમગામી મુહલ્લામાં આપ હઝરતનો મઝાર છે. મઅસૂમ પીરના નામે પ્રખ્યાત છે.

આપ હઝરતના મઝાર પાસે ખલીફા સૈયદ અબ્દુલ કાદિર મૂસી (રહ.)નો મઝાર છે.

# સૈયદ કમાલુદ્દીન મલબારી (રહ.)

**સ્થળ : ગોપી તળાવ, સુરત**

આપ હઝરત હમદાનના 'જતુશાન'ના વતની હતા. વાલિદનું નામ સૈયદ મુહમ્મદ ઝયનુદ્દીન હતું. સૈયદ અલી હમ્દાનીની ઔલાદમાંથી હતા.[1] જરૂરી દીની તાલીમ પામ્યા પછી નાના ભાઈ–બહેનને લઈ હજ અર્થે ગયા. હજથી પરવારી એક રૂહાની ઈશારે મલબાર પધાર્યા. આપ હઝરતને ઈસ્લામનો પ્રચાર–પ્રસાર કરતા જોઈ ત્યાંના રાજાએ આપ ઉપર હુમલો મોકલ્યો, પરંતુ લશ્કર ઘૂંટણો સુધી જમીનમાં ધસી ગયું. આપની આ કરામતથી રાજા ઘણો જ પ્રભાવિત થયો અને ઈસ્લામ સ્વીકાર્યો. પછી આપ હઝરતે બીજીવાર હજ અદા કરી. આપ હઝરતના સુરત આગમનની સાલ જાણવા મળતી નથી. સુરત ખાતે આપે ગોપી તળાવ પાસે મુકામ કર્યો. ૨૭મી રજબ ૯૬૯ હિજરીમાં વફાત પામ્યા. આપનો મઝાર ગોપી તળાવના કિનારે છે.

આપ હઝરતના મઝાર ઉપર ગુંબદ, દીવાનખાનું તથા મસ્જિદ વગેરેનું બાંધકામ મલબાર તથા કાનાનેરના અકીદતમંદોએ કરાવ્યું હતું. ૧૨૬૧ હિજરી ૧૮૪૫ ઈસવીમાં નવાબ સફદરખાન તથા મીર મુઈનુદ્દીનખાન વચ્ચે થયેલ ખાનાજંગીમાં આ ઈમારતો નાશ પામી હતી. આ મઝારનો વહીવટ પહેલાં હઝરત શાહ આલમ અહમદાબાદી (રહ.)ના વંશજો પાસે હતો. આ પછી શૈખ હુસૈનુદ્દીન બિન શૈખ ઈમાદુદ્દીન બિન શૈખ મુરાદ તથા તેમના વંશજો પાસે વહીવટ આવ્યો હતો.

---

[1] બરકાતુલ ઔલિયા–ઈમામુદ્દીન ગુલશનાબાદી. સૈયદઅલી હમદાનીનું વૃત્તાંત આગલા પૃષ્ઠોમાં શાહ નુરૂલ્લાહ હમદાની (રહ.)ના વર્ણનમાં આપેલ છે.

આપ હઝરત પાસેના કેટલાક મુબારક તબર્રુકાતો અત્યારે ય જળવાયેલા હોવાનું મનાય છે. જેમ કે હઝરત અલી (રદિ.) તથા હઝરત મૂસા કાઝિમ (રહ.)ના પવિત્ર હાથોથી લખાયલા પત્રો, કૂફી લિપિમાંનું કુર્આન શરીફ, ઈમામ હુસેન (રદિ.)ના મુબારક હાથની મશ્કની તખ્તીઓ તથા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક વાળ વગેરે.

## સૈયદ અલી અલ એદ્રુસ (રહ.)

સૈયદ અલી બિન અબ્દુલ્લાહ બિન અહમદ બિન હુસૈન બિન શરીફ શૈખ બિન અબ્દુલ્લાહ બિન શૈખ બિન અબ્દુલ્લાહ બિન અબૂબકર સિકરાન (રહ.)નો જન્મ ૧૦૪૫ હિજરી ૧૬૩૫ ઈસવીમાં અરબસ્તાન ખાતેના તરેજામાં થયો. હદીસમાં પારંગત હોઈ મુહદિસે લાસાની કહેવાય છે. પોતાના સમયના કુતુબ ગણાતા હતા. સાહિબે કરામાત બુઝુર્ગ હતા. દિલ્હી ખાતે પણ થોડો સમય રૂશ્દો–હિદાયતનું કાર્ય બજાવ્યું હતું. સુરત ખાતે કાયમી વસવાટ કરી દીની–તબ્લીગી ખિદમત અંજામ આપી. હિજરી ૧૧૩૧ ઈસવી ૧૭૧૯ માં ૮૬ વર્ષનું આયુષ્ય ભોગવી સુરત ખાતે વફાત પામ્યા. હાફિઝ મસઊદ ખાને ૧૧૪૦ હિજરી ૧૭૨૭ ઈસ્વીમાં આપના મઝાર ઉપર ગુંબદ તથા પાસે મસ્જિદ બનાવી હતી. આ ખાનદાનના સજ્જાદાઓ છોટા એદ્રુસ તરીકે ગુજરાતમાં પ્રસિદ્ધ છે.

## સીદી મુહમ્મદ (રહ.)

અહમદાબાદના જાણીતા આલિમ અને બુઝુર્ગ હઝરત શાહ વજીહુદીન ગુજરાતી (રહ.)ની ઔલાદમાંથી હતા. આપ હઝરતની વફાત ૧૬મી મુહર્રમ હિજરી ૧૨૫૩ ઈસ્વી ૧૮૩૭ માં થઈ. આંબાવાડીની મસ્જિદમાં આપ હઝરતનો મઝાર છે.

# સૈયદ અબ્દુલ વહ્હાબ બુખારી (રહ.)

**સ્થળ : સોદાગરવાડા, ચૂડગરાંની મસ્જિદ, સુરત**

હઝરત મખ્દૂમ સૈયદ યહ્યા તિર્મિઝી (રહ.)ની ઔલાદમાંથી હતા. ગુજરાતના સુલતાન બહાદુરના અમીર હતા. સુલતાનની વફાત પછી નિવૃત્તિ લઈ યાદે ઈલાહીમાં પરોવાઈ ગયા. હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ નકશબંદી (રહ.)[1]ના ખલીફા શૈખ તાજુદ્દીન (રહ.)થી ખિલાફત મેળવી સુરત પધારી તબ્લીગ અને રુશ્દો–હિદાયતની ખિદમત અંજામ આપી.

૧૦૧૨ હિજરીમાં વફાત પામ્યા. સોદાગરવાડની ચૂડીગરાંની મસ્જિદમાંના સહનની દક્ષિણ દિશામાં આપ હઝરતનો મઝાર છે. આ મસ્જિદ તથા તેમાંનો ૧૦૫ ફૂટ ઊંચો મીનારો ચૂડગર લોકોએ ૧૦૧૪ હિજરીમાં બનાવ્યો હતો. આપ હઝરતની બાજુમાં ખલીફા શાહ હુસૈન (રહ.)નો મઝાર છે. આપના સાહબઝાદા સૈયદ મુહમ્મદ (૧૦૭૧ હિજરી) તથા સૈયદ મુહમ્મદના ભાણેજ અને જમાઈ હઝરત સૈયદ અબ્દુલહક (૧૦૯૭ હિજરી)નો મઝાર પણ આ જ મસ્જિદના સહનમાં છે.

---

[1] હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ગણના નામવાર મશાયખોમાં થાય છે. કાબુલ ખાતે ૯૭૨ હિજરીમાં જન્મ થયો. નામ સૈયદ રઝિયુદ્દીન હતું. પિતાજીનું નામ કાઝી અબ્દુસ્સલામ હતું. ઈલ્મ અને તસવ્વુફનું જ્ઞાન–ભાન મેળવવા બદખ્શાં, બલ્ખ, સમરકંદ, લાહોર વગેરે સ્થળોએ જઈ ખ્વાજા ઉબૈદ, અમીર અબ્દુલ્લાહ બલ્ખી, શેખ સમરકંદી, શેખ બાબાઈવાલી વગેરે બુઝુર્ગોની સુહબતમાં રહ્યા. માઉન્નહર ખાતે ખ્વાજા અમકન્ગી (રહ.)થી ખિલાફત મેળવી એ પછી દિલ્હી આવી ફિરોઝી કિલ્લામાં મુકીમ થયા. ૧૦૧૨ હિજરી ૨૫ જમાદિઉલ આખરે વફાત પામ્યા. મશહૂર બુઝુર્ગ મુજદ્દિદે અલ્ફેસાની શેખ અહમદ સરહિન્દી (રહ.), શેખ તાજુદ્દીન સંભલી, ખ્વાજા હિસામુદ્દીન આપ હઝરતના ખલીફાઓ છે. (અનવારુલ આરિફીન, હઝરાતુલ કુદ્સ)

શાહ મુરાદ (રહ.) અને શાહ લતીફ મઝાર ગામ હલધરુ, ચોર્યાસી તાલુકા (રહ.) પણ આપના ખલીફાઓ છે.

## શાહ નસરુલ્લાહ વલી (રહ.)

**મઝાર** : દાના સાહેબના કબ્રસ્તાન, સુરત

આપ હઝરત મૂળ પેશાવરના વતની હતા. હજ પછી સુરત પધાર્યા હતા. હઝરત શાહ નૂરુલ્લાહ (રહ.)ના સાહબઝાદા મૌલાના ખયરૂદ્દીન (રહ.)ની દીની ઈસ્લાહ–સુધારણા આપ હઝરતે જ કરી હતી; અને ઉચ્ચ દીની તાલીમ આપી હતી.[૧]

દિલ્હીથી વઝીરુલ મમાલિક ગાઝીયુદીન આસિફજાહ સુરત પધાર્યા હતા ત્યારે શહેરના ઉચ્ચ મશાયખો અને આલિમોની મજલિસમાં એક વિવાદાસ્પદ અને વિકટ મસ્અલાનો હલ ઘણી જ સરળતાથી કરી આપતાં. વઝીર તથા હાજરજનો આપ હઝરતની ઈલ્મી પ્રતિભાથી ઘણા જ પ્રભાવિત થયા હતા.

આપ હઝરતનો મઝાર ખ્વાજા દાના સાહેબના કબ્રસ્તાનમાં છે.

## શાહ હલીમ (રહ.)

**સ્થળ** : ગોપી તળાવ, સુરત

પોતાના સમયના મહા મોટા સૂફી સંત હતા. આપ હઝરત સદા પાણીમાં બેસી અસ્માઉલ હુસ્ના (અલ્લાહના મુબારક નામો)નો ઝિક્ર કરતા હતા અને આ મુબારક નામો પાણીમાં તરતા વંચાતા હતા. આપ હઝરતની આ એક મોટી કરામત હતી.

---

[૧] એઅરાસ નામા

મીર મુઈનુદ્દીન ખાન તથા નવાબ સફદરખાન વચ્ચેની જંગમાં આપ હઝરતને ગોળી વાગતાં શહીદ થયા હતા. આપ હઝરતની શહાદત ૨૪ મી ઝિલ્હજ ૧૧૫૭ હિ. ૧૧૬૧ ઈસ્વીએ હતી. સુરત–ગોપી તળાવના કિનારે આપ હઝરતનો મઝાર મુબારક આવેલ છે.

હઝરત શાહ ખયરૂલ્લાહ (રહ.) આપ હઝરતના ખલીફા હતા.

## શાહ ખયરુલ્લાહ (રહ.)

**સ્થળ** : મરજાન શામીની મસ્જિદ–સુરત

આપ હઝરત શાહ હલીમ (રહ.)ના ખલીફા હતા. સુરત ખાતે મરજાન શામીની મસ્જિદમાં બેસી જીવન પર્યંત લોકોની રુશ્દો–હિદાયત દ્વારા સેવા બજાવી.

એક કથન મુજબ સતત ૧૨ વરસ સુધી પીરો–મુર્શિદ આદેશના અનુસાર એક જ ઓરડામાં બંધ રહી એતિકાફ કર્યો હતો. આ સમય દરમિયાન આપ હઝરતે ખાણી–પીણીનો ત્યાગ કર્યો હતો. આ બાબતમાં તવારીખમાં બુઝુર્ગોએ લખ્યું છે કે અલ્લાહ પાકના મુબારક નામોમાં તજલ્લી અને બરકત એટલા બધા વિપુલ પ્રમાણમાં છે કે તેના ઝિક્ર વેળાની લીનતા–એકાગ્રતામાં ભૂખ કે તરસની હાજત ઊભી થતી નથી. અલ્લાહવાળાઓની આ એક મોટી કરામત ગણાય છે.

૧૧૭૪ હિજરીમાં વફાત પામી સુરત ખાતે મરજાન શામીની મસ્જિદમાં જ મદફૂન થયા.

## શાહ ફાઝિલ (રહ.)

**સ્થળ** : મરજાન શામીની મસ્જિદનું કબ્રસ્તાન, સુરત

આપ હઝરત કવમે બલાહિર (પટની)માંથી હતા. આપ હઝરત

ઔરંગાબાદ ખાતે શહીદ શાહ ઈનાયતુલ્લાહ સૂફી (રહ.)[1]ના ખલીફા શાહ પીર મુહમ્મદના મુરીદ અને ખલીફા થયા. મવલાના વલીય્યુલ્લાહ (રહ.) સાથે સુરત આવી સ્થાયી થયા.

હઝરત શાહ કુત્બુદ્દીન આપ હઝરતના ખલીફા હતા. ૨૬ મી મુહર્રમે ૧૧૯૯ હિજરી–૧૭૮૪ ઈસવીએ વફાત પામ્યા. મઝાર મુબારક મરજાન શામીની મસ્જિદના કબ્રસ્તાનમાં છે.

## સૈયદ સઅદુલ્લાહ (રહ.)

**સ્થળ** : મુગલસરાય, સુરત

આપ હઝરત હુસૈની સૈયદ છે. શૈખ પીર મુહમ્મદ સલૂજા (રહ.)ના નવાસા થતા હતા. હઝરત મૌલાના અબ્દુલશ્શકુરં (રહ.) પાસેથી ફૈઝ તથા ખિર્કએ ખિલાફત મેળવ્યો હતો. લગભગ ૧૨ વરસ સુધી મક્કા શરીફ ખાતે દીનના બોધ તથા દર્સની ખિદમત અંજામ આપી. મક્કાના હાકિમ સાથે સારા સંબંધો હતા. લોકોની જરૂરિયાતો હાકિમ પાસેથી પૂરી પડે એવા પ્રયત્નો કરતા. અમુક કારણસર હાકિમથી નારાજ થઈ જતા. મક્કા ત્યાગી ગુજરાતમાં આવી સુરત ખાતે સ્થાયી થયા. આપ હઝરત બાદશાહ ઔરંગઝેબ આલમગીરના સહાધ્યાયી–હમસબક હતા. કેટલાકો કહે છે કે, જહાંગીરના આપ ઉસ્તાદ હતા. બાદશાહે પોતાના પત્રોમાં ઘણા જ માનપૂર્વક આપને સંબોધ્યા છે. આલમગીરે આપ હઝરતની ખાનકાહ માટે એક મકાન બંધાવી આપ્યું હતું અને ખર્ચ માટે બે ગામ ભેટ ધર્યા હતા. ઘણી વખત આપ હઝરતે આલમગીરને મળી લોકોની જરૂરિયાતો પૂરી કરી હતી. આલમગીર પાસે સામાન્ય

---

[1]આપનો મઝાર મીરાંપુર–સિન્ધમાંના બઝૂક નામના સ્થળે છે.

લોકોની સિફારિશ કરતાં ય ખચકાતા ન હતા. આપ હઝરતની આંટ–ઈઝઝત તથા ખ્યાતિ દૂર દૂર સુધી પ્રસરી હતી. અસંખ્ય લોકો આપ હઝરત પાસે આવતા અને હિદાયત પામતા.

કશફુલ હક, તુહફતુર્રસૂલ, રિસાલએ હલ્લે અશઆર, મવલાના મસ્નવી મઅનવી વગેરે આપ હઝરતની પ્રખ્યાત કિતાબો છે. હિદાયતે હિકમત ઉપર પણ આપે વિવેચન કરતું સુંદર પુસ્તક રચ્યું છે.

મખ્દૂમ હાશમ સિન્ધી આપ હઝરતના શાગિર્દ છે. ૧૧૦૧ હિજરીમાં વફાત પામ્યા. સુરત ખાતે મુગલસરાયમાં આપ હઝરતનો મઝાર છે.

(મુન્તખબુલ લુબાબ, ભા.૨, પૃષ્ઠ ૫૬૧, સિયરુલ અવલિયા)

## હાજી મુહમ્મદ અરબ તકરૂરી (રહ.)

મૂળ આફ્રિકાના હતા. અરબી નસલના હોવાથી અરબી ભાષા સિવાય બીજી કોઈ ભાષા સમજતા ન હતા. 'હમ્બલી' મસ્લક ધરાવતા હતા. દીવાના–મજઝૂબ સિફત બુઝુર્ગ હતા. હમાઈલ જેવી એક કિતાબ સદા બગલમાં રહેતી. નમાઝનો સમય થતો ત્યારે પોતે એકલા જ ઈકામત કહી નમાઝ પઢી લેતા.

એક દિવસે આપ હઝરતે એક બકરો પકડી ઝબહ કર્યો અને તે રાંધી–પકાવી લોકોને ખવડાવી દીધો. બકરાના માલિકને આ વાતની ખબર પડતાં આપ હઝરત પાસે આવી શિકાયત કરતાં કહ્યું કે હઝરત આ બકરો તો મેં ન્યાઝ માટે રાખ્યો હતો. હઝરતે તેને જવાબ દીધો કે આ બકરા ઉપર અલ્લાહનો જ હક હતો અને તે જ મેં ખાધો છે તથા લોકોને ખવડાવ્યો છે.

આપ હઝરતની આવી વિચિત્ર રહેણી–કરણી અને રીતભાતથી લોકો આશ્ચર્ય અનુભવતા. કેટલાકો ટીકા અને નિંદા પણ કરતા, પરંતુ ધીમે–ધીમે એક મજઝૂબ તરીકે લોકોમાં ખ્યાતિ પામતાં આદર અને સન્માનની નજરે લોકો જોવા લાગ્યા.

આપ હઝરતની કેટલીક કરામતો તઝકિરતુસ્સાલિહીન અને હકીકતુસ સુરતમાં જોવા મળે છે.

એક વેળા સુરતના સોદાગર સીદી અલમસના નિવાસસ્થાને એક મજલિસમાં આપ હઝરત બેઠા હતા. એકાએક આપ એક ગુજરાતી સોદાગરનું નામ લઈ ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન પઢયા. આ સોદાગર આ સમયે અરબસ્તાનની સફરમાં હતા. લોકોએ સમય અને દિવસની નોંધ કરી લીધી. જયારે અરબસ્તાનથી સોદાગરનું વહાણ સુરત પાછું ફર્યું ત્યારે ખબર પડી કે આ સોદાગરની લોકોએ નોંધ કરી હતી તે મુજબ મરણ પામ્યા હતા.

એ વાત પ્રચલિત હતી કે જે માણસને આપ હઝરત પૈસા આપતા તેના ધન દોલતમાં ઘણી વૃદ્ધિ થઈ જતી હતી. મુન્શી અબ્દુલ હકીમ નોંધે છે કે એક વેળા હું ખ્વાજા બકા બેગની મસ્જિદમાં બેઠો હતો. આપ હઝરત મસ્જિદમાં આવ્યા અને મારા હાથમાં બે પૈસા મૂકી નમાઝમાં પરોવાઈ ગયા. હું સમજ્યો કે હઝરતે મને જમવાનું લઈ આવવા માટે આ પૈસા આપ્યા હશે. હું તરત જ બહાર જઈ આ બે પૈસામાં મારી પાસેના બીજા પૈસા ઉમેરી નાન તરકારી લઈ આવ્યો. હઝરત અરબી ભાષા સિવાય બીજી કોઈ ભાષા જાણતા ન હતા અને હું અરબી ભાષા જાણતો ન હતો. હઝરતને મેં ઈશારાથી જમવાની અરજ કરી, પરંતુ હઝરત તો અરબીમાં મને કશું કહી જમ્યા વિના જ મસ્જિદ બહાર ચાલ્યા ગયા. પાછળથી મને સમજાયું કે

હઝરતે બે પૈસા મારા ઉપયોગ માટે જ મને આપ્યા હતા, પરંતુ તે મારા નસીબમાં ન હતા. આ બે પૈસા નાન–તરકારીવાળાના ત્યાં પહોંચ્યા. અત્યાર સુધી તે આબાદ અને સુખી છે.

એક વેળા બે ગાયો લડી રહી હતી. આપે એક ગાયને મારી નાખી. આપને હાકિમની અદાલતમાં પકડી લઈ જવામાં આવ્યા. હાકિમે આપ હઝરતને જેલમાં પૂરી દીધા. હાકિમે અત્રે જોયું કે મારા સરાણે બે સિંહ આજુબાજુ ઊભા છે. હાકિમે ડરી જઈ બૂમાબૂમ કરી મૂકી. આ રીતે ભયભીત દશામાં તેણે રાત પસાર કરી. સવારે કોઈકે હાકિમને સમજાવ્યું કે મજઝૂબ સાહેબને કેદ કર્યા છે, તેમને અત્યારે જ છોડી મૂકો. હાકિમે આપને મુક્ત કરી દીધા.

એક વખતે માછલીપીઠમાં ભયંકર આગ લાગી. પારસી ભાઈઓના ઘણા મકાનો બળીને રાખ થઈ ગયા, પરંતુ તેમની નજીકના જ પટની સોદાગરોના મકાનો બચી ગયા. આ ઘટના બની તેના ત્રણ દિવસ અગાઉ આપે શહેરની મરણ પામેલી બિલાડીઓ એકત્ર કરી, સોદાગરવાડા અને તૂરકીવાડામાંના કૂતરાઓને ખવડાવી દીધી. લોકોને હઝરતના આ વર્તનથી ઘણી જ નવાઈ લાગી. આ પછી ત્રીજા જ દિવસે ભયંકર આગ લાગી. આગ લાગી ત્યારે હઝરત મસ્જિદના ધાબા ઉપર ચઢી અઝાન આપી રહ્યા હતા.

હઝરત પાસે ઘણા હાજતજનો અને બીમાર માણસો આવતા. ઈશરાકની નમાઝ બાદ બીમાર માટે પાણી ઉપર દમ કરી આપતા. એક દિવસ એક સિન્ધીભાઈ પોતાના એક બીમાર કુટુંબીજન માટે પાણી દમ કરાવવા આવ્યા. હઝરતે ત્યાં આવેલ બધા જ માણસોના પાણી ઉપર દમ કરી આપ્યો, પરંતુ પેલા સિન્ધી ભાઈ તરફ સ્હેજે લક્ષ આપ્યું નહીં. કોઈકે હઝરતને સિન્ધી ભાઈ તરફ લક્ષ ન આપવાનું કારણ પૂછ્યું તો હઝરતે અરબી ભાષામાં જવાબ આપ્યો કે એ ભાઈને

સમજાવો કે તમો જેમના માટે પાણી દમ કરાવવા આવ્યા છો તે તો મૃત્યુ પામ્યા છે. પેલા સિન્ધી ભાઈએ દોડતા ઘેર જઈને જોયું કે, ખરેખર હઝરતે કહ્યું હતું એ મુજબ પેલા સ્નેહીનું મૃત્યુ થયું છે.

ઈ.સ.૧૮૨૪–૨૫ માં આપ હઝરતની વફાત થઈ. શૈખ સાલિહ ચલબ્બીની મસ્જિદ પાસે જ આવેલા ઈબ્રાહીમ ચલબ્બી સાહેબના મકબરામાં આપ હઝરતનો મઝાર છે. સૈયદ અલી બગદાદી (રહ.)નો મઝાર પણ ત્યાં જ છે.

## સૈયદ અબ્દુર્રહીમ બગદાદી (રહ.)

આપ હઝરતનો વંશીય સિલસિલો પંદરમી પેઢીએ હઝરત પીરાને પીર સૈયદ ગૌસુલ આઝમ (રહ.) સુધી જઈ મળે છે. કાદિરી સિલસિલાના સજ્જાદાનશીન હઝરત સૈયદ સાલિહ બગદાદી (રહ.) પાસેથી ખિલાફત મેળવી. યુવાન વયમાં ઈ.સ.૧૨૨૨ હિજરી સન ૧૩૯૭ માં સુરત આવી વસ્યા.

આપ હઝરતની વંશાવળી નીચે મુજબ છે :

સૈયદ અબ્દુર્રહીમ કાદિરી, બિન સૈયદ ખલીલ, બિન સૈયદ અબ્દુર્રહીમ, બિન સૈયદ નાસિર, બિન સૈયદ હુસેન, બિન સૈયદ અબ્દુલ કાદિર, બિન સૈયદ અબ્દુર રઝઝાક, બિન સૈયદ મહમૂદ, બિન સૈયદ ફરજુલ્લાહ, બિન સૈયદ મહમૂદ, બિન સૈયદ અલી, બિન સૈયદ રજબ, બિન સૈયદ અલી, બિન સૈયદ અહમદ, બિન સૈયદ શયખ અબૂબકર અબ્દુર રઝઝાક, બિન હઝરત અબ્દુલ કાદિર જીલાની બગદાદી (રહ.).

આપ હઝરત સુરત ખાતે પધાર્યા ત્યારે પ્રથમ શહેરની બહાર સૈયદ અશરફી ઉર્ફે પીર સોદા (રહ.)ના તકીયામાં કિયામ કર્યો હતો.

સોદાગરવાડાના પટની સુન્નત જમાતના કેટલાક આગેવાનોના આગ્રહથી આપ હઝરત સુરતમાં મુગલીસરાયના લત્તામાં પધાર્યા.

તઝકિરતુસ્સાલિહીન લખે છે કે, પટનીઓની પડતીનું કારણ આપ હઝરતની દિલ આઝારી હતી.

આપ હઝરત જે નમાઝના પાબંદ હોય, એવા જ શખ્સને પોતાનો હાથ ચૂમવા દેતા હતા.

એક હાસિદ–અદેખા શખ્સની શરારતના કારણે આપ હઝરતને અદાલત સમક્ષ હાજર થવું પડયું હતું. મુન્સિફ–જજ આપને જોતાં જ ઘણા પ્રભાવિત થયા હતા. પોતાની નજીક બેસાડી વાતથી વાકેફ થઈ માન સહિત આપ હઝરતને અદાલતમાંથી વિદાય કર્યા.

૭મી જમાદિઉલ અવ્વલ ૧૨૪૭ હિજરી–૧૮૩૧ ઈસવીમાં આપ હઝરત વફાત પામ્યા. ચલબ્બી કબ્રસ્તાનમાં આપ હઝરતનો મઝાર છે. સચીનના નવાબ સીદી ઈબ્રાહીમખાને આપ હઝરતના મઝાર ઉપર રોઝો બંધાવ્યો છે.

આપ હઝરતને ચાર સાહબઝાદા હતા, જે પૈકી ત્રીજા સાહબઝાદા સૈયદ અબ્દુર્રઝઝાક (વફાત ૧લી શવ્વાલ હિજરી ૧૩૦૦–ઈસવી ૧૮૮૩)નો મઝાર આપ હઝરતના મઝારની જમણી બાજુએ છે. ચોથા ફરઝંદ હઝરત સૈયદ અલી મસ્તાન (વફાત ૨૯ રજજબ હિજરી ૧૩૧૨ ઈસ્વી ૧૮૯૪)નો મઝાર હાજી મુહમ્મદ તકરૂરી (રહ.)ના મઝાર પાસે છે. કહેવાય છે કે ઈ.સ. ૧૮૮૯માં બુરહાનપુરી ભાગલ ઉપર ભયંકર આગ લાગી. આગ રાણી તલાવ તરફ વધી રહી હતી આ જોઈ કેટલાક પટની જમાઅતના સદગૃહસ્થોએ આપ હઝરતને રાણી તલાવ લત્તાની સલામતી માટે દુઆ કરવા વિનંતી કરી. આપ હઝરત ચાંદ શહીદની મસ્જિદના એક છાપરા ઉપર ચઢી ગયા અને

જે દિશામાં આગ ભભૂકી રહી હતી એ તરફ પાણીના છાંટા માર્યા. આગ આગળ વધતાં અટકી ગઈ હતી.

આપ હઝરતના ફરઝંદ સૈયદ અબ્દુલકાદિર (રહ.)ના બે ફરઝંદ હતા : ૧. સૈયદ અબ્દુર્રહીમ ઉર્ફે સયદુમીયાં અને ૨. સૈયદ હસન સૈયદ સયદુમીયાં સાહેબની શાદી સચીન શહેરમાં નવાબ સીદી અબ્દુલ કરીમના સાહિબઝાદી સાથે થઈ હતી. સૈયદ સયદુમીયાં (રહ.)ની વફાત ૭ જમા. અવ્વલ હિજરી ૧૩૨૮, ૧૭ મે ઈ.સ. ૧૯૧૦ ના દિવસે થઈ હતી. જ્યારે સૈયદ હસન (રહ.) ૧૯ રબીઉલ આખર ૧૩૧૬ હિજરી ૧૮૯૮ ઈસ્વીએ વફાત પામ્યા હતા. સૈયદ હસનની કબર કાકા સૈયદ અલી સાહિબ (રહ.)ના સિરહાને છે. આપના મઝાર પાસે ફરઝન્દ સૈયદ અબ્દુલ્લાહ (વફાત ૧૧ રબી. આખર હિજરી ૧૩૩૧ માર્ચ ૨૦ ઈસ્વી ૧૯૧૩)ની કબર છે.

હઝરત સૈયદ સયદુમીયાં (રહ.)ના એક ગાદીનશીન સૈયદ અબ્દુર્રઝઝાક (રહ.) પણ સુરતના નામવર બુઝુર્ગ થયા છે. તેઓ પીર થપ્પડના નામથી લોકોમાં જાણીતા છે. આપ હઝરત ઉપર સદા મસ્તી છવાયેલી રહેતી. જ્યારે કોઈ માણસ તાવની ફરિયાદ લઈ આપ હઝરત પાસે આવતો ત્યારે આપ તેને થપ્પડ મારતા. થપ્પડ મારતાં જ તાવ દૂર થઈ જતો. આપ હઝરતની આ કરામતને લઈ પીર થપ્પડ તરીકે મશહૂર થયા.

## મવલાના નૂર મુહમ્મદ શાહનગર (રહ.)

**સ્થળ :** હાફિઝ બહાદુરનું કબ્રસ્તાન, સુરત

આપ હઝરત મહાન આલિમ અને ફાઝિલ હતા. પોતાનું ગુજરાન કાંસકીઓ બનાવીને ચલાવતા હતા. આપ હઝરતે પ્રાથમિક તથા ઉચ્ચ દીની તાલીમ પોતાના સમયના મહાન આલિમો અને

બુઝુર્ગો મૌલાના ગુલામ મુહમ્મદ વલીયુલ્લાહ, મૌલાના સૈયદ અહમદ અલી દહેલ્વી અને સૈયદ મુહમ્મદ હાદી (રહ.) પાસેથી મેળવી હતી. તસવ્વુફ તથા સુલૂકનું જ્ઞાન–ભાન મહાન આલિમ મૌલાના રશીદુદ્દીન ગુજરાતી (રહ.)ના ભાઈ હઝરત શૈખ ગુલામ ફરીદથી પ્રાપ્ત કર્યું હતું.

આપ હઝરતે પોતાના જીવનનો મોટા ભાગનો સમય મસ્જિદમાં જ ઝિક્રે ઈલાહીમાં વીતાવ્યો. મસ્જિદમાં જ રહીને આપ હઝરત તબ્લીગો–તદરીસની સેવા બજાવતા હતા. આપ હઝરતના અસંખ્ય શાગિર્દો હતા, જેમાં ઉત્તર હિન્દના મીરાં બખ્શ તથા બેગમપુરાના સૈયદ અહમદ વાઈઝ મુખ્ય હતા.

૧૬ મી ઝિલ્કઅદ હિજરી ૧૨૪૮ ઈસ્વી ૧૮૩૩માં આપ હઝરતની વફાત થઈ. પોતાના ઉસ્તાદ મૌલાના અહમદ અલી સાહેબ મઝાર પાસે હાફિઝ બહાદુર સાહેબના કબ્રસ્તાનમાં મદફૂન થયા.

## ચાંદપીર શહીદ (રહ.)

**સ્થળ** : રાણીતલાવ, સુરત

સુરત ખાતે રાણી તલાવ વિસ્તારમાં આપ હઝરતના નામ ઉપરથી ચાંદપીરની મસ્જિદ જાણીતી છે. આ મસ્જિદમાં જ આપ હઝરત (રહ.)નો મઝાર છે.

ઈસવી ૧૮૯૭ હિજરી ૧૩૧૫ માં આ મસ્જિદ ઘણી જ બિસ્માર થઈ જવાથી સુરતના જમાલુદ્દીન કાગઝી સાહેબના ફરઝંદો મુહમ્મદમિયાં તથા અમીરમિયાંએ નવેસરથી બંધાવી હતી. ઈસવી સન ૧૯૫૦–૫૧ હિજરી ૧૩૭૦ માં આ મસ્જિદ પુનઃમરામત

માટે પાત્ર બની હતી. મસ્જિદ શહીદ કરી વિસ્તાર વધારી જમાલુદીન કાગઝી સાહેબના એક કુટુંબીજન મુહમ્મદ ઉમર કાગઝી સાહેબે નવેસરથી બનાવી હતી. મસ્જિદ માટે કાયમી આવક પણ ઊભી કરવામાં આવી છે.

સુરતના એક વેળાના પ્રખ્યાત હાફિઝો અને મુદર્રિસો અબ્દુલ્લાહ બિન હાફિઝ ફાઝિલ અને તેમના જ ફરઝંદ હાફિઝ અમીર સાહિબના મઝાર પણ સદરહુ મસ્જિદની સહેનના એક ખૂણામાં છે.

## સૈયદ ફતહ નૂર સુરતી (રહ.)

**સ્થળ** : તાંતવાડા શાહપુર–સુરત

પંજાબથી હિજરત કરી સુરત પધારી તબ્લીગી કામમાં પ્રવૃત્ત બન્યા હતા. આપ હઝરતનો વંશીય સિલસિલો હઝરત સૈયદના ગૌસુલ આઝમ (રહ.) સુધી પહોંચતો હતો. પોતાના સમયના મહા મોટા સૂફી, આરિફ તથા પ્રખર આલિમ લેખાતા હતા.

ઈ.સ.૧૭૮૬ હિજરી ૧૨૦૦ માં વફાત પામ્યા. તાંતવાડા શાહપુરના નાકે ઝાવિયહમાં આપ હઝરતનો મઝાર છે. પુત્ર સૈયદ મોહયુદીન અને નવાસા મીરઝા અહમદ બેગના મઝારો પણ આ જ ઝાવિયહમાં છે.

## સૈયદ નથ્થન શાહ (રહ.)

**સ્થળ** : નાનપુરા–ગાંધીબાગ, સુરત

આપ હઝરત સાલિક તથા મજઝૂબ હતા. વરસો સુધી ભરૂચમાં તબ્લીગી ખિદમત અંજામ આપી. જીવનના છેલ્લા વરસોમાં સુરત

ખાતે પધારી ઈબાદત–રિયાઝતમાં પરોવાયા.

આપની એક કરામત આશ્ચર્યજનક રીતે મશહૂર હતી. પોતાનું પેટ ચીરી આંતરડા બહાર કાઢી આપ ધોઈ સાફ કરતા હતા. કહેતા કે આ પેટની ગરબડ ઈબાદતમાં વિઘ્ન ઊભા કરે છે. તેની સફાઈ રહે તો જ ઈબાદતમાં ધ્યાનમગ્ન થવામાં લિઝઝત આવે છે. ઇ.સ.૧૯૫૫ માં ઈમારતી લાકડાની પીઠમાં ભયંકર આગ ભભૂકી ઉઠી હતી. આપ હઝરતની દરગાહને સ્હેજે આંચ આવી ન હતી. તેને ય લોકો આપ હઝરતની કરામત માને છે.

વજૂદભરી હાલતમાં રબીઉલ આખરની ૭મી હિજરી ૧૨૫૮ ઇસવી ૧૮૪૨ ના રોજ વફાત પામ્યા. આપ હઝરતનો મઝાર ગાંધીબાગ–નાનપુરા રોડ ખાતે છે.

## હઝરત કુતુબશાહ કાદિરી (રહ.)

**સ્થળ :** મરજાન શામીની મસ્જિદ, સુરત

આપ હઝરત મશાહિરે મશાઈખીને કિરામ સુરતમાંથી છે. બરકાતુલ અવલિયા લખે છે કે, આપ હઝરત ઘણા સાહિબે કમાલ તથા ઉચ્ચ સદ્‌ગુણોવાળા મહાપુરુષ હતા. નામ સૈયદ કુત્બુદીન હતું અને પીરાને પટ્ટનના મૂળ વતની હતા. આપ હઝરતનો વંશીય સિલસિલો અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર ફારૂક (રદિ.) સુધી પહોંચે છે.

આપ હઝરતે ઉચ્ચ દીની તાલીમ હઝરત મુફતી નસરુલ્લાહ સાહબ (રહ.) પાસેથી મેળવી. આપ હઝરતે હઝરત શાહ ફાઝિલ (રહ.)ના મુબારક હાથે બયઅત લઈ ખિલાફત મેળવી હતી.

આપ હઝરત પ્રખર આલિમ હોવા ઉપરાંત મહાન વાઇઝ–વકતા

હતા. ઘણી અસરકારક શૈલીમાં વાઅઝ કરતા દૂર દૂરથી હજારો માણસો આપ હઝરતની વાઅઝ સાંભળવા એકત્ર થતા. વઅઝની ઘણી ભારે અસર થતી. હજારો માણસો પોતાના ગુનાહોથી તૌબા કરતા. આપ હઝરતના એક શાગિર્દ સૈયદ અહમદમિયાં કહે છે કે, એક વેળા ગામડાનો એક શખ્સ આપ હઝરતની વઅઝ સાંભળવા આવ્યો હતો. તેના દિલ ઉપર વાઅઝની એટલી ભારે અસર થઈ કે તે બેબાકળો બની જંગલ–વગડા તરફ નાઠો. ચાર દિવસ સુધી તેની કશી ભાળ મળી નહિ. પાંચમા દિવસે જાણવા મળ્યું કે તે વફાત પામ્યો છે.

હઝરત સૈયદ અહમદમિયાં કાદિરી તથા ઉત્તર પ્રદેશના સહસવાનના વતની મૌલાના જીલાની સાહેબ આપ હઝરતના શાગિર્દોમાં ગણાય છે.

૨૬મી જમાદિઉલ આખર હિજરી ૧૨૧૭માં આપ હઝરતની વફાત થઈ. મરજાન શામીની મસ્જિદ પાસેની ખાનકાહમાં આપ હઝરતનો મઝાર છે.

## સૈયદ ઐદીદ (રહ.)

**સ્થળ :** બા–અબૂદની મસ્જિદ, સૈયદવાડા–સુરત

આપ હઝરતનું નામ અબ્દુલ્લાહ હતું. વાલિદ સૈયદ અબ્દુર્રહમાન હદ્રમવતથી હિન્દુસ્તાન રુશ્દો–હિદાયત અર્થે પધાર્યા હતા. અલવી સાદાત હતા.

હઝરત સૈયદ અબ્દુલ્લાહ ઐદીદ (રહ.) સુરતના અગ્રગણ્ય મશાયખોમાં ગણાતા હતા.

આપ હઝરત ૨૫ જમાદિઉલ આખર હિજરી ૧૨૨૦ ઈ.સ.

૧૮૦૫ માં વફાત પામ્યા. સુરત ખાતે સૈયદવાડામાં આવેલ બા–અબૂદની મસ્જિદમાં મદફૂન થયા. આપ હઝરતના ફરઝંદ સૈયદ અહમદ ઐદીદ પણ સુરતના પ્રખર બુઝુર્ગ ગણાતા હતા.

'ભાઠા' ગામ આપ હઝરતની ઔલાદના નિભાવ માટે બાદશાહો તરફથી ભેટ મળ્યું હતું.

## હઝરત હબીબ શાહ (રહ.)

**સ્થળ** : નાનપુરા, સુરત

અહમદાબાદના અગ્રગણ્ય બુઝુર્ગ અને વલી શાહ અબ્દુર્રઝઝાકના મુરીદ તથા ખલીફા હતા. કાદિરી તરીકાથી પણ ફૈઝ પામ્યા હતા. મુખ્યત્વે આપ હઝરતને કાદિરી સિલસિલાનો ફૈઝ હઝરત કાદિર શાહ સાહબ તરફથી પ્રાપ્ત થયો હતો. હાજતમંદો પોતાની જરૂરત માટે પધારતા. દો–ઝાનૂ બેસી નીચે શિર નમાવી લોકોની હાજતો સાંભળતા અને તેઓ માટે દુઆ કરતા. અલ્લાહના ફઝલો કરમથી આપ હઝરતની દુઆમાં એટલી બધી અસર હતી કે લોકોની હાજતો પૂરી થતી. સુરતના હિન્દુ શરાફો–શાહુકારો આપ હઝરતના ભારે અકીદતમંદ હતા. તેમાંના એક શાહુકાર લાલા ચુનીલાલ આપના ભારે આસ્થાળુ હતા. દરરોજ ભાત ભાતનું જમણ હઝરતની ખાનકાહે પહોંચાડતા. કેટલીક વેળા હાજર એવા મહેમાનો અને ફકીરોને લાલા પોતાના હાથે જ જમાડતા. લાલાએ ખંડેરાવપુરામાં એક મસ્જિદ પણ બંધાવી આપી હતી. પાસે જ એક બાગ ખરીદી તેમાં મકાન બનાવડાવી હબીબશાહ (રહ.)ના કુટુંબીજનોને રહેવા માટે આપ્યું હતું. એકાદ લાખ રૂપિયા જેટલો ખર્ચ લાલાએ હઝરત હબીબ શાહ (રહ.)ની સેવા માટે કર્યો હતો. આ ખિદમતના બદલામાં તેની દોલતમાં દિન–બ–દિન વૃદ્ધિ થતી જતી હતી.

૧૧૦ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી ૨ જી શાબાન હિજરી ૧૨૨૮ ઈસવી ૧૮૧૩ માં આપ હઝરતની વફાત થઈ. નાનપુરામાં આપ હઝરતનો મઝાર જાણીતો છે. આપ હઝરતના નામથી અહીં એક મહોલ્લો પણ આબાદ છે.

## સૈયદ મુહમ્મદ મગ્રિબી (રહ.)

આપ હઝરત ગવસુલ આઝમ (રહ.)ની અવલાદમાંથી હતા. આપ હઝરતના શાગિર્દોમાં સૈયદ અબ્દુર્રહીમ બગદાદી (રહ.)ની ગણના થાય છે. ૧૭ મી ઝિલ્કઅદ હિજરી ૧૨૨૮ ઈસ્વી ૧૮૧૩ના દિવસે એક સો વર્ષની ઉંમરે હઝરત સૈયદ મુહમ્મદ (રહ.)ની વફાત થઈ. સૈયદ એદ્રુસ (રહ.)ના મકબરામાં આપ હઝરતનો મઝાર છે.

## હાફિઝ અબ્દુર્રહમાન કારી (રહ.)

**સ્થળ :** દાના સાહેબની મસ્જિદ, સુરત

મૂળ લાહોરના વતની હતા. ખ્વાજા દાના સાહેબના મદ્રસામાં દર્સો–તદરીસની સેવા બજાવતા હતા. ઝાકિર ઈલ્લલ્લાહમાંથી હતા. નકશબંદી સિલસિલામાં મવલાના ખયરૂદ્દીન (રહ.)થી બયઅત હતા. એક અંધ હાફિઝ હઝરત મુહમ્મદ ગુજરાતી અબ્દુર્રહમાન કારી (રહ.) શાગિર્દ હતા. હઝરત હાફિઝ અબ્દુર્રહમાન (રહ.)ની વફાત ૧૧ મી સફર હિજરી ૧૨૩૬ ઈસ્વી ૧૮૨૦ માં થઈ. હઝરત ખ્વાજા દાના (રહ.) સાહેબની મસ્જિદના મુખ્ય દરવાજા પાસે આપ હઝરતનો મઝાર છે.

## હઝરત મુહમ્મદઅલી જિન્ની (રહ.)

ઈ.સ. ૧૮૦૦ ના પ્રારંભમાં બગદાદથી સુરત ખાતે પધાર્યા.

આપ હઝરત સાહિબે કરામાત બુઝુર્ગ હતા. પોતાના સમયના મહાન આમિલ ગણાતા હતા. અમલિયાતમાં પારંગત હોઈ જિન–ભૂત, વળગાડ, જાદુ–સહરથી પિડાતા લોકો તથા બીમારો આપની પાસે ઈલાજ અર્થે આવતા. આપ હઝરતના તાબામાં જિન્નાતો પણ હતા એથી લોકોમાં 'જિન્ની'ના નામે મશહૂર થયા.

ઈ.સ. ૧૮૫૦માં ૮૪ વર્ષનું આયુષ્ય ભોગવી વફાત પામ્યા.

આપ હઝરતનો મઝાર પટની કો.ઓ.હાઉસીંગ સોસાયટીએ બંધાવેલ કોલોનીની બહાર પૂર્વ દિશાએ છે.

## હઝરત યૂસુફ શાહ (રહ.)

**સ્થળ** : ઝારવાડા કબ્રસ્તાન, સુરત

મૂસા સુહાગી ફકીર અને સાહિબે કમાલવાળા બુઝુર્ગ હતા. આપ હઝરતની કેટલીક કરામતો પ્રખ્યાત છે.

મૌલાના અબ્દુલકાદિર બિન મૌલ્વી સૈયદ હસનમીયાં વર્ણવે છે કે, મને આખા શરીર ઉપર ફોલ્લા થયા હતા. સખત ખુજલીના કારણે ચળ તથા પીડા ઉપડતી હતી. ઘણા ઈલાજ તથા દવાદારૂ કરાવ્યા, પરંતુ સહેજે ફાયદો ન હતો. વાલિદહ સાથે હું હઝરત યૂસુફશાહ પાસે ગયો. મને જોઈ પ્રથમ તો આપ હઝરત ઘણા ગુસ્સે થયા, પરંતુ પછી વાત્સલ્ય અને હેતથી કહ્યું કે ઘરે જઈ માછલી ખાવ, સારું થઈ જશે. ચામડીના રોગ ઉપર માછલી ઝેર સમાન લેખાય છે છતાં આપ હઝરતના હુકમનો અકીદતભરી રીતે મેં અમલ કર્યો. પેટ ભરી માછલી ખાધી. આપ હઝરતની દુઆથી હું રોગમુક્ત બની ગયો !

૧૩મી રબીઉલ અવ્વલ હિજરી ૧૨૯૫ ઈસ્વી ૧૮૭૮ એ હઝરતની વફાત થઈ. ઝારાવાડના કબ્રસ્તાનમાં હઝરત મદફૂન થયા.

## હઝરત સૂફી સુલયમાન (રહ.)

**સ્થળ : સ્ટેશન સામે, સૂફીબાગ, સુરત**

લાજપુર ખાતે ઈસવી સન ૧૮૨૯માં આપ હઝરતનો જન્મ થયો હતો. હાફિઝ અહમદ દીવાન બિન યાકૂબ (રહ.)ના આપ હઝરત સુપુત્ર હતા.

ખેતી કરી ગુજરાન ચલાવતા હતા. અંકલેશ્વરના શાહ નિઝામુદ્દીન મુજદ્દિદ–નકશબંદી (રહ.)થી બયઅત થઈ ખિલાફત મેળવી હતી. ગુજરાત તેમ જ સૌરાષ્ટ્ર–કાઠિયાવાડમાં આપ હઝરતના અસંખ્ય શ્રદ્ધાળુઓ અકીદતમંદો તથા મુરીદો હતા. આઝાદી ચળવળના પ્રખ્યાત નેતા હઝરત મૌલાના લિયાકતઅલીના ખાસ વિશ્વાસુ શખ્સ ગણાતા હતા. લાજપુર ખાતે આઝાદી માટેની ચળવળ ચાલી રહી છે એવી અંગ્રેજ સરકારને બાતમી મળતાં લાજપુરમાં ધાડ પાડવામાં આવી હતી. ઘરોની જડતી લેવામાં આવી અને શસ્ત્રો કબજે લેવામાં આવ્યા. જેમાં છ માસ માટે હઝરત સૂફી સુલયમાન (રહ.)ને પણ જેલમાં મોકલવામાં આવ્યા હતા. આઝાદીની લડતમાં ભાગ લેવાના કારણે અંગ્રેજોના હિમાયતી એવા સચીનના નવાબ સાહેબ આપના અકીદતમંદ હોવા છતાં વિરોધી બની ગયા હતા. આપ હઝરતના કેટલાક મઝહબી ઉસૂલો તથા અકીદાઓ અંગે લાજપુરવાસીઓને પણ આપ હઝરત સાથે મતભેદ ઊભા થયા હતા. છેવટે લાજપુરમાંથી હિજરત કરી સુરત સ્ટેશન સામેની મસ્જિદમાં કાયમી પડાવ કર્યો.

૨૦ મી જમાદિઉલ અવ્વલ ૧૩૪૩ હિજરી ૧૯૨૪ ઈસવીએ વફાત પામ્યા. સુરત સ્ટેશન સામે આવેલ સૂફી બાગની મસ્જિદ પાસે આપ હઝરતનો મઝાર છે.

## હઝરત રહમુલ્લાહ ઉર્ફે રામલા શાહપીર (રહ.)

**સ્થળ : એદ્રુસ (રહ.)ની દરગાહ પાસે, સુરત**

આપ હઝરત મજઝૂબ સિફત વલી હતા. આપ હઝરતની કેટલીક કરામતો લોકોમાં જાણીતી હતી. ગમે તે દુકાને જઈ કશી વસ્તુ ખરીદી કોઈને આપી દેતા. દુકાન ઉપર ચઢવાના કારણે દુકાનદારના વેપારમાં ઘણી જ બરકત તથા ઘરાકી થતી. તેનો માલ જોતજોતામાં વેચાઈ જતો. આ કારણને લઈ દરેક દુકાનદાર ઈચ્છતો કે હઝરત મારી દુકાન ઉપર પધારે. કેટલીક વેળા વિચિત્ર વર્તન કરી રસ્તે ચાલતા માણસને ધક્કો મારી ફેંકી દેતા. તેનો અર્થ એવો લેખાતો કે તે શખ્સ જે કામ માટે જઈ રહ્યો છે તેમાં સફળતા મળશે.

એકવેળા નવાબ મીર મુઈનુદ્દીનખાને હઝરતને પોતાના મહેલમાં બોલાવી મંગાવ્યા. હઝરતને નહાવડાવી–ધોવડાવી સુંદર પોશાક પહેરાવ્યો. એ પછી જમાડયા અને દુઆ માટે વિનંતી કરી. હઝરતે મજઝૂબિયતભરી હાલતમાં દુઆ કરી અને નવાબને કહ્યું કે તમો ઓરડાની બહાર બેસો. નવાબ બહાર બેઠા અને હઝરતે ઓરડો અંદરથી બંધ કરી દીધો. કલાકો સુધી આમ ઓરડો બંધ રહેવાને કારણે નવાબને ઘણી જ નવાઈ લાગી. છેવટે એક શખ્સે આવી ઓરડો બંધ હોવાનું અને પોતે બહાર બેસી રહ્યા હોવાનું નવાબને કારણ પૂછતાં નવાબે બધી વિગતો કહેતાં પૂછનાર શખ્સે કહ્યુંકે રામલાશાહ તો ફલાણી જગાએ બાળકો સાથે રમી રહ્યા છે, જે હું મારી સગી આંખે જોઈને અહીં આવી રહ્યોછું. છેવટે દરવાજો ઉઘાડાવી જોયું તો ખરેખર હઝરત ઓરડામાં હતા જ નહીં !

કેટલીક વેળા આપ કિલ્લા તરફ જતા અને ત્યાંના હબશીઓને કહેતા કે સંભાળજો, વાંદરાઓ તમને અહીંથી કાઢી મૂકશે. આ વાંદરાઓ કોણ છે તે હબશીઓ સમજી શકતા ન હતા. થોડાક જ

દિવસો પછી કિલ્લાનો અંગ્રેજોએ કબજો લઈ લીધો અને સીદીઓને કાઢી મૂકયા. આ બનાવ પછી લોકો આપના શબ્દોનો ખરો અર્થ સમજી શકયા હતા.

આપ હઝરતનો મઝાર એદ્રુસ (રહ.)ની દરગાહ પાસે છે.

## ખ્વાજા શાહ મુહમ્મદ મહમૂદ ચિશ્તી (રહ.)

**સ્થળ** : રામપુરા, સુરત

હઝરત શાહ મુહમ્મદ મુરાદ ચિશ્તી (રહ.)ના મુરીદ અને ખલીફા હતા. ઝાહિરી ઉલૂમમાં આપે ભારે સિદ્ધિ મેળવી હતી. નાનપણથી જ અલ્લાહના ઈશ્ક અને મુહબ્બતમાં તરબોળ રહેતા હતા. દુનિયાની મુહબ્બત તથા મોહમાયાનો સદંતર ત્યાગ કર્યો હતો. જે કાંઈ જીભેથી ઉચ્ચારતા તે પૂર્ણ થઈને રહેતું. ઔરંગાબાદ અને પાટણમાં રહીને પણ લોકોને રૂહાની ફૈઝ પહોંચાડયો હતો. કેટલીક કશ્ફો–કરામત હઝરતની પ્રખ્યાત છે.

૩ જી ઝિલ્હજ હિજરી ૧૨૨૯ માં વફાત પામ્યા. રામપુરા મહોલ્લામાં મઝાર પુર અનવાર છે. (બરકાતુલ અવલિયા)

## સય્યિદ મુહમ્મદ સાલિસ (રહ.)

**સ્થળ** : તાજપુરા, સુરત

પ્રખ્યાત આલિમ હઝરત શાહ સિબ્ગતુલ્લાહ સાની (રહ.)ના ફરઝંદ છે. ૧૧૭૭ હિજરીમાં જન્મ થયો. વાલિદ સાહેબ પાસેથી દીન તથા તસવ્વુફનું ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કર્યું. વાલિદ સાહેબ પાસેથી જ શત્તારિયા સિલસિલાની ખિલાફત મેળવી. શરીઅત–તરીકતના ઘણા પાબંદ હતા. મહેમાનનવાઝ હતા. ગમે તે ધર્મનો

મહેમાન કે મુસાફર આવતો તેની આગતા–સ્વાગતા કરતા. અસંખ્ય માણસો ખાનકાહમાં દરરોજ જમતા.

સૈયદ અલી મુહમ્મદ સાની, સૈયદ હબીબુલ્લાહ વગેરે આપ હઝરતના ખલીફાઓ હતા.

૩૦મી જમાદિઉલ અવ્વલ ૧૨૩૨ હિજરીમાં વફાત પામ્યા. પિતાજી શાહ સિબ્ગતુલ્લાહ સાની (રહ.)ના મઝાર પાસે તાજપુરા ખાતે આપનો મઝાર છે. (બરકાતુલ ઔલિયા)

## નવશહીદ (રહ.)

**સ્થળ** : નવસારી બજાર, ગોપી તળાવ, સુરત

આ શહીદો વિશે તવારીખી હકીકતો તથા વિસ્તૃત માહિતી જાણવા મળતી નથી. "હદીકએ અહમદી" માં આ શહીદો વિશે થોડીક માહિતી જોવા મળે છે. મવ.ગુલામ મોહુદીન બિન મુફતી અબ્દુલ્લાહ સાહેબના હવાલાની "હદીકએ અહમદી"ના કર્તા લખે છે કે, નવસારીમાં એક જાદુગર ગોસાઈ નામે હતો. મુસલમાનોને તે ઘણો રંજાડતો હતો. ઈસ્લામી લશ્કર તેના જાદૂના બળથી હાર પામતું હતું. સુલતાન કુત્બુદીન ઐબક પણ આ જાદૂગર સાથે પરાજય પામ્યા હતા. આથી સુલતાને વિજય માટે કાકલૂદી સહિત અલ્લાહના દરબારમાં દુઆ માંગી. રાત્રે ખ્વાબમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીદાર થયા. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જણાવ્યું કે તારા લશ્કરમાં કેટલાક દીનદાર અને ફકીર સિફત સિપાહીઓ છે તેમની પાસે દુઆ કરાવ, જેથી તને કામિયાબી મળે. સુલતાને પોતાના લશ્કરમાં તપાસ કરાવી છ જેટલા વલી સિફત સિપાહીઓ શોધી કાઢયા. આ છ સિપાહીઓ પોતાના સગા સૈયિદ અહમદ ઉર્ફે ગેબનશાહ (રહ.) સહિત યુદ્ધમાં ઊતરી પડયા. પરિણામે જાદૂગર

જેર થયો, પરંતુ આ યુદ્ધમાં આ સિપાહીઓ શહીદ થયા. આ શહીદોના માથાં નવસારીમાં દફન થયા અને બાકી શરીર સુરતમાં દફન થયા. વરસો સુધી આ કબરો વિશે લોકો અજાણ હતા. ખ્વાજા દાના (રહ.)ના ફરઝંદ અબુલ હસન સાહેબે આ કબરોની જગ્યા શોધી કાઢી. જગ્યા ખોદતાં દસ જેટલી લાશો માથા વિનાની મળી. આ લાશો તદન તાજી જણાતી હતી. કેટલીક લાશોમાંથી લોહી ટપકી રહ્યું હતું ! આ પછી અહીં ૧૦ જેટલી પાકી કબરો બનાવવામાં આવી. હાજી અબ્દુલ કરીમ ગોમટાવાળા તથા તેમના સુપુત્ર અબ્દુલ હમીદે અહીંની કબ્રો તથા સહન ચંદો ઉઘરાવી બનાવડાવ્યા છે.

## સૈયદ અબ્દુલ વહહાબ બુખારી (રહ.)

**સ્થળ :** ચૂડીગરાની મસ્જિદ, સોડાગરવાડ, સુરત

આપ હઝરત મખ્દૂમ સય્યિદ યહ્યા તિરમિઝી (રહ.)ની ઔલાદમાંથી હતા. હઝરત શૈખ બાકી બિલ્લાહ નકશબંદી (રહ.)ના ખલીફા શૈખ તાજુદીન (રહ.)ના ખલીફા હતા. ગુજરાતના સુલતાન બહાદુરના વિશ્વાસુ અમીરોમાંથી હતા. દુનિયાથી નફરત પેદા થતાં ઈબાદત–રિયાઝતમાં પ્રવૃત્ત બની ગયા. આપે સુરત વિસ્તારમાં તબ્લીગી કામ સુંદર રીતે અંજામ આપ્યું હતું.

આપ હઝરતનો મઝાર સોદાગરવાડમાં ચૂડીગરાંની મસ્જિદમાં દક્ષિણ બાજુએ છે. આપ હઝરતના હુકમ મુજબ આ મસ્જિદ હિજરી ૧૦૧૪ ઈસ્વી ૧૬૦૫ માં ચૂડગર લોકોએ જ બનાવી હતી. આ મસ્જિદમાં ૧૦૫ ફૂટ ઊંચો મીનારો છે.

આપ હઝરતના ૪ (ચાર) ખલીફાઓના નામ જાણવા મળે છે, જેમાં એક ખલીફા શાહ સૈયદ હુસૈનનો મઝાર આ જ મસ્જિદમાં છે. બીજા ખલીફા શાહ લતીફ સાહેબ છે, જેમનો મઝાર ચોર્યાસી

તાલુકાના હલધરૂ ગામે છે. ત્રીજા ખલીફા શાહ મુરાદ હતા અને ચોથા ખલીફા આપ હઝરતના સાહિબઝાદા સૈયદ મુહમ્મદ હતા. જેમની વફાત હિજરી ૧૦૭૧ ઈસ્વી ૧૬૬૦માં થઈ અને ચૂડગર મસ્જિદમાં વાલિદ સાહેબની બાજુમાં જ મઝાર છે.

## સૈયદ અબ્દુર્રહીમ રિફાઈ (રહ.)

**સ્થળ :** વરીયાવી બજાર, સુરત

રિફાઈ સિલસિલાના સૈયદ અબ્દુર્રહીમ બિન સૈયદ મુહમ્મદ (રહ.)નો જન્મ હિજરી ૧૦૭૦ ઈસવી ૧૬૫૯માં મદીના શરીફમાં થયો હતો. આપ હઝરત તબ્લીગ અર્થે સુરત પધાર્યા. સુરત ખાતે આપ હઝરતના હાથે અસંખ્ય લોકો બયઅત થયા, અસંખ્ય લોકોની આપ હઝરતના હાથે ઈસ્લાહ થઈ. આપ હઝરતની રુશ્દો-હિદાયતના પ્રતાપે અનેક રાહ ભૂલેલાઓ અલ્લાહના માર્ગે વળ્યા. આપ હઝરતની વફાત ૨૦મી જમાદિઉલ અવ્વલ, હિજરી ૧૧૩૨ ઈસ્વી ૧૭૧૯માં થઈ. વરીયાવી બજારમાં આવેલી રિફાઈ સિલસિલાની મોટી ખાનકાહમાં મદફૂન થયા. આપ હઝરતના ચાર સાહબઝાદાઓ હતા, જેમાંના એક સૈયદ નૂરુદીન (રહ.)નો મઝાર સેશન્સ કોર્ટ-સુરત પાસે છે. એક સાહબઝાદા ૧૨મી રબીઉલ અવ્વલ હિજરી ૧૧૪૪ ઈસ્વી ૧૭૩૧માં વફાત પામ્યા અને પિતાજી પાસે જ દફન થયા.

## બાબા અલી શેર (રહ.)

**સ્થળ :** દાના (રહ.)ની દરગાહ નજીક, સુરત

આપ હઝરતના પિતાજીનું નામ શૈખ અય્યૂબ હતું. અહમદાબાદ સરખેજ ખાતે મદફૂન એવા પ્રખ્યાત મજઝૂબ બાવા અલી શેર

(રહ.)ની ઔલાદમાંથી હતા. એક કથન મુજબ આપ હઝરતે અહમદાબાદ વટવા ખાતે મદફૂન એવા ગુજરાતના મહાન બુઝુર્ગ કુત્બે આલમ (રહ.)થી બયઅત થઈ ખિલાફત મેળવી હતી. આપ હઝરતની એક કરામત જાણીતી છે. એક વેળા કબર પાસેના ઝાડ ઉપર એક શખ્સ ચઢયો હતો. ઝાડ ઉપરથી તેણે બાવાને વાઘના સ્વરૂપમાં કબરમાંથી નીકળતા જોયા. ત્યારથી આપ હઝરત અલી શેર નામે પ્રખ્યાત થયા. આપ હઝરતની વફાત ૩૦મી શાબાન હિજરી ૧૦૮૨ ઈસ્વી ૧૬૭૨માં થઈ. હઝરત ખ્વાજા દાના (રહ.)ની દરગાહ નજીક આપ હઝરતનો મઝાર છે.

## સૈયદ ફત્હુલ્લાહ જીલાની (રહ.)

**સ્થળ** : બેગમબાગ, કોટ, સુરત

પિતાજીનું નામ સૈયદ મુહમ્મદ હતું. આપ હઝરત (રહ.)નો જન્મ ૯૮૯ હિજરીની આસપાસ થયો હોવાનું એક રિવાયતના આધારે કહી શકાય તેમ છે. પિતાજી પોતાના પરિવાર સાથે હિજરી ૯૮૮ ઈસવી ૧૫૮૦ માં સમરકંદથી હજ્જે બયતુલ્લાહ ગયા હતા. હજથી ફારિગ થઈ મદીના શરીફ ખાતેના એકાદ વર્ષના રોકાણ બાદ મદીના ખાતે જ સૈયદ ફત્હુલ્લાહ પેદા થયા. જેમને લઈ પિતાજી હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોજા મુબારક પર હાજર થયા અને અરજ કરી કે, મારા ફરઝંદનો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ગુલામીમાં સ્વીકાર કરો. તે જ રાત્રે ખ્વાબમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, આ ફરઝંદ તમારો નહીં, પણ અમારો છે. ખ્વાબમાંની હકીકત સાંભળી પીરો મુર્શિદ સૈયદ જલાલ ગિલાની (રહ.) ઘણા રાજી થયા અને ફત્હુલ્લાહ નામ રાખ્યું.

પિતાજી પાસેથી જ સૈયદ ફત્હુલ્લાહ (રહ.)એ ખિરકએ ખિલાફત મેળવ્યો. પિતાજીની વફાત પછી પિતાજીના પીરો મુર્શિદ સૈયદ જલાલ (રહ.)ની છત્રછાયા હેઠળ તૈયાર થયા. હદીસ તથા ફિકહની ઉચ્ચ દીની તાલીમ સૈયદ જલાલ (રહ.) પાસેથી મેળવી. આપ હઝરતે સમરકંદ ખાતે સૈયદ નસીરુદ્દીન ગિલાની (રહ.)થી પણ ફૈઝ મેળવ્યો હતો. વળી દિલ્હી ખાતે ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)થી પણ રૂહાની ફૈઝ પ્રાપ્ત કર્યો હતો.

સુરત ખાતે પધારી રુશ્દો–હિદાયત તથા તબ્લીગી કાર્યનો પ્રારંભ કર્યો. આપ હઝરતે એક કૂવો ખોદાવી દુઆ ફરમાવી હતી કે હે અલ્લાહ ! તું આ કૂવાના પાણીમાં બરકત તથા શિફા આપ. ઘણા રોગીઓ આ કૂવાના પાણીથી રોગમુક્ત થયા છે.

૧૭મી જમાદિઉલ આખર ૧૦૬૬ હિજ્રી ૧૬૫૫ ઈસવીમાં વફાત પામ્યા. બેગમબાગ (વાડી) કોટ પાસે મફદૂન થયા. આપ હઝરત તબે–તાબઈના નામે લોકોમાં જાણીતા છે.

## હઝરત અશરફી (રહ.)

આપ હઝરત બહુ જ પ્રતિભાશાળી અને જ્ઞાની ફકીર હતા. હઝરત મૂસા સુહાગ (રહ.) તરફથી આપ હઝરતને નેઅમત મળી હતી. હિજરી ૧૧૪૫ ઈસવી ૧૭૩૨માં વફાત પામી કતારગામમાં હઝરત બખ્શ શાહે ખરીદેલી જમીનમાં મદફૂન થયા.

દરગાહ સાથે મસ્જિદ અને ચબૂતરો છે. પાસે હઝરતના ખલીફા બખ્શુ શાહ (વફાત ૭મી રજબ)ની કબર છે. હિજરી ૧૨૯૩માં મિયાં અહમદ મિસરી નામના એક જાણીતા પટની વેપારીએ આ તકિયો બંધાવ્યો હતો. હિજરી ૧૩૦૬માં ચબૂતરો તથા દાદર હુસૈન મિસરીએ તૈયાર કરાવ્યો હતો.

## હઝરત મુહમ્મદ હાફિઝ બહાદુર (રહ.)

જન્મ ઉચ (સિંધ) નામક ગામમાં થયો. હઝરત અબ્દુલકાદિર જીલાની (રહ.)ની ઔલાદમાંથી હતા. હિજરી ૧૧૦૨માં સુરત ખાતે પધારી લોકોના ફૈઝ તથા હિદાયતના કામમાં મગ્ન બન્યા.

આપ હઝરતની કેટલીક કરામતો પ્રખ્યાત છે. સૈયદપુરા અને રામપુરાના વિસ્તારમાં પાણી ખારું અને કડવાશવાળું નીકળતું હતું. હિજરી ૧૧૫૦ ઇસ્વી ૧૭૨૭ માં સૈયદપુરા ખાતે આપ હઝરત રહેવા ગયા ત્યારે કૂવો ખોદાવતાં પાણી મીઠું નીકળતાં લોકો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. આપ હઝરતની કરામત જોઈ લોકોની અકીદતમાં વધારો થઈ ગયો.

મૌલાના ખયરુદ્દીન, સૈયદ અબ્દુલ વહહાબ (રહ.)ના જાનશીનો શાહ સાહેબ અને અબ્દુલહક સાહિબ આપ હઝરતના શાગિર્દ હતા. હઝરત શાહપીર મુહમ્મદ બિન શાહ બદરૂદ્દીન બિન શાહ મુહમ્મદ ચિશ્તી આપ હઝરતના મુખ્ય ખલીફા હતા. વળી, આપ હઝરતના મુઅતકિદોમાં ઉમદતુત–તુજ્જાર શૈખ મહમૂદ, તે સમયના કિલેદાર બેગલર મુહમ્મદ ખાન હતા.

૭મી રબીઉલ અવ્વલ હિજરી ૧૧૫૨ ઈસવી ૧૭૩૯માં વફાત પામ્યા.

## મૌલાના ખયરુદ્દીન સુરતી (રહ.)

આપ હઝરત મુહમ્મદ ઝાહિદ બિન હુસૈન મુહમ્મદના પુત્ર હતા. વંશીય સિલસિલો નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકાજી હઝરત ઝુબૈર બિન અબ્દુલ મુત્તલિબ સુધી પહોંચે છે. સુરત ખાતે જન્મ થયો હતો. આપ હઝરતના બુઝુર્ગોમાં શૈખ મુહમ્મદ

અરબ ફકીહ મદીના શરીફથી હિજરત કરી નવસારી પધાર્યા હતા એ પછી સુરત આવી વસ્યા.

હઝરત મૌલાના ખયરુદ્દીન (રહ.)ના ઉસ્તાદોમાં હઝરત શાહ નૂરુલ્લાહ (રહ.), હઝરત શાહ નસરુલ્લાહ પેશાવરી (રહ.), હઝરત સૈયદ મુહમ્મદ હાફિઝ બહાદુર તથા હઝરત મૌલાના અબ્દુલ ગફૂર (રહ.)થી દીની તાલીમ મેળવી હતી. હઝરત શાહ નસરુલ્લાહ વલી (રહ.)થી તસવ્વુફનું શિક્ષણ સંપાદન કર્યું અને આપ હઝરતથી જ નકશબંદી સિલસિલાની ખિલાફત મેળવી.

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.)ના શાગિર્દ અને દુરવેશ સિફત રઈસ અલ્હાજ રફીઉદ્દીન સાહબ મુરાદાબાદીએ હિજરી ૧૨૦૨માં ''સફરનામાએ હિજાઝ'' પુસ્તક લખ્યું. આ પુસ્તકમાં એક સમયના કેટલાક બુઝુર્ગોના હાલાત નોંધેલા છે, તેમાં હઝરત મૌલાના ખયરુદ્દીન (રહ.) વિશે લખ્યું છે કે;

''...... સુરત પહોંચતાં જ હું, ઝાહિરી અને બાતિની કમાલાત ધરાવતા મૌલાના ખયરુદ્દીન સાહબની ખિદમતમાં પહોંચ્યો. આપના દર્સે હદીસના હલકામાં બેસીને મેં હદીસ પઢી. આપની ઝાત ઘણી જ બરકતવાન અને ખુદાઇ નેઅમતોથી ભરપૂર છે. આજના જમાનામાં લોકો માટે આપનું વજૂદ ખરેખર ગર્વરૂપ છે. આપે બે વાર હરમૈન શરીફૈનની સફર કરી. લગભગ ૫૦ વરસથી હદીસનો દર્સ આપી રહ્યા છે ને રાહે હકના તલબગારોને ફાયદો પહોંચાડી રહ્યા છે. આપની સેવામાં રહીને ઘણા તલબગારોએ ઝાહિરી અને બાતિની ઈલ્મ હાસિલ કર્યો. હરમૈન શરીફૈનની ઝિયારતે જતા લોકો માટે આપની બરકતવંત ઝાત બેહદ ફૈઝદાયી અને નેઅમતરૂપ છે. અલ્લાહ તઆલાએ આપને એટલી બધી આંટ–ઈઝઝત આપી છે કે મક્કા શરીફના તથા દક્ષિણ હિન્દના હાકિમો અતિ આદરભાવ અને માન

સાથે આપને પત્રો લખે છે. વળી તેઓ આપે લખેલા પત્રો ઘણા એહતેરામ સાથે વસૂલ કરે છે, હાથમાં પકડે છે. આમ છતાં આપમાં એટલી ભારે તવાઝોઅ્ અને ઈન્કિસારી–નમ્રતા છે કે મહેમાનો અને ફકીરોને માટે જાતે ખાવા લાવે છે; ને તેમને પોતાના હાથે જ ખાવા પીરસે છે. વળી, મોહતાજોની હાજતો પૂરી કરવા–કરાવવા ખાતર ઘણી ઊંચી કોશિશ કરતા રહે છે. જેના ઝરીએ હાજત કે કામ પૂરું કરાવવાનું હોય તેને ત્યાં પોતે પગે ચાલીને કે સવારી પર બેસીને જાય છે. હાજતવાળાની હાજત ઈખ્લાસપૂર્વક પેશ કરે છે. હાજતવાળાનું કામ પાર પડે એવો સતત પ્રયત્ન કરે છે. હું સુરત રહ્યો એ દિવસોમાં મેં કેટલાય વખત સહીહ બુખારીના અને સિહાહની દરેક કિતાબના થોડા–થોડા ભાગો એમનાથી પઢીને ઈજાઝત હાસિલ કરી... .''

હઝરત મૌલાના ખયરુદ્દીન (રહ.) હજ–ઝિયારત માટે હરમૈન–શરીફૈન ગયા ત્યારે ત્યાં શૈખ મુહમ્મદ હયાત સિંધી (રહ.) પાસેથી ઈલ્મે હદીસ હાંસિલ કરીને સુરત પાછા ફર્યા.

આપ હઝરતે પચાસ વરસ સુધી સુરતમાં હદીસનો દર્સ આપ્યો. આપે શવાહિદુત્તજવીદ, ઈરશાદુત્તાલિબીન અને સાઈલે સુલૂક નામે કિતાબો લખી છે.

૧૦ મી રજબ હિજરી ૧૨૦૬ (ઈ.સ. ૧૭૯૧)માં સુરત ખાતે જ વફાત પામ્યા. ગાંધી બાગની દક્ષિણે આવેલ શાહ નૂરુલ્લાહની મસ્જિદ (અત્યારે બોટાવાલા મસ્જિદ)માં દફન થયા.

આપ હઝરતના એક ફરઝંદ મુહમ્મદ સાલિહ ઉર્ફે કાઝી મિયાં આલિમ અને આરિફ હતા. અદાલતમાં કાઝીનો ઓહદો ભોગવ્યો હતો. આપે એક વહાણ બનાવ્યું હતું, તેનું નામ ''સફીનતુર્રસૂલ'' રાખ્યું હતું, જે દ્વારા આપે પ્રયાસ કરી હજ પઢી હતી.

بسم الله الرحمن الرحيم

# નહરવાલા-પાટણ

★ સંક્ષિપ્ત ઈતિહાસ

★ પાટણના અવલિયાએ કિરામ

## પાટણના અવલિયાએ કિરામ

★ હવેથી નમાઝમાં ઢીલ કરીશ નહીં

★ હઝ. શૈખ મુહમ્મદ ઈબ્ને તાહિર (રહ.)

★ હઝ. શૈખ હિશામુદીન મુલ્તાની (રહ.)

★ શૈખ યાકૂબ ચિશ્તી (રહ.)

★ સય્યિદ હુસેન ખુંગ સવાર (રહ.)

★ શૈખ સિરાજુદ્દીન મુલ્તાની (રહ.)

★ શૈખ અબ્દુલ્લતીફ (રહ.)

★ હાજી હૂદ (રહ.)

★ હઝ. રુકનુદ્દીન કાનેશકર (રહ.)

★ મુફતી રુકનુદ્દીન (રહ.)

★ કાઝી ઈલ્મુદ્દીન શાતિબી (રહ.)

★ મુન્શી કુત્બુદ્દીન (રહ.)

## પાટણ

આપણે અહીં પીરાન પાટણ–નહરવાલા–અણહિલવાડની તવારીખની ઝાંખી કરવાની છે. આરબો તેને 'ફતન' કહેતા. અરબી–ફારસીના ઈતિહાસકારોએ તેને 'નહરવાલા' તરીકે ય સંબોધ્યું છે.

સરસ્વતીના તીરે આવેલા લકૂખારામ–લક્ષારામ નામના ગામની જગાએ ચાવડા વંશના વનરાજે અણહિલ્લ નામના ભરવાડના નામ પરથી "અણહિલવાડ પત્તન" વસાવ્યું. ઈસવી સન ૭૪૬ હિજરી ૧૨૯ થી ઈ.સ. ૯૩૫ હિજરી ૩૨૪ સુધી વનરાજ તથા તેના વંશજોએ પાટણ–નહરવાલાને રાજધાની બનાવી રાજ્ય કર્યું. એ પછી સોલંકી વંશ ઈ. સ. ૯૪૨ થી ૧૨૪૨ હિ. સન ૩૩૧ થી હિજરી સન ૬૪૦ સુધી સોલંકી વંશ મૂળરાજ સોલંકી ઈ. સ. ૯૪૨ થી ઈ. સ. ૯૯૭ હિજરી ૩૩૧ થી ૩૮૭ એ તથા બીજા રાજાઓએ રાજ કર્યું. ગંધાર, માંગરોલ, ખંભાત, સોમનાથ, જુનાગઢ તથા ભરૂચ સુધી આ રાજ્યનો વિસ્તાર એક સમયે હતો. ભીમદેવને હરાવી હિજરી ૪૧૬–ઈ.સ. ૧૦૨૫ માં આ શહેરનો કબજો સુલતાન મહમૂદ ગઝનીએ મેળવ્યો હતો.

ઈ.સ.૧૧૯૪ હિ.સ. ૫૯૧ માં ગુજરાત અને ખાસ કરીને પાટણ તરફ કુત્બુદ્દીન અયબકે હુમલો કર્યો ત્યારે રાજા ભીમદેવ બીજો ત્યાંથી નાસી છૂટયો હતો. કુત્બુદ્દીને નહરવાલા–પાટણ કબજે કર્યું.

તેનો ઈતિહાસ લાંબો છે. તેની આપણે અત્રે ચર્ચા કરવી નથી. પાટણ–નહરવાલા કે અણહિલવાડ અવલિયાએ કિરામની ભૂમિ તરીકે મહત્ત્વ ધરાવે છે. આથી આપણો આશય તો તેની સંક્ષિપ્ત તવારીખ જ જોવાનો છે.

એક મત અનુસાર મુહમ્મદ શાહ તાતારખાંએ સય્યિદ હસન

પીરના નામ પરથી અણહિલવાડનું નામ પીરાન પાટણ પાડયું. બીજો એક મત એવો છે કે ગુજરાતમાં મુસલમાનોનું આગમન વધતાં તથા તે સમય અણહિલવાડ રાજધાની તરીકે મુખ્ય શહેર ગણાતું હતું એથી અવલિયાએ કિરામે આ શહેરમાં પડાવ નાંખ્યા. આથી "પીરાન પાટણ" તરીકે તે પ્રખ્યાત છે. આ શહેરમાં વસી ઘણા મુહદ્દિસ, ઉલમાએ કિરામ તથા અવલિયાએ ઈઝામે ઈસ્લામની તબ્લીગની ખિદમાત અંજામ આપી છે.

આ શહેરમાં અનેક પ્રાચીન મસ્જિદો તથા મકબરા છે. શહેર બહાર જુની જુમ્આ મસ્જિદ છે, જેના સહેનમાં હઝરત મવલાના હિસામુદ્દીન મુલતાની (રહ.) મદફૂન છે. અહીં કોટમાં નવી બંધાયેલી જુમ્આ મસ્જિદ છે. તેની કલા કારીગરી તથા વિશાળતાના કારણે તે પ્રખ્યાત છે.

અવલિયાએ કિરામનું ધામ હોવાથી પહેલાં અહીં અનેક મદ્રસાઓ હતા. આલમગીરના સમયનો મદ્રસો "ફયઝે સફા" હતો જે પાછળથી "કન્ઝે મરગૂબ" તરીકે ઓળખાયો. અહીં એક લાયબ્રેરી પણ છે, જેમાં તસવ્વુફ તથા ઈસ્લામી સાહિત્યને લગતા ઘણા કિંમતી હસ્તલિખિત ગ્રંથો છે. અત્યારે ય અહીં દીની તાલીમની ખિદમત જારી છે.

અહીં એક વિશાળ કોટ હતો. એક સમયે આ શહેરની જાહોજલાલી તથા વસ્તી નોંધપાત્ર હતી. આ શહેરમાં અનેક પ્રાચીન મકબરાઓ છે. અહીંના માટીના વાસણો તથા "કાજળ" પ્રખ્યાત છે. અત્યારે જૂના મકબરાઓ તથા પ્રાચીન ખંડિત ઈમારતો તથા ઐતિહાસિક તળાવો, શહેર પનાહ વગેરે આ શહેરની એક વેળાની જાહોજલાલીની સાક્ષી છે.

સુલતાન એહમદશાહના દાદાએ અહીં બે વખત રાજગાદી ઉપર

બેસી રાજ્ય વહીવટ કર્યો છે. મુઝફ્ફરશાહે બીજી વખત ગાદી ઉપર બેસી લગભગ ૩ વર્ષ ૮ મહિના સુધી અહીં રાજ કર્યું. પોતાના પૌત્ર સુલતાન એહમદશાહે રાજ્ય ગાદી સંભાળી લીધા પછી હિજરી સન ૮૧૩ના સફર માસની આખરે ઇ.સ.૧૪૧૦ ના જૂન મહિનામાં મુઝફ્ફર શાહ વફાત પામ્યા. પાટણના કિલ્લામાં દફન થયા.

આ પછી અહમદશાહ બાદશાહે અહમદાબાદ શહેરનો પાયો નાખતાં અહમદાબાદ પાટનગર બન્યું. રાજવહીવટ પાટણથી અહમદાબાદ ખસેડાયો.

## હવેથી નમાઝમાં ઢીલ કરીશ નહીં !

મુહમ્મદ વાસિઅ નામે એક નેક શખ્સ પાટણમાં વસતા હતા. વણાટકામ કરીને પેટિયું રળતા–ગુજરાન ચલાવતા. રહેણીકરણી તદ્દન સાદી અને અખ્લાકમાં ઘણાં ઊંચા હતા. નિયમિત પાબંદી સહિત નમાઝ પઢવાની ઘણી જ કાળજી રાખતા. અઝાનનો અવાજ સાંભળતાં જ ગમે તેવું કામ પડતું મૂકી નમાઝ પઢવા મસ્જિદે દોડી જતા. એક વેળા વણાટકામમાં મશગૂલ હતા. કાપડનો તાકો પૂરો કરવામાં માત્ર એક જ તાર વણવાનો બાકી હતો ત્યારે અઝાન થઈ. વિચાર્યું કે હવે એક જ તાર બાકી છે, આથી તે વણી તાકો પૂરો કરી લઉં. તાર વણી તાકો પૂરો કર્યો. એ પછી મસ્જિદમાં ગયા, વુઝૂ કરવા કૂવામાંથી પાણી બહાર કાઢવા ડોલ અંદર નાંખી, ડોલ પાણીથી ભરાઈ આવવાના બદલે સોનાથી ભરાઈ બહાર આવી. મુહમ્મદ વાસિઅ તરત જ સમજી ગયા કે મેં દુનિયાની લાલચમાં નમાઝ માટે આવવામાં વાર લગાડી, આથી હવે દુનિયા મારા કોઠે વળગાડવામાં આવી રહી છે; મારી ભૂલ બદલ મને આ અઝાબ વળગાડવામાં આવી રહ્યો છે.

મુહમ્મદ વાસિઅની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા. દુઆ માંગી

કે, અય અલ્લાહ ! મને તારા અઝાબથી બચાવ, મારે આ દુનિયા જોઈતી નથી. મારા માટે તો હું જે મજૂરી કરું છું એ બસ છે. હવે નમાઝમાં આવવામાં ઢીલ કરીશ નહીં, મને માફ કર ! આમ કહી સોનાથી ભરેલ ડોલ પાણીમાં નાંખી. બીજી વેળા કૂવામાં ડોલ નાખી ત્યારે તે પાણીથી ભરાઈ બહાર આવી ! (સફરનામ–એ હિજાઝ)

## હઝ. શૈખ મુહમ્મદ ઇબ્ને તાહિર મુહદ્દિસ પટની (રહ.)

હઝરત શૈખ મૌલાના મુહમ્મદ તાહિર પટની (રહ.)નો જન્મ હિજરી સન ૯૧૩ ઈસ્વી સન ૧૫૦૭ માં ગુજરાતના પ્રાચીન પાટનગર નહરવાલા અણહિલવાડ–પાટણ ખાતે થયો હતો. નામ મુહમ્મદ, ઉપનામ મુજદ્દિદુદીન તથા ખિતાબ શયખુલ ઈસ્લામ હતો.

જીવનના અંત ભાગમાં પાટણ ખાતે વસી આપ હઝરતે મખ્લૂકને ઇલ્મી તથા રૂહાની ફૈઝ પહોંચાડયો. સમાજમાં બધે બધ વ્યાપેલ બિદઅત, જહાલત–અજ્ઞાનતા અને કુરિવાજો સામે સતત તથા વણથંભી જદોજહદ–ઝુંબેશ આદરી. આ બદી દૂર કરવાના પ્રયાસોમાં જ આપ (રહ.)એ શહાદત વહોરી.

હઝરત શૈખ મુહમ્મદ મુહદ્દિસ પટની (રહ.) જય્યદ–પ્રખર આલિમ તથા વાઈઝ–વક્તા હતા. પોતાના સમયમાં ગુજરાતના પ્રખ્યાત મુહદ્દિસ હતા. હદીસ ક્ષેત્રે આપ હઝરતનો ફાળો નોંધનીય તથા નામ જીવંત છે. સમગ્ર ઈસ્લામી જગતમાં ઈસ્લામી સુવાસ ફેલાવી હતી. આપ હઝરત અનેક ગ્રંથોના કર્તા છે, જેમાં અનેક ભાગોમાં લખાયેલ "મજમઉલ બિહાર અલ અન્વાર", "અલ મુગની" અને "તઝકિરતુલ મવઝૂઆત" હદીસ ક્ષેત્રે ખ્યાતનામ છે. "મજમઉલ બિહાર અલ અન્વાર" એટલો બધો જાણીતો તથા જામિઅ–ઈલ્મના ભંડાર સમો ગ્રંથ છે કે તેનું દષ્ટાંત મળવું મુશ્કેલ

છે. હઝરતના પોતાના મુબારક હાથો વડે લખાયેલ તેની એક હસ્તલિખિત પ્રત પાટણના પ્રખ્યાત પુસ્તકાલય ''કુતુબખાના કન્ઝે મરગૂબ પટ્ટન''માં સુરક્ષિત હતી, જે પાછળથી હિજાઝ ખાતેના પ્રખ્યાત પટની તાજિર સોદાગર અબ્દુલગની નૂરવલીએ મેળવી હતી. અત્યારે ય તેની હસ્તલિખિત પ્રતો ''કુતુબખાના કન્ઝે મરગૂબ પટન'' તથા ''પીર મોહમ્મદ શાહ લાયબ્રેરી–અહમદાબાદ''માં સુરક્ષિત છે. આ કિતાબ વિશે શૈખ અબ્દુલ કાદિર હિજ્રમી ''અન્નૂરુસ્સાફિર''માં લખે છે કે, તે ''સિહાહ સિત્તહ''ની તફસીર છે. નવાબ સૈયદ સિદીક હસન મરહૂમ લખે છે કે આ કિતાબ લખાઈ ત્યારથી જ અહલે ઈલ્મમાં પ્રખ્યાત છે. સૌ એ વાત સાથે સંમત છે કે આ કિતાબ લખીને મૌલાનાએ ઉલમાઓ ઉપર ભારે ઉપકાર કર્યો છે ! (ઈત્તહાફુન નુબલા)

હદીસોની સ્પષ્ટતાઓ તથા વિવરણના વિષયમાં આપ હઝરતનો ગ્રંથ ''તઝકિરતુલ મવઝૂઆત'' અને ''ફને રિજાલ''ને લગતો ગ્રંથ ''અલ મુગની ફી અસ્માઉલ રિજાલ'' નોંધપાત્ર છે. બંને ગ્રંથો મિસરથી પ્રગટ થઈ ચૂકયા છે. ઈલ્મે હર્ફ ઉપરની એક નાદિર કિતાબ ''કિફાયતુલ મુગરતીન શર્હ શાફયા'' પણ આપ હઝરતની જ કૃતિ છે. જે અહમદાબાદની જાણીતી લાયબ્રેરી પીર મુહમ્મદ શાહમાં સુરક્ષિત છે. તેના ઉપર રજબુલ મુરજ્જબ ૯૬૦ હિજરી અંકિત છે. હઝરતની બીજી કેટલીક તસ્નીફાત–ઈલ્મી કિતાબો સદરહુ લાયબ્રેરીઓમાં છે.

ઈબ્ને અમાદ હંબલીએ ''શઝરાતુઝ્ ઝહબ''માં અલ્લામા મુહમ્મદ તાહિર પટની (રહ.)ને મલિકુલ મુહદ્દિસીનના લકબથી સંબોધ્યા છે અને નૂરુસ્સાફિરના હવાલાથી ઈલ્મે હદીસના ક્ષેત્રે ગુજરાતના અજોડ આલિમ લેખાવ્યા છે.

"રૂદે કવસર"માં શૈખ મુહમ્મદ ઈકરામ લખે છે કે, હઝરત શૈખ મુહમ્મદ તાહિર પટની (રહ.) ગુજરાતના જાણીતા આલિમ તથા મુબલ્લિગ હતા. બિદઅતોના નિકંદનના પ્રયાસોમાં જ શહાદત વહોરી. પોતાના પીરો મુર્શિદની હઝરત શૈખ અલી મુત્તકી (રહ.)ની હિદાયતને અનુસરી શાહી પોતાના હાથો વડે જ બનાવતા અને આ કાર્ય કરતાં કરતાં પણ ઇલ્મ આપવાની ખિદમત ચાલુ રાખતા હતા. આપ હઝરત ઘણી કિતાબોના મુસન્નિફ–લેખક છે.

પિતાજીનું નામ તાહિર હતું. વહોરા કોમના નેક ફર્દ હતા. દાદાજી અલી સાહિબ પાટણના શાહ સોદાગર હતા. દાદાજીનો વેપાર દેશ–પરદેશમાં વિસ્તરેલ હતો. હઝરતને પિતાજીની દોલત વારસામાં મળી હોવા છતાં શાહી બનાવી તથા ટોપીઓ સીવી ગુજરાન ચલાવતા હતા. પોતાના વિદ્યાર્થી–તલબામાં પણ શાહી વહેંચતા હતા. ઈબ્તિદાઈ–પ્રાથમિક દીની તાલીમ તરફ વધુ લક્ષ આપતા હતા. ગામ–પરગામના પ્રાથમિક દીની મદારિસના ઉસ્તાદોને અવારનવાર નાણાકીય મદદ મોકલી ઉત્સાહ વધારતા હતા. તેઓને કહેવડાવતા કે આપના મદ્રસામાં ઝહીન–બુદ્ધિશાળી તથા હોંશિયાર વિદ્યાર્થી હોય તો વધુ તાલીમ માટે મારી પાસે મોકલી આપશો. આવનાર તાલિબે ઇલ્મ ગરીબ હોય તો તેનો તથા તેના કુટુંબનો બધો ખર્ચ પોતાના શિરે ઉઠાવી લેતા. તલબા પ્રત્યે વિશેષ ધ્યાન તથા કાળજી લેતા. પોતાની આવી ઇલ્મી ખિદમાતથી ઝુહદો– તકવા, ઇલ્મો–ફઝલમાં તથા અમાનતો–દયાનતમાં એવા શખ્સો તૈયાર થયા કે જેમની જોડ મળવી મુશ્કેલ છે. હઝરત શૈખ મુહમ્મદ તાહિર પટની (રહ.)એ પોતાને વારસામાં મળેલું સઘળું ધન તલબા, મુદર્રિસો, ઉલમા અને ઇલ્મપ્રેમીઓ પાછળ ખર્ચી નાખ્યું. (અન્નૂરુસ્સાફિર પૃષ્ઠ ૩૬૧–૬૨)

આપ હઝરતના તલબાઓ પ્રત્યેના આવા પ્રેમ તેમજ વાત્સલ્યના પ્રતાપે જ આપના શાગિર્દો વિદ્યાર્થીઓનું પ્રમાણ બહોળુ હતું. રિસાલા ''ફઝાઈલ વ મનાકિબ''માં લખ્યું છે કે આપ (રહ.)નો ઉદ્દેશ માત્ર દીની તાલીમ આપીને તથા ઈલ્મી પ્રવૃત્તિઓ આદરીને અલ્લાહની ખુશનૂદી મેળવવાનો હતો.

આપ હઝરતે પાટણ તથા અહમદાબાદમાં રહીને ઈલ્મ સંપાદન કર્યો હતો. ઉચ્ચ તાલીમ અર્થે હિજાઝ સુધી ગયા હતા. નાનપણથી જ કલામે પાક હિફઝ કર્યું હતું. માત્ર પંદર વર્ષની વયમાં જ તે સમયના દીની તાલીમના નિસાબ ગણાતા મઅકુલ અને મનકુલ, ઉસૂલ અને ફુરૂઅ ઈલ્મે ફિકહ શીખીને પારંગત થઈ ગયા હતા. મોટા ભાગે આપ હઝરત પોતાનો સમય લેખન પ્રવૃત્તિમાં વિતાવતા હતા.

આપ હઝરત (રહ.)ના ઉસ્તાદોમાં ગુજરાતના શૈખ બુર્હાનુદ્દીન સમહૂદી, મૌલાના શૈખ નાગોરી, શૈખ યદુલ્લાહ સોહી, મક્કા ખાતે હઝરત સય્યિદ અબ્દુલ્લાહ એદ્રુસ મદની, શૈખ અબુલ હસન બિક્રી મક્કી, શૈખ ઉબૈદુલ્લાહ હઝરમી, શૈખ જારુલ્લાહ બિન ફહદ મક્કી, શૈખ બરખુર્દાર સિન્ધિ વગેરે પાસેથી તાલીમ મેળવી હતી. અતિ ઉચ્ચ શિક્ષણ તથા તસવ્વુફ–આધ્યાત્મિક જ્ઞાન નામાંકિત બુઝુર્ગો હઝરત શૈખ ઈબ્ને હજર હાશિમી મક્કી (રહ.) તથા હઝરત શૈખ અલી મુત્તકી (રહ.)વગેરે બુઝુર્ગો પાસેથી મેળવ્યું હતું.

''અખ્બારુલ અખ્યાર''માં છે કે હઝરત શૈખ મુહમ્મદ તાહિર (રહ.) પાટણના રહેવાસી અને વહોરા કોમમાંથી હતા. હરમૈન શરીફ જઈ ઉચ્ચ દીની તાલીમ પ્રાપ્ત કરી હતી. હઝરત શૈખ અલી મુત્તકી (રહ.)થી બયઅત હતા અને આપ (રહ.)થી જ રૂહાની ફૈઝ મેળવ્યો હતો. પોતાના વતનમાં વાપસ આવી પ્રસરેલ બિદઅતો સામે

જિહાદ આદરી હતી.

આપ હઝરત ઘણા દીનદાર તથા સુન્નતોના ચુસ્ત પાબંદ તથા હિમાયતી હતા. એક વેળા પોતાના ઉસ્તાદે મોહતરમ હઝરત શૈખ અલી મુત્તકી (રહ.)એ ખ્વાબમાં હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીદાર કર્યા. આપ (રહ.)એ ખ્વાબમાં અદબ સહિત નબીએ અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછયું કે આજના સમયમાં સૌથી વધુ પરહેઝગાર શખ્સ કોણ છે ? હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જવાબ આપ્યો કે, આપ તથા મુહમ્મદ બિન તાહિર પટની.

આપ હઝરત (રહ.)એ શિર્ક, બિદઅત, મેહદવીઓ તથા ઈસ્માઈલીઓ સામે જિહાદ આદરી હતી. ઈસ્લાહી પ્રવૃત્તિઓ તથા જદ્દોજહદના પ્રતાપે દુશ્મનો વધી ગયા હતા. બિદઅતીઓ તેમ જ રાહેરાસ્તથી દૂર જઈ પડેલા આપ (રહ.) માટે ઉપદ્રવી અને દુશ્મનો બની બેઠા હતા. એકવેળા દિલ્હી જતાં રસ્તામાં જ આપ હઝરતને ઈ.સ. ૧૫૭૮, ૬ શવ્વાલ ૯૮૬ હિજરીમાં શહીદ કરી નાખવામાં આવ્યા. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

## શૈખ હિસામુદ્દીન મુલ્તાની (રહ.)

આપ (રહ.)નો જન્મ મુલ્તાન ખાતે હિજરી ૬૩૯ ઈસ્વી ૧૨૪૧ માં થયો. નામ ઉસ્માન અને લકબ હિસામુદ્દીન હતો. પિતાજીનું નામ શૈખ દાવૂદ હતું. વંશીય સિલસિલો હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) સુધી જઈ મળે છે.

દિલ્હી આવી પ્રખ્યાત બુઝુર્ગ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા (રહ.)થી બયઅત થયા. આપ હઝરતથી રૂહાની તાલીમ મેળવી. પાછળથી પીરો મુર્શિદે ખિલાફત આપી મખ્લૂકમાં તબ્લીગ

અર્થે ગુજરાતના પાટણ ખાતે રવાના કર્યા.

આપ (રહ.)માં સાદગી તથા નમ્રતા ઘણા હતા. કાપડ વેચી ગુજરાન ચલાવતા. બાળકોને દીની તાલીમ કશા વેતન લીધા વિના જ આપતા. કપડાના તાકા ખભે મૂકી વેચવા જતા. ગ્રાહકને સાચી ખરીદ કીંમત બતાવી નજીવો નફો લેતા. જમવાનું હાથે જ બનાવતા. જમવા બેસતા ત્યારે થોડુંક જમણ ફકીર કે હાજતમંદને આપ્યા પછી જ જમતા. (બરકાતુલ અવલિયા)

જીવનમાં સાદગી ઘણી અપનાવી હતી. મોટા ભાગે મસ્જિદમાં જ રહેતા. મોટા ભાગે રોઝદાર રહેતા. કપડાં વેચતાં વેચતાં ઈસ્લામની તબ્લીગ પણ કરતા. લોકોને રુશ્દો–હિદાયત કરતા. દિલ્હીમાં હતા ત્યારે જૂની–પુરાણી ઝુપડીમાં રહેતા હતા. મહદ્અંશે જૂના કપડાં જ પહેરતા. ખોરાકમાં ખીચડી અત્યંત પસંદ હતી.

મસ્જિદની બાજુમાં જ એક મંદિર હતું, ત્યાંનો મહંત આપ હઝરતી બુઝુર્ગીની અદેખાઈ રાખતો હતો. એક વેળા તેણે ટંટો ઊભો કર્યો કે મસ્જિદના નમાઝીઓ તથા આપના શાગિર્દો અમારા ઉપર ઈસ્તિન્જા કરવાના ઢેફાં ફેંકે છે. ઝઘડાએ મોટું રૂપ પકડયું. બંને કોમના માણસો લડવા–ઝઘડવા સામ સામે આવી ગયા. હઝરત બંને ટોળા વચ્ચે જઈ ઊભા રહી ગયા. મહંત આવેશમાં આવી હઝરત સાથે ઉગ્ર ભાષામાં વિવાદમાં ઊતર્યો. હઝરત સામે તેણે આક્ષેપ કર્યો કે મુસલમાનોને દરરોજ મસ્જિદમાં એકત્ર કરી અમારી સામે ઉશ્કેરે છે. તમારામાં દુરવેશીની શક્તિ હોય તો અમને તેની ઝાંખી કરાવો. હઝરતે મહંતને કહ્યું કે તમો પણ પૂજાપાઠ કરો છો અને મહંત છો. કશો ચમત્કાર જાણતા હોય તો તેની પહેલ તમો પોતે જ કરો. મહંત પથ્થરની ચોકી ઉપર બેસી આકાશમાં ઉડવા લાગ્યો. હઝરતે પોતાના પગમાં પહેરેલા (લાકડાના બનેલા) ખડાવ તરફ ઈશારો કર્યો.

ખડાવ–પાવડી આકાશમાં જઈ મહંતના માથામાં વાગવા લાગ્યા. અંતે મહંત ખડાવની માર ખાતો ખાતો નીચે ઊતરી પોતાની ચોકી સાથે જ જમીનમાં ધસી ગયો. હઝરતની આ કરામત જોઈ ઘણા લોકો ઈસ્લામ લઈ આવ્યા. હઝરતથી પ્રભાવિત બની રાહે રાસ્ત ઉપર આવી ગયા. (તારીખે અવલિયા દક્કન, તારીખે ઔલિયા ભાગ–૨)

બરકાતુલ અવલિયામાં છે કે, પાટણ વિસ્તારમાં ઈસ્લામ ફેલાવવામાં હઝરત હિસામુદીન મુલ્તાની (રહ.)નો ફાળો અમૂલ્ય અને ન વિસરાય તેવો છે.

એક વેળા પીરો મુર્શિદ હઝરત ખ્વાજા નિઝામુદીન અવલિયા (રહ.)એ આપ હઝરતને સંબોધી ફરમાવ્યું કે,

"રોઝા રાખવાથી ખોરાક બચે છે, રોઝા તથા નમાઝ તો એક સામાન્ય બેવા–વિધવા પણ નિયમિત રીતે અદા કરી શકે છે. તે રાખવામાં–અદા કરવામાં કશી શૈખી–મોટાઈ નથી. મોટાઈ તો પોતાના નફસ તથા શરીરના બધા જ અંગોને રાત–દિવસ ખુદાની તરફ મીટ માંડેલા રાખવામાં જ છે. એટલે કે નફસ તથા આખું શરીર સદા સિજદામાં જ હોય એ રીતે જીવન જીવવું એ જ ખરી બુઝુર્ગી છે; એ જ ખરી મર્દાઈ છે." વળી આગળ ફરમાવ્યું કે, અલ્લાહના ઝિક્રના છ જેટલા રુકન છે.

૧. ખલવત નશીની–એકાંત ગ્રહણ કરવું. ૨. સદા વુઝૂની હાલતમાં રહેવું. ૩. રોઝા રાખવા. ૪. પોતાના દિલને પીરો–મુર્શિદની આજ્ઞા–હુકમ અનુસાર વર્તવા તૈયાર કરવું. ૫. ખામોશી–ચૂપકીદી ગ્રહણ કરવી, એટલે કે પોતાની જીભ ઉપર કાબૂ રાખવો. ૬. શિર્કથી સદા અળગા રહેવું.

(તારીખે અવલિયા દક્કન, તારીખે અવલિયા ભા.૨)

એક વેળા પીરો મુર્શિદને પૂછયું કે મારી પાસે ઘરમાં કશું જ ન હોય ત્યારે બાળ–બચ્ચાં તંગ કરે છે. આવી હાલતમાં કર્ઝ લઉં કે ? પીરો મુર્શિદે ના પાડી. કહ્યું કે, એમ કરશો તો દુરવેશી ગુમાવશો અને તવક્કુલથી મહરૂમ બનશો ! (અસ્રારુલ અબરાર)

પીરો મુર્શિદની આ આજ્ઞા અક્ષરસ પાળી. કદિ કોઈથી કશી આશા રાખતા ન હતા. તવક્કુલથી દિવસો પસાર કરતા.

આપ (રહ.) પોતાની દુરવેશી સદા છુપાવતા હતા. એક વેળા ખભે લટકાવેલો રૂમાલ સરકી જમીન ઉપર પડી ગયો. આ જોઈ એક માણસે પાછળથી અવાજ આપ્યો કે હે શૈખ ! હે શૈખ ! તે માણસ દોડી આપ પાસે આવી કહેવા લાગ્યો કે ક્યારનો અવાજ આપું છું, પરંતુ આપ સાંભળતા નથી. હઝરત બોલ્યા કે ભાઈ ! આપ શૈખ, શૈખ કરો છો, પરંતુ હું શૈખ ક્યાં છું ? હું તો એક અદના બંદો છું.

(તારીખે અવલિયાએ હિંદ)

લગભગ ૪૧ વરસ જેટલા લાંબા સમય સુધી આપ (રહ.)એ મખ્લૂકે ખુદાને ઉલૂમે દીન અને સુલૂકની તાલીમ આપી. લગભગ ૯૭ વરસની ઉંમરે ૭ ઝિલ્કઅદ હિજરી ૭૩૭ માં વફાત પામ્યા અને પાટણ ખાતે મદફૂન થયા. (તઝકિરએ ઉલમાએ ગુજરાત)

આપ (રહ.)એ પોતાના ભત્રીજા શૈખ જમાલુદીન મુલ્તાની (રહ.)ને પોતાના દત્તક પુત્ર બનાવ્યા હતા. તેમને જ ખિર્કએ ખિલાફત આપી હતી.

## શૈખ યાકૂબ ચિશ્તી (રહ.)

નામ યાકૂબ, કુન્નિયત અબૂ યૂસુફ, ખિતાબ તાજુદીન હતો. પિતાજીનું નામ હઝરત ખ્વાજગી અલ્વી હતું.

હઝરત મવલાના શૈખ દાઉદ શિરાઝી દોલતાબાદી (રહ.)ના મુરીદ તથા ખલીફા હતા. તઝકિરએ ઉલમાએ હિન્દમાં છે કે આપ (રહ.)એ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના માનનીય ખલીફા હઝરત શૈખ રજબ (રહ.)થી પણ ફૈઝ મેળવ્યો હતો.

આપ (રહ.) ઘણા ખુબસૂરત તથા દેખાવડા હતા. વ્યક્તિત્વ અત્યંત પ્રભાવશાળી હતું.

એક રિવાયત છે કે, પાટણ ખાતે આપ (રહ.)ની પધરામણી પછી ઈલ્મે તસવ્વુફ તથા સિમાએ રંગ પકડયો. હઝરત કાઝી કમાલુદ્દીન તથા કેટલાક ઉલમાઓએ સિમાઅના પ્રતાપે આપ (રહ.)નો જોરદાર વિરોધ કર્યો. ઘણા આલિમોએ આ વિષયમાં આપ (રહ.) સાથે મુનાઝરો વાદ–વિવાદ કર્યો. લોકોમાં અશાંતિ ન વ્યાપે–ઝઘડા ન થાય એ કારણે અંતે હઝરત પાટણ છોડી મદીના મુનવ્વરા જતા રહ્યા. થોડાક સમય ત્યાં રહ્યા. ખ્વાબમાં હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશારાના પ્રતાપે આપ (રહ.) ફરીથી પાટણ ખાતે પધારી રુશ્દો–હિદાયતના કાર્યમાં પરોવાઈ ગયા. પાછળથી મૌલાના કાઝી કમાલુદ્દીન (રહ.) પણ આપ હઝરતથી બયઅત થયા.

હઝરત શૈખ અકબર મોહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.)ની ''ફુસુસુલ હિકમ''નો દર્સ આપવામાં આપ હઝરત ઘણા નિપૂણ હતા.

(તઝકિરએ ઉલમાએ ગુજરાત)

એક વેળા હઝરત કાઝી કમાલુદ્દિનને ફરમાવ્યું કે ફુસુસુલ હિકમનો દર્સ આપનાર મુદર્રિસ વાલીએ મુલ્ક અને સાહિબે ઈરફાન હોય તો ઉચિત છે.

ગુલઝારે અબરારમાં છે કે ફુસુસુલ હિકમનો દર્સ આપતી વેળા

હઝરત મૌલાના યાકૂબ ચિશ્તી (રહ.)ના શરીર આખામાં ગરમી વ્યાપી જતી હતી. અંતે આ જ હાલતમાં આપ (રહ.) વફાત પામ્યા.

હઝરત શૈખ બુર્હાનુદીન અબ્દુલ્લાહ અલ બુખારી (રહ.) જેવા જય્યદ આલિમ અને સૂફી પણ આપ હઝરત (રહ.)ના ભારે મુઅતકિદ હતા. (તઝકિરએ ઉલમાએ ગુજરાત, યાદે અય્યામ)

હઝરત શૈખ દાઉદ, શાહ મુહમ્મદ સુલયમાન, શૈખ યાકૂબ સિદ્દીકી અહમદાબાદી, શૈખ ગૌસુર્રહમાન વગેરે આપના ખલીફા છે. શૈખ બુર્હાનુદીન બુખારી (રહ.)એ પણ આપથી બાતિની ફૈઝ મેળવ્યો હતો.

૧૩ મી જમાદિઉલ અવ્વલ હિજરી ૮૦૦ માં પાટણ ખાતે જ વફાત પામ્યા. ''મઅશુક ફર્દ''થી વફાતનું વર્ષ નીકળે છે.

## હઝ. સૈયદ હુસૈન ખુંગ સવાર (રહ.)

નામ હુસૈન તથા લકબ 'ખુંગ સવાર' હતો. ઉરૈઝી તરીકે પણ ઓળખાય છે. સૈયદ મેહમૂદ બિન સૈયદ કબીરૂદીન બિન સૈયદ મોહમ્મદના નેક ફરઝંદ હતા. સિલસિલએ નસબ–વંશીય સિલસિલો હઝરત ઈમામ જાફર સાદિક (રહ.) સુધી જઈ મળે છે.

મૂળ ગ્યાસપુરના વતની હતા. હિજરી ૬૬૩ માં જન્મ થયો. ગુલઝારે અબરારે જન્મનું વર્ષ હિજરી ૬૬૮ લખેલ છે. ૧૭ વર્ષની વયમાં ઉચ્ચ દીની તાલીમ તથા ઉલૂમે ઝાહેરીથી પરવારી હઝરત સુલતાનુલ મશાયખ નિઝામુદીન ઔલિયા મેહબૂબે ઈલાહી (રહ.)ના મુરીદ થઈ ખિલાફત મેળવી.

અઝકારે અબરારમાં છે કે હઝરત મેહબૂબે ઈલાહી (રહ.)થી બયઅત થયા તે અગાઉ એક વેળા બેહલોલ નામક એક મજઝૂબ

પાસેથી પસાર થઈ રહ્યા હતા ત્યારે છંછેડવા મૌલાના હુસૈન (રહ.)એ તેને ચાબુક મારી. મજઝૂબે એક નારો જોરથી મારતાં જ આપ બેહોશ બની ગયા. એ પછી પાગલ બની ગયા. લગભગ ૧૨ વર્ષ સુધી આપ (રહ.)ની આ જ હાલત રહી. એક ઝાડ નીચે જ રાતદિવસ બેસી રહેતા અને ઝાડના પાંદડાં ખાઈ જીવતા. આ જ પાગલ અવસ્થામાં એક રાત્રે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખ્વાબમાં દીદાર થયા. કુલાહ–ટોપી આપ (રહ.)ના શિરે મૂકતાં નબીએ અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરતે મેહબૂબે ઈલાહી (રહ.) પાસે જઈ બયઅત થવા સૂચના આપી. ખ્વાબમાંથી જાગ્યા ત્યારે પાગલપણું સારું થઈ ગયું. તદન હોશમાં અને સ્વસ્થ હતા. હઝરત મેહબૂબે ઈલાહી ખ્વાજા નિઝામુદીન ઔલિયા (રહ.)ની સેવામાં ગયા. હઝરત મેહબૂબે ઈલાહી (રહ.)એ પોતાની ટોપી માથેથી ઉતારી આપ હઝરતના શિરે મૂકી. આપ (રહ.) બોલ્યા કે ખ્વાબમાં નબીએ અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી બયઅત થઈ ચૂકયો છું. હઝરત મેહબુબે ઈલાહી (રહ.)એ ફરમાવ્યું કે, એ બયઅતની કુલાહ–ટોપી હતી આ મુહબ્બતની ટોપી છે.

તારીખે અવલિયા દક્કનમાં છે કે પોતાના પીરો મુર્શિદ હઝરત મેહબૂબે ઈલાહી (રહ.)ના આદેશથી હિજરી ૭૨૦માં પાટણ પધાર્યા.

આપ (રહ.)ને સફેદ ઘોડો ઘણો પ્રિય હતો. ફારસીમાં સફેદ ઘોડાને ખુંગ કહે છે. આથી ખુંગ સવાર તરીકે જાણીતા બન્યા.

આપ (રહ.) સાહિબે વિલાયત અને સાહિબે કરામત બુઝુર્ગ હતા. ''અઝકારે અબરાર''માં છે કે સમયનો હાકિમ લોકોને ઘણો રંજાડતો હતો. હાકિમને જુલમના કૃત્યોથી દૂર રહેવા સમજાવ્યો.

તેણે આપ (રહ.)નું અપમાન કરતાં પોતાના જુલ્મ ભર્યા કૃત્યો છોડયા નહીં. આ પછી તેને પોતાની ચોમેર સાંપ તથા વીંછી દેખાવા લાગ્યા. છેવટે તેણે તૌબા કરી. હઝરતના મુઅતકિદ બની કેટલાક ગામોની આવક વર્ષાસનમાં આપી.

આપ (રહ.) મહા વિદ્વાન અને જ્ઞાની બુઝુર્ગ હતા. હિદાયા નામે ફિકહની જાણીતી કિતાબનું વિવરણ પણ લખ્યું હતું. પીરો મુર્શિદની ખિદમતમાં રહી કમાલિયત પામ્યા. પાટણ ખાતે વસી લગભગ ૭૮ વરસ સુધી તબ્લીગી ખિદમત અંજામ આપી. ગુજરાતના ડભોઈ વિસ્તારમાં પણ નોંધપાત્ર તબ્લીગ કાર્ય અંજામ આપ્યું હતું.

૧૨૦ વરસની ઉંમરે ૧ માહે જમાદિઉલ આખર હિજરી ૭૯૮ ઈસ્વી સન ૧૩૯૬ માં વફાત પામ્યા. પાટણમાં સહસ્ત્રલિંગ તળાવના કાંઠે આપ (રહ.)નો મઝાર છે.

## શૈખ સિરાજુદ્દીન મુલ્તાની (રહ.)

આપ (રહ.) હઝરત શૈખ ઝયનુદ્દીન અલખવાફી (રહ.)ના સાથી અને ખલીફાઓમાંથી છે. ઉલૂમે સુ–વરી અને મઅનવીના આલિમ હતા. મૂળે મુલ્તાનના છે. હિરાત ખાતે ઉછેર થયો. પીરો– મુર્શિદ હઝરત શૈખ ઝયનુદ્દીન (રહ.) વફાત પામ્યા ત્યારે હઝરત શૈખ સિરાજુદ્દીન મુલ્તાની (રહ.)ની પરવાનગીથી આપ (રહ.) જાનશીન બન્યા. હિરાત જઈ પોતાના શૈખના અવરાદ તથા અફકાર જીવંત કરવામાં મશગૂલ બની ગયા.

હઝરત શૈખ ઝયનુદ્દીન (રહ.)એ એક વેળા ફરમાવ્યું કે, હજારો માણસો મારા મુરીદ બન્યા, પરંતુ મારી રઝા–ખુશીને હઝરત સિરાજુદ્દીન સિવાય બીજા કોઈએ નજર સમક્ષ રાખી નથી. ઘણા વરસો સુધી તેમણે મારી સેવાચાકરી કરી.

હિરાતના મશાયખોમાંના એક મશાયખ વર્ણવે છે કે હઝરત શૈખ સિરાજુદ્દીન મુલ્તાની (રહ.) અવલિયાઓમાંથી છે.

નહરવાલા–પાટણ ખાતે આપ (રહ.)નો મઝાર છે.

(અન્વારે સુફિયા)

## શૈખ અબ્દુલ્લતીફ (રહ.)

આપ (રહ.) આલિમે બાઅમલ અને આરિફે કામિલ શખ્સ હતા. અહમદાબાદના પ્રખ્યાત બુઝુર્ગ હઝરત કુત્બે આલમ (રહ.)ના સૌથી વધુ માનીતા અને મોટા ખલીફા હતા. આપ હઝરતના સમવિચારના તેમ જ મિત્ર સમા સાથીદાર હતા. કેટલીક વેળા હઝરત આપને પોતાના બારમા પુત્ર તરીકે ઓળખતા હતા.

આપ (રહ.) ઘણા મુત્તકી, પરહેઝગાર તેમજ આબિદ હતા. મોટા વિદ્વાન તેમજ લેખક પણ હતા. નવ જેટલા અભ્યાસ પૂર્ણ પુસ્તકો લખ્યા છે, જેમાંના કેટલાક આજે ય જોવા મળે છે, જેમાંથી "લતાઈફે બુર્હાની", "મન્શૂરુલ ખિલાફત" મુખ્ય છે. પીર મુહમ્મદ શાહ લાયબ્રેરી અહમદાબાદમાં તે જોવા–વાંચવા મળે છે.

એક વેળા શૈખના કુટુંબીજનોએ શૈખના ખાદિમ અબ્દુલ મલિકને કહ્યું કે જઝિયામાંથી આપણા ભાગે જે આવે તે લઈ આવો. ખાદિમે કહ્યું કે, હઝરત પીરો મુર્શિદ તો બાદશાહ છે કોઈની કશી વસ્તુ સ્વીકારતા નથી. સ્વીકારે છે તો તરત જ બીજાને આપી દે છે. હવે આપ કુટુંબીજનો જ સમજાવો કે બાદશાહ તરફથી આવતી વસ્તુઓ સ્વીકારી ઘરમાં આપે !

કુટુંબીજનોએ હઝરત શૈખ સમક્ષ ઘરની જરૂરિયાતો વર્ણવી. હઝરતે કહ્યું કે, હું કોઈની કશી વસ્તુ સ્વીકારતો નથી. બાદશાહ

તરફથી મળતી રકમ પણ શા માટે સ્વીકારું ? ઘરવાળાઓએ ઘણી જીદ કરી ત્યારે ફરમાવ્યું કે મારા આકા હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફક્ર–ગરીબીની કદર–કિંમત સમજતા હતા. એથી જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ હતો કે અલ ફકરો ફખ્રી ગરીબી મારા માટે ગર્વ સમાન છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને ઘરવાળાં આ હાલમાં રહેવામાં આનંદ સમજતા હતા. ઉમ્મહાતુલ મુઅમિનીન અને વહાલી દીકરીઓએ ય ગરીબીના દિવસો ખુશીથી આવકાર્યા તથા વિતાવ્યા. આપણે તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરવાજાના દરબાન છીએ, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પયરવી–અનુકરણ કઈ રીતે છોડી શકીએ ? હું દોલતનો લોભ રાખતો નથી. ગરીબી એ તો મુઅમિનની મોટી અને વહાલી મૂડી છે. એ દોલત હું કઈ રીતે છોડી શકું ? હું આપ બધાની તકલીફો સારી પેઠે સમજું છું, પરંતુ આપણી પરેશાનીની આકા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉઠાવેલ પરેશાનીઓ સામે કશી વિસાત નથી. દિવસોના દિવસો સુધી ત્યાં ફાકા જતા હતા. વ્હાલાં બેટી ફાતિમાની રજુઆત તમારા બધાની વિટંબણા–દુઃખો કરતાં ય વિશેષ તથા મજબુત હતી. આપના દુઃખ અને મુસીબત ધ્યાનમાં લેવા જેવા છે, પરંતુ એ દુઃખથી ય વધીને ઉમ્મતની બદહાલી તથા બદઅખ્લાકીનું દુઃખ વધારે મોટું છે. આપણા અંગત દુઃખોની પડપૂછ થશે નહીં. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીનની આપણા શિરે નંખાયલી જવાબદારીનો હિસાબ લેવાશે–તેની પડપૂછ થશે, માટે ધીરજથી કામ લો !

આપ (રહ.) આલિમે રબ્બાની અને દર્સો તદરીસ તથા રુશ્દો–હિદાયતના સરચશ્મા હતા. તકવા પણ ભારે હતો. શરીઅતે મુહમ્મદીની ઈત્તિબાઅ વિશે ઘણી કાળજી લેતા હતા.

૫ મી રમઝાનુલ મુબારક હિજરી ૮૭૭ ઈસ્વી સન ૧૪૭૨માં આપ (રહ.) વફાત પામ્યા. પાટણ ખાતે ખાન સરોવર તળાવની પશ્ચિમે દફન થયા. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

## હાજી હૂદ (રહ.)

નામ હુદ હતું. સૈયદ અવ્વાના અલ મુલક્કબ સબાની અબ્દુલ્લાહ સબ્બોહીના નેક ફરઝંદ હતા. સિલસિલએ નસબ હઝરત ઈમામ મુહમ્મદ બાકિર (રહ.) સુધી જઈ મળે છે.

''રિસાલા રહમતનામા''માં છે કે, હિ.સં. ૪૧૬ માં આપ (રહ.)નો જન્મ દમિશ્કના કનફુર ખાતે થયો. દીની તાલીમ કનફુર ખાતે જ મેળવી. દુનિયાની મોહમાયા ત્યાગી મક્કા જઈ હજ કરી મદીના ખાતે લગભગ પાંચ વરસ સુધી રહ્યા. ચિશ્ત જઈ હઝરત ખ્વાજા નસીરૂદ્દીન અબૂ યૂસુફ ચિશ્તી (રહ.)થી બયઅત થઈ ખિલાફત મેળવી.

રાજા કર્ણ સોલંકીના સમયમાં મુસાફરી કરતાં કરતાં ગુજરાતના પાટણ ખાતે પધાર્યા. આપ (રહ.) સાથે લગભગ ૨૦૦ જેટલા સાથીદાર હતા. ઈસ્લામનું ઓજસ ફેલાવવા આવેલો આ પ્રથમ કાફલો હતો. આથી રાજાના માણસો તથા કેટલાક લોકો આપ (રહ.)ની વિરુદ્ધ પડયા. તેઓએ એક વેળા આપ (રહ.)ના પડાવ તરફ વાઘ છોડયો, પરંતુ એકાએક ગેબી વાઘે પ્રગટ થઈ તે વાઘને ફાડી ખાધો. હઝરતની આ કરામત જોઈ ઘણા લોકો મુસલમાન બની ગયા. વળી આપ (રહ.)ને રંજાડવા આવેલા રાજાના સિપાહીઓ પણ હઝરતથી પ્રભાવિત બની ઈસ્લામથી મુશર્રફ બન્યા.

કુફ્રના અંધકારભર્યા વાતાવરણમાં ઈસ્લામની તબ્લીગ કરવાની પહેલના પ્રયાસો સૌ પ્રથમ આપ હઝરત (રહ.)એ જ હાથ ધર્યો

એવો એક ઐતિહાસિક મત છે.

૧૨૦ વરસની ઉમરમાં ૧૫મી રજબ હિજરી ૫૩૬–ઈ.સ. ૧૧૪૧માં આપ હઝરતની વફાત થઈ. "ઈશ્ફુલ્લાહ" શબ્દથી વફાતનું વરસ નીકળે છે. ખાન સરોવરના દરવાજા પાસે આપ હઝરત (રહ.)નો મઝાર છે.

## હઝ. રુકનુદ્દીન કાનશકર (રહ.)

પ્રખ્યાત બુઝુર્ગ હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર અજોધની (રહ.)ના વંશજ છે. હિજરી સન ૭૦૭ ઈસ્વી સન ૧૩૦૭માં પાટણ ખાતે જન્મ થયો. હઝરત ઝાહિદ ચિશ્તી (રહ.)ના મુરીદ તથા ખલીફા હતા. ઉલૂમે ઝાહિરી અને બાતિની પીરો મુર્શિદ પાસેથી પ્રાપ્ત કર્યા. સિલસિલએ ચિશ્તિયહ શૈખ બિન અહમદ મવદુદી (રહ.) પાસેથી મેળવ્યો હતો, જેઓને પોતાના જદ્દે અમજદ (દાદા) પાસેથી આ સંપ્રદાયનો સિલસિલો મળ્યો હતો. હિન્દુસ્તાનમાં ફક્ત આ જ તરીકો એવો છે જે કોઈ પણ જાતના વસીલા વગર હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) સુધી જઈ મળે છે. (યાદે અય્યામ)

ઘણા મુત્તકી તથા તવક્કુલવાળા બુઝુર્ગ હતા. ઘરમાં પાણીનો સંગ્રહ કરવાને પસંદ કરતા ન હતા. વુઝૂ માટે ય પાણી ભરી રાખતા ન હતા. ફરમાવતા કે જરૂરત વેળા અલ્લાહ પાક પાણી જરૂર મેળવશે જ. આપણે તહજ્જુદની નમાઝ માટે ઉઠીએ અને અલ્લાહ વુઝૂ માટે પાણી ન મેળવી આપે એ અશક્ય વાત છે. આ વાત ઉપરથી હઝરતના તવક્કુલનો અંદાજો નીકળી શકે છે.

એક વેળા હઝરત મુહમ્મદ ગેસૂદરાઝ (રહ.) આપ (રહ.)ની મુલાકાતે પધાર્યા. વાતચીત દરમિયાન હઝરત ગેસૂદરાઝ (રહ.)એ

કહ્યું કે, આજના જમાનામાં ફુતૂહાતે સુલતાને આરિફાં બાયઝીદ બુસ્તામી (રહ.) અને હઝરત સૈયદુત્તાઈફહ જુનૈદ બગદાદી (રહ.)ને પ્રાપ્ય હતાં એવા બીજા કોઈ પાસે હોય એમ લાગતું નથી. તેઓમાં જે કમાલિયત હતી એવી કમાલિયત અત્યારે કોઈ બુઝુર્ગમાં જોવા મળતી નથી. આ વેળા હઝરત ગેસૂદરાઝ (રહ.)ના કમરપટામાં રૂપિયા બાંધેલા હતા. હઝરત રૂકનુદ્દીન કાનશકર (રહ.) બોલ્યા કે એ વેળાના બુઝુર્ગો પોતાની કમરમાં રૂપિયા બાંધતા ન હતા ! આપ (રહ.)નો ઈશારો તવક્કુલ પ્રતિ હતો. આ સાંભળી હઝરત ગેસૂદરાઝ (રહ.)એ કમરપટામાં બાંધેલા બધા જ રૂપિયા વહેંચી દીધા.

અહમદાબાદ શહેરના સ્થાપક સુલતાન એહમદ શાહ બાદશાહે પણ આપ હઝરતથી ફૈઝ મેળવ્યો હતો.

૨૨ મી શવ્વાલ હિજરી ૮૪૨ ઈસ્વી સન ૧૪૩૮માં વફાત પામ્યા.

## મુફ્તી રુકનુદ્દીન (રહ.)

મુફ્તી રુકનુદ્દીન બિન હિસામુદ્દીન નાગોરી પાટણના પોતાના સમયના વિખ્યાત મુફ્તી હતા. ફિકહ અને ઉસૂલે ફિકહના મહાન વિદ્વાન હતા. કાઝિયુલ કુઝઝાત જમાલુદ્દીન બિન મુહમ્મદ અકરમ ગુજરાતીની ફરમાઈશથી આપે વિખ્યાત કિતાબ ''ફતાવા હિમાદિયહ'' લખી હતી. આ કિતાબ ફિકહ ''હનફી''ની જગ મશહૂર કૃતિ છે. ૨૦૪ કિતાબો હઝરત મવસુફે પોતાની નજર સમક્ષ રાખીને આ અજોડ કિતાબ લખી છે. ''ફતાવા આલમગીરી''માં આ કિતાબના હવાલા ઠેર ઠેર જોવા મળે છે. બેહદ અફસોસની વાત છે કે તવારીખકારો આજ દિન સુધી આવા મહાન આલિમ ફાઝિલના

હાલાત કલમબદ્ધ કરવા કે સાચવવા સમર્થ થયા નથી. (યાદે અય્યામ)

## કાઝી ઇલ્મુદ્દીન શાતિબી (રહ.)

આપ (રહ.) કાઝી અયનુદ્દીન બિન નજમુદ્દીન સિદ્દીકીના ફરઝંદ હતા. હઝરત સૈયદ સદરૂદ્દીન રાજુ કત્તાલ (રહ.)ના ખલીફહ હતા. આપ (રહ.) કિરઅત અને તજવીદના ઈમામ લેખાતા હતા.

(યાદે અય્યામ)

હઝરત રુકનુદ્દીન કાનશકર (રહ.)ના સમકાલિન હતા.

યાદે અય્યામે આપ (રહ.)ના વફાતની સાલ ૮૬૦ હિજરી બતાવી છે જ્યારે અઝકારે અબરારમાં ૨૦ રમઝાન ૭૬૦ હિજરી બતાવેલ છે. વલ્લાહુ અઅલમ.

## મુન્શી કુત્બુદ્દીન (રહ.)

હઝરત મુન્શી કુત્બુદ્દીન નહરવાલા ગુજરાતના નામાંકિત ઉલમાએ કિરામ પૈકીના એક હતા. હદીસ શરીફના વિષયના ઊંડા અભ્યાસી હતા. સાથે આબિદ પણ હતા. પિતાજી મવલાના અલાઉદ્દીન અહમદ પાસેથી તાલીમ મેળવ્યા બાદ મક્કા મુઅઝઝમા સિધાવી ગયા. યમનના મશહૂરો–મારૂફ મુહદ્દિસ હઝરત શૈખ અહમદ બિન મુહમ્મદ અલ અકીલી અન્નુવયરી તથા શૈખ અબ્દુર્રહમાન બિન અલી પાસેથી હદીસનો ગહન ઇલ્મ પ્રાપ્ત કર્યો. હઝરત નૂરુદ્દીન અબુલ ફતહ શિરાઝી (રહ.) પાસેથી હદીસની સનદ પ્રાપ્ત કરી હતી. મૌલાના મવસૂફને હરમ શરીફના તલબાઓને તાલીમ આપવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. પોતે એક હિન્દી હોવા છતાં મક્કા મુઅઝઝમાના અમીર ઉમરાવોએ આપ (રહ.)ને 'મીર મુન્શી' તરીકે સ્વીકાર્યા હતા.

આપ (રહ.)ની પ્રખ્યાત તસાનીફ–કૃતિઓમાં "અલ બર્કુલ યમાની", "અઅલામ બિલ અલામ બયતુલ્લાહિલ હરામ" પ્રખ્યાત છે. બીજી કેટલીક કિતાબોનું વર્ણન વિખ્યાત ઈસાઈ વિદ્વાન જરજિ ઝયદાને પોતાની વિખ્યાત કિતાબ "અદબુલ લુગાતુલ અરબિય્યહ"માં કર્યું છે. હિજરી સન ૯૯૯માં વફાત થઈ.

(યાદે અય્યામ)



بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ખેડા જિલ્લો

- ☆ સંક્ષિપ્ત તવારીખ
- ☆ ખેડા જિલ્લાના અવલિયાએ કિરામ

**ખેડા જિલ્લાના અવલિયાએ કિરામ**

★ કાઝી મહમૂદ દરિયાઈ (રહ.) – વીરપુર

★ બાબા અરજુમંદ શાહ (રહ.) – પેટલાદ

★ હઝરત મિયાં અલૌલિક (રહ.) – નડિયાદ

★ શૈખ હસન ખતીબ (રહ.) – ધોળકા

★ શૈખ અહમદ મજઝૂબ (રહ.) – ધોળકા

★ શાહ બાબૂ ચિશ્તી (રહ.) – ખંભાત

★ સૈયદ ગિયાસુદ્દીન (રહ.) – સરસવણી

★ સૈયદ મુબારક (રહ.) સોજાલી

## ખેડા જિલ્લો

આ જિલ્લાનું ક્ષેત્રફળ ૧૫૯૬ ચો.મી. છે. ઉત્તરે સાબરકાંઠા એજન્સી, પશ્ચિમમાં અહમદાબાદ અને પૂર્વ દક્ષિણમાં વડોદરા જિલ્લો છે અને મહી નદી પણ છે. આ જિલ્લામાં મધ્યભાગ ચરોતર ઘણો જ ફળદ્રુપ છે. ત્યાં અસંખ્ય ફળાઉ ઝાડો છે. મહી, વાત્રક, સાબરમતી, શેઢી, મેશ્વો અને મહોર નદીઓ છે. આ જિલ્લાની જમીન ભૂરી અને કાળી છે. સૌથી ઉત્તમ કિનારાની જમીન છે. પાકમાં બાજરો, કોદરા, ડાંગર, જુવાર, ઘઉં અને તમાકુ થાય છે. ઇ. સ. ૧૮૩૭ પહેલાં અહીં ગળીની પેદાશ વધારે થતી હતી. અત્યારે આ જિલ્લામાં નહેરોના કારણે જમીન ઘણી ફળદ્રુપ બની છે અને પાકનું પ્રમાણ વધ્યું છે. કપડવંજમાંથી લોઢાની ધાતુ નીકળે છે, પરંતુ અત્યારે તે કાઢવામાં આવતી નથી. ત્યાં એક જાતના પથ્થર નીકળે છે, તે મસાલા વાટવાના પથ્થર બનાવવામાં ઘણા ઉપયોગી છે. અહમદાબાદમાં મિલો થઈ એ પહેલાં અહીં સુંદર કપડા વણાતા હતાં. આ જિલ્લાનું પાણી રોગો માટે બહુ જ ફાયદાકારક હતું. આ જિલ્લો ઘી, દૂધ, અને માખણ માટે પ્રખ્યાત છે.

આ જિલ્લાના કપડવંજ, ઠાસરા, આણંદ, નડિયાદ, મહેમદાવાદ, માતર, બોરસદ મુખ્ય સ્થળો છે. કપડવંજમાં એક ખુબસૂરત મિહરાબ અને એક જૂની મસ્જિદ છે. મહેમદાવાદ પાસે સજાનીમાં સૈયદ મુબારકનો ભવ્ય રોજો છે. ખંભાત પણ જૂનું સ્થળ છે ત્યાં કેટલાક પ્રસિદ્ધ અવલિયા મદફૂન છે. આણંદમાં દારુલ ઉલૂમ છે. અત્યારે શિક્ષણક્ષેત્રે આ જિલ્લો આગવું સ્થાન ધરાવે છે.

ખેડા જિલ્લાના ખંભાત સ્થળનો એક ઐતિહાસિક બનાવ પ્રસિદ્ધ ઈતિહાસકાર નૂરુદીન મુહમ્મદ ઔફીએ પોતાના ''ગ્રંથ જામિઉલ

હિકાયાત''માં નોંધ્યો છે. તે લખે છે કે ખંભાત સમુદ્ર કિનારે આવેલું છે. ત્યાં સંખ્યાબંધ સુન્ની મુસલમાનો રહે છે. તેઓ ધર્મચુસ્ત અને ઉદાર દિલના છે. આ શહેર રાજા જયસિંગ (અવસાન ઈ.સ. ૧૧૪૩ હિ.સ. ૫૩૮)ના તાબામાં હતું ત્યારે અહીં કોમી રમખાણમાં મુસલમાનોને ઘણું નુકસાન થયું હતું. ઘણા મુસલમાનોએ પોતાના જાન ગુમાવ્યા. એક મસ્જિદ બાળી નાખી. આ બનાવની જાણ થતાં છુપા વેશમાં રાજા જયસિંગ સાંઢણી ઉપર સવાર થઈ ખંભાત ગયો. રાજાને ખાતરી થઈ કે મુસલમાનો ઉપર ઘણો જુલ્મ થયો છે. તેણે એક વાસણમાં સમુદ્રનું પાણી ભરી સાથે લીધું અને રાજધાની પાટણ પાછો ફર્યો. સવારે દરબારમાં તેણે ખંભાતના બનાવની ચર્ચા કરી ત્યારે કેટલાક દરબારીઓએ ખોટી રજૂઆત કરી. રાજાએ વાસણનું પાણી ચખાડી જાહેર કર્યું કે મેં પોતે ખંભાતની મુલાકાત લીધી છે. ત્યાં ખરેખર મુસલમાનો ઉપર જુલ્મ થયો છે તેની મને ખાતરી થઈ છે. ત્યાર પછી આ ફસાદમાં ભાગ લેનારાઓને રાજાએ સજા કરવાના હુકમો કર્યા. એક લાખ 'સોતર' કે 'બાલૂતરા' (ચાંદીના સિક્કા) બળી ગયેલ મસ્જિદ ફરી દુરસ્ત કરવા ખર્ચ કરવાનો હુકમ કર્યો. ઔફીએ 'જયસિંગ' શબ્દ સિદ્ધરાજ જયસિંહ માટે વાપર્યો છે. તેના ન્યાયના તેણે ઘણા વખાણ કર્યા છે. તેને ઈસ્લામ પ્રત્યે ઘણું માન હતું અને મુસલમાનોની તેના દિલમાં ઘણી આમાન્ય–અદબ હતી એમ ઔફીએ નોંધ્યું છે.

ખંભાત ગુજરાતની પ્રાચીન બંદરગાહ છે. ખંભાત એક આંતર–રાષ્ટ્રીય બંદર હોવાથી ઘણા પરદેશીઓની ત્યાં આવ–જા હતી. ખાસ કરીને આરબ તથા ઈરાની વેપારીઓની આવ–જા વધુ હતી. મુંબઈનું બારા ખુલ્યા પછી ખંભાતનું મહત્વ ઓછું થઈ ગયું હતું. ત્યાં અત્યારે તેલની શોધ પછી તેનું નામ ફરીથી ગાજતું બન્યું છે. ત્યાં એક કાળે નવાબી શાસન ચાલતું હતું. ૧૭૮૫ માં મોમિનખાન ખંભાતનો

સ્વતંત્ર નવાબ બન્યો હતો અને મરાઠાઓને એક લાખ જેટલી ખંડણી ચૂકવતો હતો.

સુલતાન મહમૂદ બેગડાએ વાત્રક નદીના કાંઠે વાત્રક નદીનું પાણી ઉત્તમ લાગવાથી મહમૂદાબાદ (મહેમદાવાદ) નામનું શહેર વસાવ્યું. વાત્રકના કાંઠે મહેલો બંધાવ્યા. એના ખંડેરો આજે પણ દેખાય છે. મિરાતે સિકંદરીએ વાત્રક નદીના પાણીના તથા ત્યાંની આબોહવાના ખૂબ વખાણ કર્યા છે.

## કાઝી મહમૂદ દરિયાઈ (રહ.)

**સ્થળ** : વીરપુર, જિ.ખેડા

કાઝી મહમૂદ દરિયાઈ (રહ.)નો જન્મ ખેડા જિલ્લાના વીરપુર ખાતે હિજરી ૮૭૩ માં થયો. પિતાજી હઝરત શાહ હમીદુદ્દીન ઉર્ફે ચાઈલન્દા (રહ.) અહમદાબાદના પ્રખ્યાત બુઝુર્ગ હઝરત શાહે આલમ (રહ.)ના માનનીય ખલીફા અને મુરીદ હતા.

હઝરત કાઝી મહમૂદ (રહ.)ની ''જિકરીઓ''નો સંગ્રહ ''ખઝાનએ રહમત'' નામથી પ્રખ્યાત છે, જે અહમદાબાદના મશાઈખ ખાનદાન મશહદીમાં સુરક્ષિત છે. 'મિફતાહુલ કુલૂબ' અને 'તોહફતુલ કારી' નામના હઝરતના મલ્ફુઝાતના બે સંગ્રહ અકીદતમંદોએ તૈયાર કર્યા છે. મિરાતે અહમદીએ હઝરત કાઝી (રહ.)ના સંક્ષિપ્ત હાલાત નોંધેલ છે. મર્હૂમ હાફિઝ મહમૂદ શેરવાની સાહબ અને મોલ્વી અબ્દુલહક સાહબે પણ હઝરત કાઝી (રહ.)ના હાલાત કલમબદ્ધ કરેલ છે.

'તોહફતુલ કારી'માં નોંધ છે કે હઝરત કાઝી (રહ.)ના વડીલ બુઝુર્ગ હઝરત શાહ અલી સરમસ્ત (રહ.) શીરાઝથી નહરવાલા–પાટણ ખાતે રાજા કરણના સમયમાં પધાર્યા. હઝરતની દુઆઓના

પ્રતાપે રાજા કરણના ત્યાં પુત્રનો જન્મ થયો, જે પાછળથી રાજા સિદ્ધરાજ તરીકે પ્રસિદ્ધ થયો. રાજા કરણે હઝરતની દુઆથી પોતાના ત્યાં પુત્ર જન્મની ખુશાલીમાં હઝરત સરમસ્ત (રહ.) માટે એક મસ્જિદ બંધાવી, જે 'મસ્જિદે કાટ' તરીકે ઓળખાય છે.

હઝરત કાઝી મહમૂદ દરિયાઈ (રહ.)ના જન્મ વિશેનો એક પ્રસંગ 'મિફતાહુલ કુલૂબ'માં જોવા મળે છે. હઝરત મહમૂદ (રહ.) માતાજીના પેટમાં હતા ત્યારે એક વેળા માતાજીએ ચણાના થોડાક દાણા ખાઈ લેવાથી પેટમાં સખત દુઃખાવો ઉપડયો. નોંધ છે કે એક અકીદતમંદે રજા વિના કોઈના ખેતરમાંથી ચણા વીણી મોકલી આપ્યા હતા. જે ચણા ખાવાથી માતાજીના પેટમાં આ દુઃખાવો ઉપડયો હતો !

''તોહફતુલ કારી''માં એક પ્રસંગ છે કે હઝરત મહમૂદ નાના હતા ત્યારે પિતાજી હઝરત શાહે આલમ (રહ.)ની સેવા અર્થે લઈ ગયા. હઝરત શાહે આલમ (રહ.)એ હઝરત મહમૂદને વહાલથી ઉઠાવી લીધા. પોતાના બંને હાથો વડે એટલા બધા ઊંચા ઉઠાવ્યા કે પગ હઝરત શાહે આલમ (રહ.)ની પાઘડીને અડી ગયા. પિતાજીએ કહ્યુંકે હઝરત ! બાળ મહમૂદના પગ આપ હઝરતની પાઘડીને અડકે છે આ તો એક પ્રકારની બેઅદબી છે. હઝરત શાહે આલમ (રહ.) બોલ્યા કે ખુદાપાક જેનો મરતબો વધારવા ઈચ્છે છે તેને કોઈ ઘટાડી શકે તેમ નથી !

હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)ના એક રૂહાની ઈશારાના પ્રતાપે પિતાજી હઝરત કાઝી ચાઈલન્દા (રહ.)એ કાઝી મહમૂદને ખિલાફત આપી નવાજ્યા.

હઝરત કાઝી મહમૂદ (રહ.) સખત ઈબાદત તથા રિયાઝત

તપસ્યા કરતા હતા. વીરપુર પાસેના પહાડની તળેટીમાં ચાલ્યા જતા અને દિવસો સુધી ઈબાદતમાં મશગૂલ રહેતા. ૪૦–૪૦ દિવસ સુધી સતત રોઝા રાખતા. ઘણી વેળા લીમડાના કુણા પાંદડા ખાઈને ઈફતાર કરતા. આ રીતે રાત કિયામ (નમાઝ)માં અને દિવસ સિયામ (રોઝા)માં વિતાવી સખત ઈબાદતમાં પ્રવૃત્ત રહેતા. ઘણી વેળા પાણીમાં રાતભર ઊભા રહી ઝિક્રમાં ખોવાય જતા. અંધારી રાતોમાં ખુલ્લા મેદાનમાં કલાકો સુધી સતત સિજદામાં જ યાદે ઈલાહીમાં પરોવાઈ જતા. 'મિફતાહુલ કુલૂબ'માં નોંધ છે કે એક વેળા 'આલમે ઈસ્તિગરાક'ની હાલતમાં હઝરત હતા. આ વેળા સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના ચાર અસ્હાબ સાથે પધાર્યા અને આપ હઝરતના શિરે દસ્તાર મૂકીને ચાલીસ વખત નૂરે તજલ્લીથી હઝરતને મુશર્રફ કર્યા !

હઝરત કાઝી મહમૂદની કેટલીક કરામાત તવારીખોએ નોંધેલ જોવા મળે છે.

એક વેળા ગુજરાતના સુલતાન મુઝફ્ફરે ગુજરાતમાં ખુશહાલી વધે એવી દુઆ કરવા વિનંતી કરી. હઝરતે કહ્યું કે ખુદાના ફઝલથી અમો જ્યાં સુધી જીવતા છીએ ત્યાં સુધી ગુજરાતમાં ન તો દુષ્કાળ પડશે કે ન તો મોગલો હુમલો કરી શકશે. હઝરતની વફાત પછી ગુજરાતમાં દુકાળ પડયો અને વફાતના છ માસ પછી મોગલોનું આક્રમણ થયું.

કહેવાય છે કે સુલતાન બહાદુરથી આપ નારાજ હતા. એક વેળા મસ્તીના આલમમાં ફરમાવ્યું કે, "ભાગા આવે નાઠા જાવે !" એટલે કે એકાએક હુમાયુ હુમલો કરશે અને બહાદુર ભાગી જશે ! તવારીખ સાક્ષી છે કે પાછળથી આમ જ થયું.

તારીખુલ અવલિયા અને મિરાતે સિકંદરીમાં છે કે આપ હઝરતને ગુજરાતના સુલતાન બહાદુરે રાજ્યના કાઝી નિયુક્ત કર્યા હતા. સુલતાન બહાદુરે ચિતોડ ઉપર હુમલો કર્યો. આ હુમલામાં ચિત્તોડના કિલ્લામાં અસંખ્ય દુશ્મનો ઘેરાય ગયા. સુલતાન ઘમંડમાં આવી જઈ ખુદાને ભૂલી બોલ્યો કે, ''આ જમાનામાં મારો સામનો કરવા કોઈ સમર્થ નથી, મારી જેવો કોઈ શક્તિશાળી છે ખરો ?'' આ વેળા હઝરત (રહ.) ત્યાં હાજર હતા. સુલતાનના શૈખી ભર્યા આ શબ્દો ગમ્યા નહીં. હઝરત બોલ્યા કે, ''સુલતાને આ રીતે ઘમંડ કરવો જોઈએ નહીં, જ્યારે જંગલમાં સિંહ હોતો નથી ત્યારે શિયાળ પણ શિકાર કરવા બહાર પડે છે !''

આ સાંભળી સુલતાન બહાદુર હઝરત ઉપર ઘણો રોષે ભરાયો અને કહ્યું કે, કાઝીએ પણ મારા રાજ્યમાં રહેવું જોઈએ નહીં. હઝરત બોલ્યા કે, આ ધરતી અને રાજ્ય તો ખુદાના છે હું પણ રહેવાનો નથી અને સુલતાન પણ રહેવાના નથી.

હઝરત કાઝીનો હોદ્દો ત્યાગી હિજરી ૯૨૦ માં અહમદાબાદથી વીરપુર ચાલ્યા ગયા.

હઝરત જેટલા જલાલી હતા એટલા જ નમ્ર પણ હતા. કદિયે કોઈને સખત શબ્દો કહ્યા નથી કે કોઈને ઠપકો આપ્યો નથી. પોતાના માટે ગરીબ–અહકર એવા શબ્દો પ્રયોજતા.

હઝરત ચાંપાનેર ગયા હતા ત્યાં હિજરી સન ૯૪૧ ના રબીઉલ માસની ૧૦ મી તારીખે છાતીમાં સખત દુઃખાવો ઉપડયો. હાજરજનો છાતી ઉપર શેક તથા માલિશ કરવા મંડયા. હઝરતે વુઝૂ કર્યું, સૂરએ યાસીન પઢી, થોડીક નવાફિલ પઢયા અને કિબ્લારૂખ બેઠા બેઠા આ અશઆર પઢતાં હઝરતની રૂહ પરવાઝ કરી ગઈ :

**કુશાદા બાદ બદૌલતે હમેશાં ઈંદરગાહ**
**બહક્કે અશહદુ અલ લા ઇલા-હ ઇલ્લલ્લાહ**

મિરાતમાં છે કે હઝરતની વફાત સિમાઅની હાલતમાં થઈ. ઘણી તવારીખોએ વફાતની તારીખ ૧૩ મી રબીઉલ અવ્વલ નોંધેલ છે.

હઝરત અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.) અખબારુલ અખ્યારમાં લખે છે કે આપ હઝરતને દફન કરતી વેળા આપના પિતાજીએ કફન હટાવી ચહેરો જોયો. આપ (રહ.)એ પણ સ્મિત કરી પિતાજી તરફ આંખો ખોલી જોયું. પિતાજી બોલ્યા કે બાબા મહમૂદ બાળકોની જેમ આમ કેમ વર્તો છો? હઝરતે સદા માટે આંખો મીંચી દીધી. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન........

હઝરત વીરપુર ખાતે મદફૂન થયા.

## બાબા અરજુમંદ શાહ (રહ.)

**સ્થળ : પેટલાદ, જિ. ખેડા**

હઝરત બાબા અરજુમંદ શાહ (રહ.)ના હાલાત મુસ્લિમ તવારીખોમાં સંક્ષિપ્ત જોવા મળે છે. અમને આપ હઝરત વિશે અમારા સંશોધનથી જે કાંઈ માહિતી મળી આવી છે તે અત્રે રજૂ કરી છે.

તારીખે અવલિયાએ ગુજરાત ઉર્ફે મિરાતે અહમદીમાં મૌલાના અબૂ ઝફર નદવી સાહેબ લખે છે કે, ''અર્જુનશાહ (અરજુમંદશાહ રહ.) અહમદાબાદથી ત્રીસ કોસ દૂર પેટલાદમાં આરામ ફરમાવી રહ્યા છે. આપ હઝરતના જુદી જુદી રીતના હાલાત લોકોમાં પ્રખ્યાત છે.''

"ગુજરાત–એક દર્શન" પુસ્તકમાં છે કે,

"પેટલાદમાં અરજણશાહ પીરની જગા (ઈસવી) ૧૩મી સદીની છે. આ એવું પીરના તે સ્થળના શિલાલેખ પરથી પ્રતીત થાય છે. આ પીર અંગેનું વિસ્તૃત વૃત્તાંત જોવા મળતું નથી."

"ગુજરાતના સાંસ્કૃતિક ઈતિહાસ"માં શ્રી રત્ન મણિરાવ ભીમરાવ જોટે લખે છે કે,

"પેટલાદમાં બેઠી જાડી બાંધણીનું, દિલ્હીની ગિયાસુદીન તઘલખની દરગાહની બાંધણીને કાંઈક મળતું બાબા અરજુન શાહ ઘોરીની દરગાહનું મકાન પહેલું ગણાવી શકાય. હિજરી ૬૩૩ ઈ. સ. ૧૨૩૬ નું એટલે કે મુસલમાન સમય જામ્યો તે પહેલાં અડધી સદી અગાઉનું આ મકાન છે. અર્જુનશાહના મૂળ પુરુષો મધ્ય એશિયામાંથી હિન્દમાં આવીને જબલપુર નજીક 'દમોહ' ગામમાં આવીને વસેલા. એમનું મરણ હિ.સ. ૬૩૩ (માર્ચ ૧૨૩૬)ના રજબ માસની મધ્યમાં સોમવારે થયું હતું. આમ પેટલાદ ખંભાત બંદરથી દૂરના અંદરના ભાગમાં આવેલું હોવાથી અને આ દરગાહ ત્યાં હોવાથી ગુજરાતમાં મુસલમાન અમલ શરૂ થયો તે પહેલાંથી પણ મુસલમાનોની ગુજરાતના અગત્યના શહેરોમાં સારી જમાવટ થઈ હશે એમ જણાય છે."

તવારીખકારો હઝરતનું નામ અર્જુનશાહ લખે છે, જે અમારા માટે અપ્રભંશ થઈ ગયેલું લાગે છે.

શ્રી રત્નમણિરાવે ઉપર્યુક્ત નોંધ પ્રૉ. કૉમીસેરિયેટના અંગ્રેજી ઈતિહાસના પૃષ્ઠ ૧૩–૧૪ ઉપરથી લીધી છે. હઝરત બાબા અરજુમંદશાહ (રહ.)ના પૂર્વજો મધ્ય એશિયામાંથી હિજરત કરી હિન્દમાંના જબલપુર નજીકના દમોહ ગામમાં આવીને વસ્યા એવી

ઇતિહાસકારોની આ નોંધ સાથે અમો સંમત થતા નથી. અમારા સંશોધન અને મત મુજબ આ હકીકત હઝરત અરજુમંદશાહ (રહ.)ના પીરો મુર્શિદ હઝરત મુરાદશાહ (રહ.) સંબંધી છે. ઇતિહાસકારો ગેરમાર્ગે દોરાઈને હઝરત અરજુમંદશાહને જ 'દમોહ' ગામના જણાવી રહ્યા છે, જે હકીકત દોષ છે.

હઝરત તો મૂળ ગુજરાતી હતા અને હઝરત મુરાદ શાહ (રહ.)ના હાથે મુસલમાન થઈ તર્બિયત પામી ખિલાફત પામ્યા અને પીર બન્યા. આ સંબંધી ''સોલંકી વંશની ગોધરા શાખાના ઈતિહાસ''ની નોંધ અમને વધુ આધારભૂત જણાઈ છે જે સંક્ષિપ્તમાં નીચે મુજબ છે :

''મહારાજ ગોપાલ ચંદ્રજીએ બાકરોલથી ઉઠાવી સંવત ૫૧૨ના પોષ સુદી ૩ ને રોજ આવી પંપાવતી નગરીમાં પોતાની ગાદી સ્થાપી. તેઓ ધર્મિષ્ઠ તથા અદલ ઈન્સાફી રાજા હતા. કદી પણ તે પોતાની પ્રજાને ઉપાધિગ્રસ્ત થયેલી જોઈ શકતા નહિ. ઘરે ઘરથી દુઃખ અને ગરીબાઈનો કેમ નાશ કરી શકાય એ જ એમની સતત વાંચ્છના અને અભિલાષા હતી...... એમની રાજ્ય કારકિર્દીમાં એક એવો પ્રસંગ બન્યો કે સંવત ૫૪૦ ના અરસામાં કાબુલ તરફથી ફરતા ફરતા મલિક મુરાદશાહ (રહ.) નામે એક ચુસ્ત મુસલમાન મહાપુરુષ પોતાની સાથે કેટલાક ફકીરોને લઈને પંપાવતી નગરમાં આવ્યા. અહીં એક મુસલમાન 'વડવો' વહોરો નામે હતો. આ બધા ફકીરો તેની પાસે પહોંચ્યા. હઝરત મુરાદશાહ (રહ.)થી પ્રભાવિત બની તેણે બધાને પોતાનો કાબરો બળદ હલાલ કરી ખેતરમાં લઈ જઈ જમાડયા. બળદ હલાલ કરવાથી પંપાવતીનો હિંદુ વર્ગ ઘણો ઉશ્કેરાયો. તેમણે બધાએ મહારાજ ગોપાળ ચંદ્રજીને જઈ ફરિયાદ કરી. મહારાજે પોતાના એક દરબારીને પૂરતી તપાસ કરી વહોરા તથા બધા ફકીરોને

દરબારમાં લઈ આવવા જણાવ્યું. હજુરી વહોરા ખેતરમાં ગયો ત્યારે એક બાજુ સમડાના વૃક્ષની ઉગમણી બાજુએ બળદનું ચામડું પડેલું જોયું અને બીજી તરફ વહોરાને હઝરત મુરાદશાહ (રહ.) તથા બીજા ફકીરો સાથે વાતો કરતો જોયો. તેણે બધાને મહારાજનો હુકમ કહી સંભળાવ્યો. બધા મહારાજ પાસે આવ્યા. પોતાના રાજ્યમાં બળદ કાપી પશુ હત્યા કરી માંસાહાર કર્યો છે આથી અમારી પ્રજાનું હૃદય બળીને દ્રગ્ધ થઈ જાય છે એવી મહારાજે હઝરત મુરાદશાહ (રહ.)ને ફરિયાદ કરી. હઝરતે કહ્યું કે, ‘‘બળદ તો ખેતરમાં ચરે છે !’’ આથી કેટલાક દરબારીઓએ કહ્યુંકે ફકીર જૂઠું બોલે છે. અમોએ બળદનું ચામડું ખેતરમાં જોયું છે. મહારાજના હુકમથી બધાને બોલાવવા જનારે પણ આ વાતની સાક્ષી ભરી. આથી બધાને લઈ મહારાજ ગોપાળચંદ્ર જાતે તપાસ કરવા ખેતર ગયા. ત્યાં જઈ જોયું તો ખરેખર, કાબરો બળદ ખેતરમાં ચરતો હતો. હઝરત મુરાદશાહ (રહ.)ની આ કરામત જોઈ બધા ભોંઠા પડી ગયા !........

મહારાજ ગોપાળ ચંદ્રજીને ઔલાદ હતી નહીં. હઝરતની દુઆથી મહારાજને પુત્રો જન્મ્યા. તેમાંના પહેલા પુત્ર ‘‘અરજણસિંહ’’ને બાળપણથી જ હઝરત મુરાદશાહ (રહ.)એ પુત્ર તરીકે સ્વીકાર્યા હતા. તેઓ હઝરતના હાથે મુસલમાન થયા. હઝરત પાસેથી જ ઈલ્મ સંપાદન કરી બયઅત થઈ ખિલાફત મેળવી........’’

(સોલંકીવંશની ગોધરા શાખાનો ઈતિહાસ, પ્રકરણ ૩ જું પંપાવતી પ્રવેશ, પૃષ્ઠ ૪૩ થી ૪૮)

સોલંકી વંશની વંશવૃક્ષનો આ પ્રાચીન ઈતિહાસ હોવાથી તેમાંની હકીકત આધારભૂત જણાય છે. એમાંની વિગતો જણાય છે કે હઝરત અરજુમંદશાહ (રહ.) મૂળ પેટલાદના જ એટલે કે ગુજરાતી હતા. હઝરત મુરાદશાહ (રહ.) જેવા પીર મશાયખના હાથે ઈસ્લામ

સ્વીકાર્યો હતો. પંપાવતી એટલે કે પેટલાદની રાજગાદી હઝરત મુરાદશાહ (રહ.)ના પ્રયાસો તથા દુઆઓના પ્રતાપે જ અરજુમંદશાહ (રહ.)ને મળી હતી. આ વિસ્તારમાં હઝરત મુરાદશાહ (રહ.) તથા હઝરત અરજુમંદશાહ (રહ.)ના પ્રયાસોથી ઈસ્લામ ફેલાયો હશે એમ માનવાને ઘણા કારણો છે.

## હઝ. મિયાં અલોલિક (રહ.)

**સ્થળ** : નડિયાદ, જિ.ખેડા

આપ હઝરતનું નામ શૈખ મુહમ્મદ હતું. લકબ અલોલિક તરીકે પ્રખ્યાત છે. નડિયાદ પાસેના ગામડાના વતની હતા. સાહિબે હાલ બુઝુર્ગ હતા. હઝરત શાહેઆલમ (રહ.)ના અકીદતમંદ આસ્થાળુ હતા. એક વેળા અચાનક હઝરત શાહેઆલમ (રહ.) અહમદાબાદથી નડીયાદ ખાતેના આપના નિવાસસ્થાને પધાર્યા. આ વેળા આપ (રહ.) શાક સમારી રહ્યા હતા. હઝરતને જોઈને પીઠ ફેરવી લીધી. દિલમાં વિચાર્યું કે આજે મને હઝરત તરફથી કોઈક ખિતાબ જરૂર મળવો જોઈએ. હઝરતે ઘર પાસે આવી આપ (રહ.)ને અવાજ આપ્યો. આ રીતે હઝરત શાહે આલમ (રહ.)એ બે–ત્રણ વખત અવાજ આપ્યો છતાં ચૂપ જ રહ્યા. છેવટે હઝરત શાહે આલમ (રહ.)એ જોરથી અવાજ આપ્યો કે મિયાં અલોલિક (અલૈકિક) બોલતા કેમ નથી ? તરત જ હઝરત શૈખ મુહમ્મદ અલોલિકે હઝરત શાહે આલમ (રહ.) તરફ જોયું અને ઊભા થઈ જઈ આવકાર આપ્યો. ત્યારથી અલોલિક તરીકે મશહૂર થયા. નડીયાદ દરવાજા બહાર અહમદાબાદ જવાના માર્ગ ઉપર આપ (રહ.)ની કબર છે.

## શૈખ હસન ખતીબ (રહ.)

**સ્થળ :** ધોળકા, જિ.ખેડા

નામ હસન અને ખતીબ લકબ હતો. લોકોમાં સાહિબે વિલાયત બુઝુર્ગ તરીકે મશહૂર હતા. હઝરત સુલતાનુલ મશાયખ નિઝામુદ્દીન અવલિયા બદાયુની (રહ.)ના મુરીદ તથા ખલીફા હતા. પીરો મુર્શિદ (રહ.)ની સૂચનાના આધારે કેટલાક બુઝુર્ગો સાથે ધોળકામાં આવી વસ્યા અને વરસો સુધી જનતાને પોતાના સદાચાર અને રૂહાની ફૈઝનો લાભ પહોંચાડયો.

એક કથન અનુસાર આપ (રહ.)એ હઝરત શૈખ મુહંમદ ઈસા જોનપુરી (રહ.)થી પણ બાતિની ફૈઝ મેળવ્યો હતો. હઝરત જોનપુરી (રહ.)ની મજલિસમાં આવ–જા કરતા. એક તાલિબે ઈલ્મ બહાઉદ્દીનને આપ (રહ.) ઘણા ચાહતા હતા. હઝરત હસન કિમીયા (સોનું બનાવવા)ની વિદ્યા જાણતા હતા. એક વેળા બહાઉદ્દીનને જંગલમાં લઈ ગયા અને તેની સામે સોનું બનાવી તે આપતા કહ્યું કે લો, આ તમારી પાસે રાખો, જરૂર પડશે તો કામ આવશે. તાલિબે ઈલ્મ બહાઉદ્દીનને હઝરત હસન (રહ.)ને સોનું પાછું આપતાં કહ્યું કે હું તો આ કીમિયા અર્થે આપ જેવા બુઝુર્ગોની ખિદમત કરતો નથી, પરંતુ હું તો બીજા જ કીમિયાની શોધમાં છું. તેનો આ જવાબ સાંભળી હઝરત હસન (રહ.) ઘણા ખુશ થયા. આ પછી બહાઉદ્દીનની બાતિની તર્બિયત કરવા માંડી.

આપ (રહ.)ના પ્રયાસોથી ધોળકા વિસ્તારમાં ઈસ્લામના ઓજસ ફેલાયાં. ૧૭મી ઝિલ્કઅદ ૭૬૪ હિજરીમાં ધોળકા ખાતે વફાત પામ્યા.

## હઝ. શૈખ અહમદ મજઝૂબ (રહ.)

**સ્થળ : ધોળકા, જિ.ખેડા**

હઝરત શૈખ અહમદ મજઝૂબ (રહ.)નું ટૂંકું વર્ણન ગુજરાતની પ્રખ્યાત ફારસી તવારીખ મિરાતે સિકંદરીમાં જોવા મળે છે. ગુજરાતની સલ્તનતના એક મુખ્ય સિપેહસાલાર હઝરત સૈયદ બુખારી મેહમૂદાબાદી (રહ.)એ હઝરત શૈખ અહમદ મજઝૂબની દુઆઓથી જીત તથા કામયાબી મેળવી હતી. જેનો ઉલ્લેખ મિરાતે સિકંદરીએ કર્યો છે.

જઝબા તથા મસ્તીભરી હાલતમાં જ હઝરત મજઝૂબ (રહ.) ધોળકા ખાતે જ વફાત પામ્યા.

## શાહબાબૂ ચિશ્તી (રહ.)

**સ્થળ : ખંભાત**

આપનું નામ અસ્અદુદીન બિન ઉમર ચિશ્તી (રહ.) છે. આપ (રહ.)ની ગણના પ્રખ્યાત મશાયખોમાં થાય છે. હઝરત ઝયદ શહીદ બિન હઝરત ઈમામ ઝયનુલ આબિદીન (રહ.)ના વંશજ છે. મૂળ દોલતાબાદના હતા. ઘણા બુઝુર્ગો પાસેથી ફૈઝે બાતિની મેળવ્યાં. મૂળે ચિશ્તી સંપ્રદાયના વલી છે.

ખંભાત પરગણામાં દીન ફેલાવવામાં આપ હઝરતનો ફાળો નોંધપાત્ર છે. ઘણા લોકોએ આપ હઝરતથી ફૈઝ મેળવ્યો. કામિલીન ખુલફાઓમાં ખાસ કરીને શૈખ શયદા ચિશ્તી (રહ.) ગણનાપાત્ર છે.

૨૫ મી ઝિલ્હજ હિજરી ૮૭૧ ઈ.સ. ૧૪૬૬ માં ખંભાત ખાતે જ વફાત પામ્યા.

## સૈયદ ગિયાસુદ્દીન કાદિરી (રહ.)

**સ્થળ : સરસવણી, જિ.ખેડા**

પીરાને પીર હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની (રહ.)ની ઔલાદમાંથી છે. મોટા અકાબિર તથા મશહૂર આલિમોમાં આપ હઝરતની ગણના થાય છે.

નબીએ અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના એક રૂહાની ઈશારે અહમદાબાદ ખાતે પધાર્યા. અહમદાબાદ પધારી રુશ્દો–હિદાયત તથા તબ્લીગી કામ સારી પેઠે અંજામ આપ્યાં. હજારો માણસો આપ હઝરતની સેવામાં આવી ફૈઝ ઉઠાવતા.

તવક્કુલ તથા કનાઅત આપ હઝરતના સ્વભાવમાં ઘણા હતા. કદિ અમીર–ઉમરાવો કે માલદારોના દરવાજે ગયા નથી. ઉલમા તથા મશ્રૂાયખોમાં ઘણી નામના મેળવી હતી.

રિયાઝત–તપસ્યા ઘણી કઠોર હતી. તારીખુલ અવલિયામાં છે કે ઘણી વેળા ચાલીસ દિવસ સુધી કશું ખાતા જ ન હતા. સતત ૧૨ વરસ સુધી રાત્રિ ઊંઘનો ત્યાગ કરી ઝિક્ર અગાલમાં પરોવાયલા રહ્યા.

સૈયદ યાકૂબ હુસૈન ચિશ્તી અહમદાબાદી વગેરે આપ હઝરતના ખુલફાઓમાંથી છે.

ઈદુઝ્ ઝુહાના દિવસે કુરબાનીના એક ઝઘડામાં ગામ સરસવણી, જિ. ખેડા ખાતે આપ હઝરતની શહાદત થઈ. તારીખુલ અવલિયા વફાતની તારીખ ૯ મી સફર ૮૯૫ હિજરી જણાવે છે. વલ્લાહુ અઅ્લમ.

ગામ સરસવણી, જિ. ખેડામાં આપ હઝરત દફન થયા.

# હઝરત સૈયદ મુબારક (રહ.)

**સ્થળ** : ગામ સોજાલી, જિ. ખેડા

હઝરત સૈયદ મુબારક (રહ.) ગુજરાતના છેલ્લા સુલતાનોના સમયકાળનો વજીર તથા સિપેહસાલાર ગણાય છે. આપ હઝરતની ગણના મહાન વલી અલ્લાહ (વલિય્યુલ્લાહ) તરીકે થાય છે.

ગુજરાતની મુસ્લિમ શાસનકાળની તવારીખ સમા ગ્રંથ મિરાતે સિકંદરીએ હઝરત સૈયદ મુબારકનું જીવનવૃત્તાંત વિસ્તારથી નોંધ્યું છે.

મિરાતે સિકંદરી હઝરત વિશે લખે છે કે, હઝરત સૈયદ મઝહબ તથા અકીદત–આસ્થાના ભંડાર, ઈલ્મ તથા મઝહબના પ્રકાશરૂપ, મક્કા તથા મદીના જેવા મુકદ્દસ મુકામાતમાં જેમની મહાન આલિમ તરીકે ગણના થાય છે એવા હઝરત સૈયદ અબ્દુલ વહહાબ (રહ.) પાસેથી આપે દીની તથા રૂહાની તાલીમ મેળવી હતી. એમ કહેવાય છે કે એક વેળા હઝરત મૌલાના સૈયદ અબ્દુલ વહહાબના મદ્રસા–ખાનકાહમાં કેટલાક મહેમાન પધાર્યા. આ વેળા મહેમાનોને જમાડવાની વ્યવસ્થા હતી નહીં. હઝરત સૈયદે તત્કાળ પોતાના ઘરેથી તેમજ બજારમાંથી દરેક જાતનો ખોરાક મંગાવ્યો અને બાવરચીખાનામાં આપ્યો. મહેમાનોને સારી પેઠે જમાડયા. મહેમાનોની વિદાય પછી હઝરત હાજી અબ્દુલ વહહાબ (રહ.) એ જાણી ઘણા રાજી થયા કે મહેમાનોને જમાડવાની બધી વ્યવસ્થા સૈયદ મુબારકે કરી હતી. હઝરત હાજી (રહ.)એ રાજી થઈ કહ્યું કે, "સૈયદ મુબારક ! તમારા માટે પરવરદિગારની મહેરબાનીના દરવાજા ઉઘડયા છે, તમારી ઈચ્છા હોય તે માંગો !" હઝરત સૈયદે કહ્યું કે, "હઝરત ! મારામાં ઓરડામાં બેસી અલ્લાહને મેળવવાની શક્તિ નથી, મારા માટે દુઆ કરો કે હું ઘોડા ઉપર બેસી મારા

પરવરદિગારની ખુશનૂદી મેળવું !'' હઝરત હાજી (રહ.)એ કહ્યું કે, ''સૈયદ ! તમે બે ચીજ માંગી છે. આ દુનિયામાંની મોટાઈ તથા આખિરતમાંની નજાત આ બંને તમને મળ્યા છે !''

પોતાના પીરો મુર્શિદની આ દુઆ અલ્લાહના દરબારમાં કબૂલ થઈ. હઝરત સૈયદ અલ્લાહની ઈબાદતમાં વધુ ને વધુ સમય ગાળવાની સઆદત પામ્યા. મિરાતે સિકંદરી આપની ઈબાદત, નેક આદતો તથા સખાવતનો ઉલ્લેખ કરતાં લખે છે કે;

''કેટલીક વખત અતિસારની બીમારીમાં શિયાળાની રાતમાં હઝરત સૈયદ લગભગ ૨૦ વખત હાજતે જતા. દરેક વખતે નાહી ધોઈ પાક–સાફ થતા અને ઈબાદતમાં પરોવાતા. દુનિયાદારીના બધા અસબાબ જેમ કે ઘોડા, હાથી, નોકર, ચાકર તથા દોલત એ સર્વસ્વ હતું. તો પણ તેમની તિજોરીમાં વરસની શરૂઆતમાં રોકડ એક પાઈ પણ રહેવા પામતી નહીં. એ બધું ખરચી નાંખતા, વહેંચી દેતા. એક રાતે હઝરત સૈયદ બેચેન જણાયા.પથારીમાં પાસાં ફેરવવા મંડયા. આંખમાં ઊંઘ આવતી ન હતી. હઝરતે પોતાના ખાદિમને બોલાવી કહ્યું કે, ''આજે મને ઊંઘ કેમ આવતી નથી ? તિજોરીમાં કશી રોકડ રકમ છે ખરી ?'' ખાદિમે કહ્યું કે, ''હઝરત ! રાત્રે ફલાણા ગામથી કેટલીક રકમ આવી છે, મોડું થઈ જવાથી આપ હઝરતને તેની જાણ કરી શકયો નથી.'' હઝરતે કહ્યું કે લાવો, અત્યારે જ તે વહેંચી દઈએ, મને ઊંઘ ન આવવાનું સાચું કારણ એ જ લાગે છે !'' આ પછી હઝરત સૈયદે તે બધી જ રકમ હાજતમંદોમાં વહેંચાવી દીધી !

હઝરત સૈયદ મુબારક (રહ.)ની સખાવતનો બીજો એક દાખલો ટાંકતાં મિરાતે સિકંદરી લખે છે કે, ગુજરાતના સુલતાન અહમદ શાહ બીજાના સમયમાં જ્યારે અમીરોએ રાજ્ય તથા ખજાનો અને સુલતાનના હાથી તથા ઘોડાની માંહોમાંહે વહેંચણી કરી ત્યારે

ગુજરાતના ચલણના ૨૨ (બાવીસ) કરોડ તનખા કે જે ૨૨ (બાવીસ) લાખ અકબરી તનખાની બરાબર થાય છે તેટલી કીંમતનું સોનું, સોનાના ઘરેણાં તથા જવાહિરો હઝરત સૈયદ મુબારકના ભાગમાં આવ્યા. નોકરો આ માલ ભરેલી પેટીઓ હઝરતના આંગણે લાવ્યા. અરજ કરી કે આ બધો માલ સવારે પેટીઓ ખોલી આપ હઝરત સામે રજૂ કરીશું. હઝરત સૈયદ બોલ્યા કે આવતી કાલની જે રાહ જુએ છે તે બેવકૂફ છે. નેકીના કામમાં ઢીલ હોય નહીં. વચમાં આખી રાત પડેલી છે. કદાચ આ ખાદિમ વફાત પામી જાય તો તેનો હિસાબ અલ્લાહના દરબારમાં કઈ રીતે આપશે ? હઝરતે આ બધી દોલત યોગ્ય વ્યક્તિઓમાં વહેંચી દીધી. રાત પડતાં કશું જ રહેવા દીધું નહીં !

મિરાતે સિકંદરી લખે છે કે, હઝરત સૈયદની સખાવતના દાખલા એકત્ર કરવા માટે મોટી કિતાબોની જરૂર પડે !

હઝરત સૈયદ મુબારક (રહ.) પોતાના લશ્કરના સેનાપતિ તરીકે એક લડાઈમાં લડતાં લડતાં શહીદ થયા.

ખેડા જિલ્લાના મહેમૂદાબાદ પાસે બે કિલોમીટર દૂર પૂર્વ દિશામાં સોજાલી ગામ પાસે આપ હઝરત દફન થયા.



بسم الله الرحمن الرحيم

# અહમદાબાદ

☆ સંક્ષિપ્ત તવારીખ

☆ અહમદાબાદના અવલિયાએ કિરામ

## અહમદાબાદના અવલિયાએ કિરામ

★ હઝ. શૈખ અહમદ ગંજબક્ષ (રહ.)

★ મલિક અહમદ બિન મલિક પીર મોહંમદ (રહ.)

★ હઝ. કુત્બે આલમ બુખારી (રહ.)

★ હઝ. શાહેઆલમ (રહ.)

★ હઝ. શૈખ એદ્રુસ (રહ.)

★ સૈયદ શાહ વજીહુદ્દીન ગુજરાતી (રહ.)

★ સૈયદ પીરમુહમ્મદ શાહ (રહ.)

★ શૈખ મુહમ્મદ નૂરુદ્દીન (રહ.)

## અહમદાબાદ

ગુજરાતની સ્વતંત્ર મુસ્લિમ સલ્તનતના પ્રથમ સુલતાન અહમદશાહ બાદશાહે હિજરી સન ૮૧૩ ઈ.સ. ૧૪૧૧ વિ. સં. ૧૪૬૮માં 'અહમદાબાદ' શહેર વસાવ્યું. હિજરી સન ૮૧૩ ના ઝિલ્કઅદ માસની બીજી તારીખ ને ગુરૂવારે આ શહેરનો પાયો નંખાયો. તવારીખ લખે છે કે ચાર મહાન બુઝુર્ગો અને બાર જેટલા બાવા–ફકીરોની હાજરી તથા દુઆથી પાયો નંખાયો ત્યારે આ નવા શહેરને પ્રાપ્ત થયો.

અહમદાબાદ શહેરના ભદ્ર (સંસ્કારી) કિલ્લાનો પાયો પ્રથમ નંખાયો. આ કિલ્લાની પૂર્વ તરફનો બુરજ આજે ઊભો છે, અહમદાબાદ શહેરની એ શોભા છે.

ફારસીના પ્રખ્યાત કવિ હુલ્વી શિરાઝીએ અહમદાબાદનું કવિત્વમય વર્ણન કર્યું છે. એમાંના કેટલાક વાક્યો સૂચક છે. કવિ કહેછે કે અહીંની જમીન આનંદકારી છે અને ''મહેનતની ધૂળથી તે પવિત્ર'' થયેલી છે. આ વાત ખરી કે અહમદાબાદ ધૂળિયું શહેર છે પણ એ શ્રમ–મહેનતની ધૂળ છે, આળસની નહીં ! કવિ આગળ કહે છે કે, ''આ બધું જોઈને કોઈ અગમ્ય આદેશથી અલ્લાહના હુકમથી બાદશાહના દિલમાં એવું સ્ફૂર્યું કે અહીં મોટી ઈમારતોવાળું એક શહેર રચવું.''

સલતનતકાળના અહમદાબાદનું વર્ણન મુસલમાન અને યુરોપીયન મુસાફરો, તવારીખકારો તથા કવિઓએ કરેલું છે. યુરોપીયન મુસાફરોમાં બારબોસા ગુજરાતનું સારું વર્ણન કરે છે. એમાં અહમદાબાદમાં સંપત્તિ, બાગબગીચા, રસ્તા, ચોગાનો અને પથ્થર તથા ઈંટ ચુનાના ઘરો સારા હતાં એમ લખે છે. છાપરાં ઈટલી

(Italy)ની ઢબે છાપેલાં હતાં એમ પણ લખે છે.

અહમદાબાદ શહેરમાં મુસ્લિમ સલ્તનત કાળમાં બંધાયલા ઐતિહાસિક સ્થળો નોંધપાત્ર છે. અહમદાબાદની જુમ્અહ મસ્જિદ, સીદી સૈયદની જાળી, ઝુલતા મિનારા, શાહેઆલમનો રોજો, મહમૂદ બેગડાના પ્રાચીન મહેલો, સલતનત કાળની વાવો, બાગ બગીચા વગેરે જોવાલાયક સ્થળો છે.

## હઝરત શૈખ અહમદ ગંજબક્ષ સરખેજી (રહ.)

નામ અહમદ[૧] ખટ્ટુ અને ઉપનામ શિહાબુદીન હતું. પિતાનું નામ મલિક ઈખ્તિયારુદીન હતું. હિજરી સન ૭૩૮માં દિલ્હી ખાતે જન્મ થયો. આ સમયે સુલતાન મુહમ્મદ તઘલખ દિલ્હીની ગાદી ઉપર હતો. આપનું મકાન દિલ્હીમાં હુરબાગ પાસે હતું. ધનિક કુટુંબમાં જન્મ થયો હોવાથી ઘણા લાડ પ્યારથી ઉછેર થયો. એક દિવસ ઘરની નોકરાણી આપને લઈ શહેરમાં ફરવા નીકળી. એકાએક સખત વાવાઝોડું આવ્યું. ચારે તરફ અંધકાર છવાયો. અનેક ઝાડ અને છાપરાં ઉડી ગયાં. અંધાધૂંધી વ્યાપી. લોકો જીવ બચાવવા આમતેમ દોડવા લાગ્યા. નોકરાણી પણ બેબાકળી બની ક્યાંક લપાઈ ગઈ. બાળ અહમદ તેનાથી વિખૂટા પડી ગયા. ઠીંડવાણા (જિ. નાગોર) જતા કાફલાવાળાઓએ આપને સંભાળી લીધા. આ બનાવ હિજરી ૭૪૨ નો છે. નજીબ નામક એક વણકરે પોતાને ઔલાદ ન હોવાથી દત્તક પુત્ર તરીકે સ્વીકાર્યા. પાછળથી એક ઈલ્હામના આધારે મૌલાના શિહાબુદીન હમ્દાની (રહ.)ના નવાસા મૌલાના સદરૂદીન (રહ.) પ્રખ્યાત મશાઈખ હઝરત ઈસ્હાક મગરિબી (રહ.) પાસે "ખટ્ટુ"

---

[૧]બાળપણનું નામ મલિક નસીરુદીન હતું. પીરો મુર્શિદે અહમદ કહી સંબોધ્યા ત્યારથી આ નામ પ્રચલિત થયું.

લઈ ગયા. હઝરત ઈસ્હાક મગરિબી (રહ.) આપને જોઈ ઘણા જ ખુશ થયા. હેતથી ગોદમાં ઉઠાવી લીધા. હઝરત ઈસ્હાક (રહ.)એ આપનું નામ અહમદ રાખ્યું. પાછળથી આપ શૈખ અહમદ ગંજબક્ષ નામે પ્રસિદ્ધ થયા.

આપને બાબા ઈસ્હાક પોતાના પુત્રની જેમ ઉછેરવા લાગ્યા. તેઓને આપથી એટલી બધી મુહબ્બત હતી કે આંખો આગળથી અળગા થવા દેતા ન હતા. એક વેળા નારાજ થઈ ક્યાંક ચાલ્યા ગયા. હઝરત વિયોગથી રડવા લાગ્યા. ચારેકોર શોધખોળ અર્થે માણસો દોડાવ્યા. પાછા આવ્યા ત્યારે સાંત્વન મળ્યું. આપને અહીં શારીરિક, આધ્યાત્મિક અને નીતિ સંબંધી ઉચ્ચ તાલીમ મળી.

હિજરી સન ૭૭૬માં એક દિવસે શૈખ ડીંડવાણા ગયા હતા. તે વેળા પીરો મુર્શિદ બાબા ઈસ્હાક (રહ.)ની તબીયત ઘણી જ બગડી. શૈખ અહમદને તાકીદે તેડવામાં આવ્યા. પીરો મુર્શિદે પોતાની ટોપી પહેરાવી ખિલાફત આપી અને ઘણી દુઆઓ દીધી. પીરો મુર્શિદ ૧૨૦ વર્ષની ઉંમરે ૧૭મી શાબાન ૭૭૬ હિજરીમાં વફાત પામી, ખટ્ટુ ખાતે જ દફન થયા.

મુર્શિદની વફાત પછી ત્રીજે દિવસે શૈખ અહમદ (રહ.)એ ૨૫ ખારેક અને પાણીનો કૂજો લઈ એક હુજરામાં જઈ અંદરથી દરવાજો બંધ કરી દીધો. મુબારક રમઝાન માસ આ હુજરામાં જ પસાર કર્યો. છેવટે ઈદના દિવસે ખટ્ટુના સુબેદારે આવી દરવાજો તોડી જોયું તો શૈખ ઘણા જ અશક્ત થઈ ગયા હતા. પીંજેલા રૂમાં નાખી આપને ઈદગાહ લઈ જવામાં આવ્યા. નમાઝ પછી મુસાફહ માટે એટલો બધો લોકસમુદાય ઉમટયો કે જીવ બચાવવો કઠિન થઈ પડયો.

થોડા સમય પછી આપ દિલ્હી ખાતે ખાનજહાનની મસ્જિદમાં ઈબાદતમાં પરોવાયા. અહીં પણ આપના દીદાર અને ફૈઝ અર્થે

અસંખ્ય લોકો આવવા લાગ્યા. સુલતાન મુહમ્મદ તઘલખ કે જે આપના પીરો મુર્શિદનો અકીદતમંદ હતો તે પણ આપની મુલાકાતથી ફૈઝયાબ થયો. આ જ અરસામાં પ્રખ્યાત મશાયખ હઝરત મખ્દૂમ જહાનિયાં જહાંગશ્ત (રહ.)[૧] ઉચથી દિલ્હી પધાર્યા હતા. તેમણે પણ આપની મુલાકાત લઈ 'બૂ એ દોસ્ત મી આયદ' કહી આપને રૂહાની ફૈઝ પહોંચાડી દુઆઓ દીધી.

હિજરી સન ૭૯૦ના અંતમાં અથવા ૭૯૧ના પ્રારંભમાં આપે હજ કરી. આ હજ સફરમાં શૈખ તાજુદ્દીન સરખેઝી (રહ.) પણ સાથે હતા.

હઝરતે પોતાના હજ સફરના વર્ણનમાં કેટલાક દિલચસ્પ અનુભવ નોંધ્યા છે. હઝરત કહે છે કે દિલ્હીની ખાનજહાન મસ્જિદના પેશઈમામ સહિત અમો ત્રણ જણ કુબા મુબારક પાસેની મસ્જિદમાં હજ વેળા એક રાત રોકાયા. મારા સાથીઓએ કહ્યું કે, જમવાની કાંઈ વ્યવસ્થા કરવી જોઈએ. મેં કહ્યું કે, હું તો નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મહેમાન છું. સાથીઓએ વિસ્મયતાથી જણાવ્યું કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમારા માટે કાંઈ મોકલે એ અશક્ય છે. તેઓ બહાર જમી આવ્યા. હું તો તસ્બીહ પઢતો રહ્યો. મોડી રાત્રે મસ્જિદના દ્વારેથી કોઈકે અવાજ આપ્યો કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મહેમાન કોણ છે ? હું સમજ્યો કે તે અન્ય કોઈને બોલાવી રહ્યો છે. બીજા અવાજે પણ હું ચૂપ રહ્યો. ત્રીજા અવાજે મને થયું કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો હું પણ મહેમાન છું, દરવાજે જઈ જોયું તો તે માણસ ખુર્મા લઈ ઊભો છે. મેં ખુર્મા લઈ લીધા. આ બનાવ મારા એક સાથી જોઈ રહ્યા હતા. તેમણે બધાને જગાડી આ બનાવ કહી દીધો. અમો સૌએ તે ખાધા.

[૧] હઝરત બુર્હાનુદ્દીન કુત્બે આલમ (રહ.)ના દાદા

તેવી મીઠાશ બીજા કશામાં મેં માણી–અનુભવી નથી.'

એ જ રાત્રે મેં અને મારા સાથીઓએ એક સરખો જ ખ્વાબ જોયો. અમે જોયું કે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક ભવ્ય જગ્યાએ બિરાજમાન છે. એક બાજુએ અમીરુલ મુઅમિનીન અબૂબક્ર સિદ્દીક (રદિ.) તેમની પછવાડે હઝરત ઉમર (રદિ.), હઝરત ઉસ્માન (રદિ.) અને હઝરત અલી (રદિ.) ઊભા છે એવામાં એક ઓરત શણગાર સજાવી આકાએ નામદાર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સમક્ષ હાજર કરવામાં આવી. સરદારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારા તરફ જોઈ કહ્યું કે, અહમદ ! આનો સ્વીકાર કરો. મેં શરમથી કહ્યું, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારા પીરો મુર્શિદ (રહ.)એ પણ શાદી કરી ન હતી. સરદારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના મુબારક હાથની આંગળી હઝરત અલી (રદિ.) ઊભા હતા તે તરફ ચીંધી કહ્યું કે, તમારા બાબુ આ રહ્યા. મેં જોયું તો પીરો મુર્શિદ બાબા ઈસ્હાક (રહ.) ઊભા છે. બાબા ઈસ્હાક બોલ્યા કે, હદિયાનો સ્વીકાર કરો. હઝરત ફરમાવે છે કે, ઓરતના રૂપમાં મને દુનિયા અર્પણ કરવામાં આવી એ પછી દુનિયા મારા ચરણોમાં ઠલવાવા માંડી.

હઝરત શૈખ અહમદનું જીવન વૃત્તાંત વાંચતા જણાય છે કે ચારેકોરથી હઝરતની ખાનકાહે જાણે ભેટ–સોગાદોનો વરસાદ વરસતો. સાંજ સુધીમાં મહેમાનો, ફકીરો, ગરીબો અને બેવાઓમાં તે બધું જ વહેંચી દેવાતું છતાં બીજા દિવસે ખાનકાહમાં ચારેકોરથી ભેટ–તોહફાઓ અને નજરાનાનો એટલો બધો પ્રવાહ વહેતો કે જાણે કશું વહેંચ્યું જ ન હતું. ખાનકાહમાં આવનાર મહેમાન–મુસાફરોની એટલી બધી ભીડ રહેતી કે એક દિવસે હઝરતે પોતાના ખાદિમને ખર્ચનો હિસાબ પૂછતાં તે પોણા બે લાખ ટંકા સુધી પહોંચ્યો હોવાનું

જણાયું. મીલાદુન્નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દિવસે હઝરત બે હજાર ટંકા જેટલો ખર્ચ કરતા હતા.[૧] રાજ્ય તરફથી હઝરતને વાર્ષિક ત્રણ કરોડ ગુજરાતી ટંકા એટલે સાડા સાત લાખ રૂપિયા નઝર થતા હતા. હઝરતનો નિયમ હતો કે અમીર કે ગરીબ સૌને કાંઈને કાંઈ ભેટ–તોહફો જરૂર આપતા. હઝરત ફરમાવતા કે દરેક પોતપોતાના ભાગનું લઈ જાય છે. હું તો ફક્ત વહેંચનાર છું. આ સાંભળી મહમૂદ ઈરજી બોલ્યા કે ગરીબ અને તવંગર આ દ્વારના સેવકો છે. જે વધારે માલદાર છે તે જ (આ દ્વારના) વધુ મોહતાજ છે.

આપે સમરકંદનો પ્રવાસ પણ ખેડયો હતો. આપ ચિશ્ત ખાતે હઝરત મૌદૂદ ચિશ્તી (રહ.), હિરાત ખાતે શૈખ શિહાબુદીન ખેલ્વાની (રહ.) અને ઉચ ખાતે સૈયદ રાજૂ કત્તાલ બુખારી (રહ.)ને મળી રૂહાની ફૈઝ મેળવ્યો હતો.

૮૦૦ હિજરીમાં તૈમૂરલંઘે દિલ્હી ઉપર હુમલો કર્યો ત્યારે આપ દિલ્હીમાં જ હતા. એક ઐતિહાસિક નોંધ મુજબ તૈમૂરના આક્રમણ અને દમન વિશે અગાઉ કશ્ફથી આપને જાણ થઈ ગઈ હતી. પોતાના અકીદતમંદો અને આલિમોને અગાઉથી જોનપુર તરફ રવાના કરી દીધા હતા.[૨] તૈમૂરે દિલ્હીમાં ઘણી તારાજી વરસાવી. અસંખ્ય લોકો મરાયા, ઘણા હિજરત કરી ગયા. શહેર વેરાન બન્યું. અનેક અમીર–ઉમરાવો અને ઉલમાને કેદ પકડયા, જેમાં હઝરત શૈખ અહમદ ગંજબક્ષ (રહ.) પણ હતા. આપ જે ઓરડામાં કેદ હતા તે તરફ

---

[૧] તુહફતુલ મજાલિસની ઉર્દૂ આવૃત્તિની પ્રસ્તાવનામાં મૌલાના અબૂ ઝફર નદવી સાહેબે આ ખર્ચ લખ્યો છે.

[૨] અખ્બારુલ અખ્યાર ફી અસરારીલ અબરાર–શેખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.)

અમીરનો એક સ્નેહી આવ્યો. હઝરત શૈખ અને બીજા કેદીઓના ચહેરા જોઈ તે આશ્ચર્ય પામ્યો. તેણે પૂછયું કે બીજા ઓરડામાંના કેદીઓ ભૂખ, દુઃખ અને ચિંતાથી મરી રહ્યા છે જ્યારે તમો બધા જાણે સુખમય જીવન જીવી રહ્યા છો ! તેણે કહ્યું કે, અમારા ઓરડામાં કેદ એવા શૈખ અહમદના સહવાસથી અમને અહીં જેલ જેવું લાગતું નથી. તેમનો પવિત્ર સહવાસ અમારા માટે રહમત સમાન છે. શૈખ અમને દરરોજ એક ગરમ ગરમ રોટલી જમવાને આપે છે. આ ગરમ રોટલીથી અમારું પેટ ભરાઈ જાય છે. પેલા તુર્કને ઘણી નવાઈ લાગી. તેણે અમીર તૈમૂર સમક્ષ જઈ આ ઘટના વર્ણવી. બીજા દિવસે હઝરતને દરબારમાં લઈ જવામાં આવ્યા. તૈમૂરે પૂછયું કે, બધા કેદીઓને ગરમ રોટલી જમાડો છો એ સાચું છે ? હઝરતે ઉત્તર દીધો કે, "તેઓને જમાડનાર હું કોણ ? એ તો મહાન રઝઝાક ખુદાની દયા છે." અમીરે પૂછયું કે તમો આવી રૂહાની શક્તિ ધરાવો છો તો પછી અમારા આક્રમણની તમને જાણ કેમ ન થઈ ? હઝરતે કહ્યું કે, અમને પહેલાંથી જ આ બનાવ વિશે ઈલ્હામ થયો હતો. અમે શૈખ સદરુદીન ઉર્ફે શૈખ સદુ (ફીરોઝ શાહ તઘલખના સગા)[1] અને બીજાઓને અગાઉથી જ અહીંથી બહાર રવાના કરી દીધા છે. મને દિલ્હી છોડવાનો ઈલાહી હુકમ ન હોવાથી અત્યારે હું આપની સમક્ષ હાજર છું. તૈમૂરલંગ ઘણો જ પ્રભાવિત થયો. આપને માનપૂર્વક મુક્ત કર્યા. ઉપરાંત બીજાઓને પણ મુક્ત કરી દીધા.

૮૦૨ હિજરીના રજબ માસમાં હઝરત શૈખ અહમદ ગંજબક્ષ ગુજરાત ખાતે પધાર્યા. ઝરખાન ઉર્ફે મુઝફફરશાહ પહેલાના આગ્રહથી આપે સરખેજ ખાતે વસવાટ કર્યો.

ગુજરાતના સુલતાનો સાથે આપને ઘણા સારા સંબંધો હતા. ખાસ

---

[1] મેરઠ ખાતે આપ (રહ.)નો મઝાર છે.

કરીને ગુજરાતના સુલતાન અહમદશાહ આપના ભારે આસ્થાળુ હતા. અહમદશાહે આપની આજ્ઞાથી અહમદાબાદ શહેર વસાવ્યું. તુહફતુલ મજાલિસમાં છે કે, હઝરત ખિઝર (અલૈ.)એ અસરની નમાઝની સુન્નતો અને જમાઅત કદી છૂટી ન હોય એવા ચાર અહમદોના હાથે શહેરનો પાયો નાંખવાની ગંજબક્ષ (રહ.)ને આજ્ઞા કરી. આવા ચાર અહમદ તે વેળા હયાત હતા. અહમદશાહ, શૈખ અહમદ ગંજબક્ષ (રહ.), કાઝી અહમદ અને મલિક અહમદ. આ ચાર અહમદોના મુબારક હાથે શહેરની વિધિ કરવામાં આવી. કહેવાય છે કે શહેરનો કોટ બાંધવાનો પ્રારંભ થયો ત્યારે દિવસે જે બાંધકામ થતું તે રાત્રે પડી જતું. સુલતાને આ વિસ્મયજનક બાબત શૈખ ગંજબક્ષ (રહ.)ને કહી. શૈખે મુરાકબાથી જાણ્યું કે આ કામ માણેકનાથ જોગીનું છે. તે પોતાના મંત્રો વડે કોટ પાડી નાંખે છે. જોગીને હાજર કરવામાં આવ્યો. તેણે કહ્યું કે, આ શહેરમાં મારું નામ પણ અમર રહેવું જોઈએ. પરિણામે તેના નામ પરથી તેના પડાવનું નામ માણેકચોક રાખવામાં આવ્યું.

હિ.સં. ૮૨૫માં અહમદશાહે માંડુગઢ અને એ પછી સારંગપુર તરફ આક્રમણ કર્યું. સુલતાન હોશંગ અને તેનું લશ્કર મચક આપતું ન હતું. મોરચા પરથી સુલતાને હઝરત શૈખને દુઆ કરવાની વિનંતી સાથે પૂછાવ્યું કે હાલના મામલા પરથી આપને શું લાગે છે ? અને કેટલા દિવસ સુધી અમારે આ મોરચે રહેવું પડશે ? હઝરતે લખી મોકલ્યું કે, ''અલ્લાહ ચાહશે તો હિ.સ. ૮૨૬માં વિજય મેળવી રાજધાનીમાં પધારશો.'' એ પછી હઝરતની દુઆ મુજબ સુલતાન વિજયી બનીને પાછા ફર્યા.[1]

માંડુગઢ પરના આક્રમણને લગતો બીજો એક બનાવ અત્રે

[1]મિરાતે સિકંદરી – સૈયદ સિકંદર બિન મુહમ્મદ મંઝૂ.

નોંધવાપાત્ર છે. હઝરત શૈખ મહમૂદ ઈરજી (રહ.)એ હઝરત સમક્ષ આવી અરજ કરી કે લશ્કરના અફસર મલિક અબુલ મઆલીના ત્યાંથી ઓરતો આવી છે. ગમગીની ભરી હાલતમાં અરજ કરે છે કે, અબુલ મઆલી મરાયા હોવાની અફવા આવી છે, તેમના હકમાં દુઆ કરો. હઝરતે ફરમાવ્યું કે મલિક બહુ વીરતાપૂર્વક માંડુગઢના કિલ્લાના ઘેરામાં પ્રવૃત્ત છે. ખુદાથી તમો પણ તેમના કાર્યની ફતેહમંદીની દુઆ કરો. થોડાક દિવસો પછી મલિક અબુલ મઆલીના ઘરે કુશળતાનો પયગામ આવ્યો.

હઝરત શૈખ અહમદ ગંજબક્ષ (રહ.), હઝરત કુત્બે આલમ (રહ.) અને હઝરત શાહેઆલમ (રહ.) જેવા બુઝુર્ગોની સોહબતે અહમદશાહના જીવનઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. એવું કહેવામાં આવે છે કે જ્યારથી તે પવિત્ર મહાપુરુષોના સંસર્ગમાં આવ્યો ત્યારથી મરણપર્યંત ફજરની નમાઝ કઝા કરી ન હતી. આપણે આગળ જોઈ ગયા તેમ અહમદશાહને હઝરત ગંજબક્ષ (રહ.) પ્રત્યે ભારે અકીદત હતી. એક રાતે હઝરતને હાજતે (શૌચ) જઈ આવ્યા પછી હાથ ધોવાની માટી સુલતાને આપી. રાત ઘણી અંધારી હતી, તેથી હઝરતે (પોતાના ખાદિમ સમજી) પૂછયું : સલાહુદીન છો ? સુલતાને કહ્યુંકે ના એ તો હું અહમદ (બાદશાહ) છું. હઝરતે અરે ભાગ્યશાળી બાદશાહ ! કહી ઘણી દુઆઓ દીધી. [1]

એક વેળા અહમદશાહ બાદશાહ સખત બીમાર પડયા. સુલતાનની શર્મગાહ (ગુપ્તભાગ) ઉપર સોજો આવી ગયો હતો. અત્યંત પીડાથી તે અર્ધબેભાનાવસ્થામાં હતા. મલિક ઉસ્માન સરખેજીએ સુલતાન પથારીવશ હોવાના સમાચાર કહી દુઆ માટે

---

[1] મિરાતે સિકંદરી, ૨–૩ મિરકાતુલ વુસૂલ ઈલલ્લાહ વર્રસૂલ મૌલાના મુહમ્મદ કાસિમ સા.

રાજમહેલ પધારવાની હઝરતને વિનંતી કરી. હઝરતે શાહી મહેલ પધારી બે રકાત નમાઝ પઢી દુઆ માંગી. સુલતાનનો હાથ પકડી કહ્યું કે, હે જાનેજહાં ! ઊભા થાવ ! થોડીવાર પછી સુલતાન ભાનમાં આવ્યા અને તંદુરસ્ત થયા.

અહમદશાહના મૃત્યુ વેળા હઝરત શૈખે સુલતાનના બંને હાથ ઊંચા કરાવી દુઆ માંગી કે અલ્લાહપાક તમારી તૌબા કબૂલ ફરમાવે. સુલતાન અહમદશાહના પુત્ર સુલતાન મુહમ્મદશાહ ઝરબખ્શ પણ હઝરત શૈખ અહમદ ગંજબક્ષ (રહ.)ના અકીદતમંદ હતા.

હઝરત શૈખની વધતી જતી આંટ–ઈઝઝત, શાહી માન–મરતબા અને દિન–બ–દિન હઝરતના દરબારે અકીદતમંદોની વધતી જતી ભીડ કેટલાકોને ગમતી ન હતી. એક વેળા હઝરત મકાનમાં બેઠા હતા, એવામાં એક માણસ હાથમાં છરો લઈ દરવાજો ઉઘાડી મકાનમાં ધસી આવ્યો. હઝરતે ભારે અવાજે પૂછયું કે કોણ છે ? હઝરતના નૂરાની ચહેરા પર દૃષ્ટિ પડતાં જ પ્રભાવિત થઈ ઊભો રહ્યો. એવામાં બીજા માણસો આવી ચઢયા અને તેને પકડી લીધો. ખાનગીમાં હઝરતે આ કાવત્રાના ખરા યોજક વિશે જાણી લીધું. પેલા માણસને માફી ઉપરાંત ભેટ–સોગાદ આપી વિદાય કર્યો.

એક વેળા એક મલિક પુત્રે સેવામાં આવી અરજ કરી કે, મારા ત્યાં શેર માટીની ખોટ છે. આપે મુરાકબો કરી ફરમાવ્યું કે, ''અલ્લાહ આપનાર છે.'' એ પછી સામે પડેલું દાડમ તેને આપ્યું. શૈખ ઈરજી (રહ.)એ તે યુવાનને બહાર બોલાવી કહ્યું કે, જાવ, અલ્લાહ ચાહશે તો તમારા ત્યાં પુત્ર અવતરશે. મલિકે કહ્યું કે, પુત્ર આવશે એવા શબ્દો મેં હઝરતની જીભેથી સાંભળ્યા નથી. શૈખ ઈરજીએ કહ્યું કે, અમારો અનુભવ છે કે જેને શૈખે કહ્યું કે, ''અલ્લાહ આપનાર છે,'' તેના ત્યાં સંતાન થયું જ છે. આ સાંભળી તે યુવાન હર્ષિત થઈ ચાલ્યો

ગયો. થોડા સમયે તેના ત્યાં પુત્ર અવતર્યો.

ખ્વાજા કુત્બુદીન હઝરતની ખાનકાહે નિયમિત આવનારાઓમાં હતા. તે ખાનકાહમાં મોટા ભાગે લખવાનું કામ કરતા. હઝરતના પત્રો ખાસ કરીને તે લખતા. એક વેળા કુત્બુદીનના કુટુંબીજને હઝરતને અરજ કરી કે કુત્બુદીન માંદા છે એથી અહીં આવી શકે તેમ નથી. તેમણે દુઆ કરવા કહેવડાવ્યું છે. હઝરતે આવનારને આ પંક્તિઓ લખાવી કહ્યું કે કુત્બુદીનને વંચાવજો :

**મન અય સબા રહે રફતન બ કૂએ દોસ્ત ન દારમ**

**તૂ મી રવી બ-સલામત સલામે મન બીરસાં**

**અર્થ** : હે બાદે સબા ! અફસોસ કે હું દોસ્ત (મહબૂબ)ની ગલીમાં નથી જઈ શક્તો. તું સલામતીથી જઈ રહ્યોછે. મારા સલામ પહોંચાડજે. પેલા માણસે આ ચિટ્ઠી કુત્બુદીનને વંચાવી. તેમણે ચિટ્ઠી આંખે વળગાડી કહ્યું કે ખુદાનો શુક્ર છે કે હઝરતની જીભેથી હું સલામતીથી જઈ રહ્યો હોવાના શબ્દો નીકળ્યા. હવે હું ઈમાનની સલામતી સાથે અહીંથી જઈ રહ્યો છું, હવે મને કશી ચિંતા નથી. થોડા દિવસે કુત્બુદીન વફાત પામ્યા.

હઝરત શૈખ અહમદ ગંજબક્ષ (રહ.) ભારે રિયાઝત-તપસ્યા કરતા હતા. ઈબાદત માટે રાત્રીને ત્રણ ભાગમાં ફાળવી નાંખી હતી. મોટા ભાગે બાર રકાત તહજ્જુદમાં અદા કરતા. રાત-દિવસમાં અસંખ્ય નફિલો અદા કરતા હતા. કેટલીકવાર પગમાં સોજા આવી જતા. નમાઝમાં વધુ વખત બેસવાથી પગમાંનું લોહી સૂકાઈ ચામડી કાળી પડી ગઈ હતી. અલ્લાહના ઝિક્રથી જીભ સદા તર રહેતી. એક રાત્રે શૈખ શમ્સુદીન મુહમ્મદ મગરિબી (રહ.)એ ખ્વાબ જોયો કે હઝરત મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મદીના ખાતે

હરમ શરીફમાં બિરાજમાન છે. આજુબાજુ અંબિયા અને અવલિયા બેઠેલા છે. એવામાં અચાનક શૈખ આરિફ બિલ્લાહ કુત્બુલ અવલિયા શૈખ શિહાબુદીન અહમદ ગંજબક્ષ ખટ્ટુ (રહ.) પધાર્યા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઊભા થઈ ગયાં. આપને ગોદમાં લઈ આંખો પર બોસા દઈ બાજુ પર બેસાડયા. અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ મગરિબી (રહ.)એ પૂછયું કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શૈખ અહમદ આટલા મોટા દરજજા પર કઈ રીતે પહોંચ્યા ? રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે દુરૂદ શરીફના સતત ઝિક્ર વડે. વળી જન્નતમાં શૈખ અહમદ અમારા સાથી છે.[1]

શૈખ અકરમ નોંધે છે કે અમો ઈબાદત માટેના જાગરણમાં હઝરતથી કદી પણ આગળ વધી શકતા ન હતા. એક વેળા મસ્જિદમાં સૌથી પ્રથમ પહોંચવાના ઈરાદે ગયો. જઈને જોયું તો હઝરત શૈખ ઝાડુ મારી રહ્યા છે. વૃદ્ધાવસ્થામાં આપે ૫૦૦ દાણાની તસ્બીહ બનાવડાવી હતી. મોટાભાગે અલ્લાહનો ઝિક્ર સિજદામાં પડી કરતા. સમય વેડફતા ન હતા. કુર્આનની તિલાવત, નફિલ અને ઝિક્રમાં જ વખત ગાળતા. મજલિસમાં દુનિયાદારીની વાત ભાગ્યે જ નીકળતી. મોટા ભાગે રોઝદાર રહેતા. ઈસ્લામી વર્ષના પહેલા અને છેલ્લા દિવસે ખાસ રોઝા રાખતા, મોટાભાગે નકોરડા રોઝા રાખતા. આપ ઘણી વેળા અલ્લાહના ડરથી ચોધાર આંસુએ રડી પડતા. કુર્આને શરીફમાંની અઝાબની આયાતો સાંભળતા ત્યારે એટલું બધું રડતા કે હિચકી બંધાઈ જતી. મલિક શૈખ મહમૂદ કહે છે કે એક વેળા હું બહાર ઊભો હતો. એવામાં ખાદિમ બરઆમદે આવી કહ્યું કે, હઝરત બોલાવે છે. જઈ જોયું તો હઝરત ધ્રુસકે ધ્રુસકે રડી રહ્યા હતા.

---

[1] તુહફતુલ મજાલિસ

થોડીવારે મારા તરફ જોઈ બે અશઆર પઢયા તેનો અર્થ આ પ્રમાણે હતો : ''હું નથી મર્દ કે નથી ઓરત, હું મને કોનામાંથી સમજું ? અફસોસ, અફસોસ ! જો તે મને મહેરબાનીથી બોલાવશે તો ખુશી ખુશી જઈશ અને તેનો ગઝબ નાઝિલ થયો તો અફસોસ'' આમ કહી ફરીથી રડયા.

હઝરતની ઈલ્મી લાયકાત ઘણી હતી. ગુજરાતમાં જ નહીં, પરંતુ પરદેશમાં હઝરતની વિદ્વતાના ગુણ ગવાતા હતા. દુર્ભાગ્યે તવારીખકારોએ આપની આ લાયકાતની નહિવત્ જ નોંધ લીધી છે. આ અંગે દુ:ખ વ્યક્ત કરતાં ''યાદે અય્યામ''ના કર્તા મૌલાના હકીમ સૈયદ અબ્દુલહય લખે છે કે,

''શૈખ અહમદ ખટ્ટુ વિદ્વતાના શિરોમણી અને ગુજરાત માટે ગર્વ સમાન હતા. તેમનાથી એક નહીં, અનેક કરામતો પ્રગટ થઈ છે. ઈતિહાસકારોએ ઘણા જુસ્સા સહિત તે નોંધી છે, પરંતુ તેઓ આપના તબ્લીગી મિશન ગુજરાતવાસીઓમાં પહોંચાડેલ ઈસ્લામની રોશની અને આપની વિદ્વતા વગેરે વિશે ચૂપ છે. આ બુઝુર્ગ સમરકન્દ પહોંચ્યા ત્યારે ઉસૂલે ફિકહના એક મસ્અલા પર ઉલમા ભેગા મળી ચર્ચા કરી રહ્યા હતા. કોઈ ઉકેલ આવતો ન હતો. છેવટે હઝરતે ત્યાં તકરીર કરી ઉકેલ આણ્યો. મજલિસમાં કોલાહલ મચી ગયો. આપને આગ્રહપૂર્વક ઉચ્ચ સ્થાને બેસાડવામાં આવ્યા.

એક વેળા હઝરત ગંજબક્ષ (રહ.)ને અમીર તૈમૂરના દરબારમાં સાહિબે હિદાયાના પુત્ર શૈખ અબ્દુલ અવ્વલ સાથે ઈલ્મી ચર્ચા કરવાનો પ્રસંગ સાંપડયો. આપની વિદ્વતાથી અમીર તેમજ શૈખ અબ્દુલ્લાહ ઘણા જ પ્રભાવિત થયા. બાદશાહને કહ્યું કે, આવા ઘણા ઓછા આલિમો મેં જોયા છે. મુન્તખબુત્તવારીખ નોંધે છે કે અમીર તૈમૂરે દિલ્હી સર કર્યું ત્યારે ઘણા બળવાખોર લોકોને કેદ કર્યા, શૈખ

સાહેબે તૈમૂરના દરબારમાં વિદ્વાનો સાથે ચર્ચા કરી તૈમૂરને પ્રભાવિત કરી કેદીઓને મુક્તિ અપાવી, આ વિશે બદૌની લખે છે કે, તેમણે દેશની આ એક મોટી સેવા બજાવી હતી. એક વેળા સમરકંદની એક મસ્જિદમાં ગયા, ત્યાં એક આલિમ દર્સ આપી રહ્યા હતા. એક તાલિબે ઇલ્મ "હુસામી" સંભળાવી રહ્યા હતા. તેમણે એક એઅરાબમાં ભૂલ કરી. હઝરતે તે ભૂલ સુધારી. પેલા આલિમ આપથી ઘણા જ પ્રભાવિત થયા. કેટલીક ઈલ્મી ચર્ચાઓ કરવાથી તેમને સમજાયું કે હઝરત ઈલ્મના ભંડાર સમા છે. તેમણે પૂછયું કે આટલો બધો ઈલ્મ ધરાવતા હોવા છતાં આવા સાદા વસ્ત્રો અને ફકીરી ટોપી કેમ ધારણ કરી છે ? હઝરતે કહ્યું કે, "ઘમંડ ન આવે તે માટે."

હઝરત અરબી, ફારસી ઉપરાંત તે સમયની હિંદી અને ગુજરાતી ભાષાથી પણ પરિચિત હતા. હિંદી અને ગૂર્જર ભાષામાં આપના કેટલાક દુહા અને કોયડા જોવા મળે છે. હઝરતનો ગદ્યપદ્ય ઉપર સારો કાબૂ હતો. કુર્આન તફસીર, હદીસ, ફિકહ ઉપરાંત સંગીત–શાસ્ત્ર, કુશ્તી અને તીરંદાઝીમાં નિપૂણ હતા. સૂફીવાદના મેદાનના શેર ગણાતા હતા.

હઝરતે પોતાના મગરિબિયા સિલસિલાના બુઝુર્ગો સંબંધી રિસાલા "અહમદિયા ફી મનાકિબિલ મશાઈખ અલ મગરિબિય્યહ" નામક પુસ્તક લખ્યું છે.[1] સુલતાન અહમદશાહને આ પુસ્તક અર્પણ કરવામાં આવ્યું હતું. તેની શરહ અબૂ હામિદ ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ (રહ.) નામના એક આલિમે લખી હતી. આ પુસ્તકના અંત ભાગમાં હઝરતના એક ખલીફા સદરુદીનનું એક પ્રશસ્તિ કાવ્ય પણ છે. આ પુસ્તકમાંના કેટલાક અવતરણો કિતાબોમાં જોવા મળે છે. આ કિતાબમાં હઝરતે પોતાનો એક ખ્વાબ નોંધ્યો છે. હઝરત

[1] આ કિતાબ અહમદાબાદની પીરમુહમ્મદ શાહ લાયબ્રેરીમાં છે.

કહે છે, એક વેળા મને હઝરત અબ્દુલકાદિર જીલાની (રહ.) ખ્વાબમાં આવ્યા. આપે પોતાની પાઘડીના એક તરફના છેડાનો ભાગ મારા શિરે બાંધ્યો. હઝરત પોતાની મજલિસમાં ઘણી વેળા આ ખ્વાબ વર્ણવી અત્યંત ખુશ થતા હતા.

હઝરત શૈખ મહમૂદ ઈરજી (રહ.), હઝરત શૈખ સલાહુદ્દીન (રહ.) અને શૈખ મુહંમદ કાસિમ (રહ.) આપથી જ તર્બિયત પામ્યા હતા. ઉપરાંત સૈયિદ અબ્દુલ્લાહ બિન મહમૂદ બુખારી (રહ.) અને સૈયદ મુહંમદ બિન અબ્દુલ્લાહ (રહ.) એ પણ આપથી ફૈઝ મેળવ્યો હતો.

હઝરત કુત્બે આલમ બુખારી (રહ.) અને હઝરત શાહે આલમ (રહ.)એ પણ આપ હઝરતથી મગરિબિયા સિલસિલાની ખિલાફત મેળવી ફૈઝ મેળવ્યો હતો. શાહ વજીહુદ્દીન (રહ.)ના પૂર્વજ હઝરત કાઝી ઈમાદુદ્દીન (રહ.)એ અને હઝરત સૈયદ અતાઉદ્દીન બિન મુઈનુદ્દીન બિન હઝરત બહાઉદ્દીન (રહ.)એ પણ આપથી ફૈઝ મેળવ્યો હતો.

[૧]હઝરત ગંજબક્ષ (રહ.)ની વફાત ૧૧૧ વર્ષની ઉંમરે ઈ.સ. ૧૪૪૬ હિજરી ૮૪૯ની ૧૩મી શવ્વાલ જુમેરાતના દિવસે ઝવાલ પહેલાં થઈ. આપ (રહ.) સરખેજમાં જ દફન થયા. જનાઝાની નમાઝ સુલતાન મુહમ્મદશાહ બિન અહમદશાહના આગ્રહથી તે વેળાના સરખેજની જુમ્અહ મસ્જિદના પેશ ઈમામ મૌલાના શૈખ મુહમ્મદ કાસિમ (રહ.)એ પઢાવી. કબર મુબારકમાં શૈખ મહમૂદ ઈરજી (રહ.) ઉતર્યા અને દફનવિધિ કરવામાં આવી. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

---

[૧]યાદે અય્યામ મૌ. સૈયદ હકીમ અબ્દુલ્હય

આપ (રહ.)નો રોજો ઈ.સ. ૧૪૪૬માં ગુજરાતના સુલતાન મુહમ્મદશાહે બંધાવવો શરૂ કર્યો અને ઈ.સ. ૧૪૫૧માં ગુજરાતના સુલતાન કુત્બુદ્દીનના સમયમાં પૂરો થયો. આ રોજો ગુજરાતના રોજાઓમાં સૌથી મોટો ગણાય છે. ૧૦૪ ફૂટ ચોરસ ઉપર એ બાંધેલો છે વચલા ઘૂંમટનું જે ચોરસ પડ છે તેની હારમાં ચારે બાજુએ છેક ભીંત સુધી થાંભલાની બેવડી હાર કરેલી છે. રોજાની બહારની અને અંદરની ભીંતોમાં સુંદર ભૌમિતિક આકૃતિઓ દોરેલી છે. એમાં પૂર્વ તરફની બે જાળીઓ લાલ દરવાજાની સુપ્રસિદ્ધ સીદી સૈયદની મસ્જિદની જાળી જેવી જ છે.

## મલિક અહમદ બિન મલિક પીરમુહમ્મદ (રહ.)

આપ હઝરત શૈખ અહમદ ખટ્ટુ સરખેજી (રહ.)ના અગ્રગણ્ય ખલીફાઓમાંથી છે. પોતાના સમયના મહાન આલિમ અને પ્રખર ફકીહ હતા. કદિ પણ અસરની નમાઝની સુન્નતો છૂટી ન હોય (એક નોંધ મુજબ કદિ પણ નમાઝ કઝા થઈ ન હોય) એવા ચાર અહમદોના હાથે અહમદાબાદનો પાયો નાખવામાં આવ્યો હતો. આ ચાર પરહેઝગાર અહમદોમાં આપનો પણ સમાવેશ થાય છે.

આપ ઘણી કિતાબોના કર્તા છે. જેમ કે **ઈઝાહુલ મતાલિબ શર્હે તઝકિરતુલ મઝાહિબ**[1]ની હસ્તલિખિત (કલમી) પ્રત પાટણની લાયબ્રેરીમાં છે. **નજાતુત્તાઇબીન**[2]ની (કલમી) કિતાબ પણ આ જ

[1]આ કિતાબ ઉપર તસાનીફની તા. ૧૨ રબીઉલ અવ્વલ ૧૦૬૧ હિજરી અને કિતાબત હિ. ૧૨૪૫માં હાજી બેહરામખાંએ કરી હોવાની નોંધ છે.

[2]મલિક દાવરુલ્મુલ્ક શહીદના વંશજ તાજમુહમ્મદ બિન ખુંદમિયાં બિન મલિક મુહમ્મદ બિન મલિક ઉસ્માન બિન મલિક તાજુદ્દીને હિજરી ૯૫૬માં આ કિતાબની કિતાબતની નોંધ છે.

લાયબ્રેરીમાં છે. **અર્ર્શાદ**[૧] કે જે શર્હે ઈરશાદનો હાશિયો તેમજ હાશિયા અલલ ખયાલી મલિક અહમદની જ તસ્નીફ છે. આ બંને કિતાબો પીર મુહમ્મદશાહ લાયબ્રેરીમાં છે. આ ઉપરાંત **અન્વરી શરહ, મકામાતે હરીરી, હાશિયા મન્હલ, હાશિયા શરહ મકાસિદ, હાશિયા શરહ મવાહિદ, હાશિયા મુતવ્વલ, હાશિયા શરહ વકાયા** પણ હઝરતના જ ગ્રંથો છે.

કાલુપુરમાં આપના નામથી જ મલિક અહમદની મસ્જિદ અસ્તિત્વમાં છે. આ મસ્જિદની બહાર આપનો મઝાર છે. આ મઝાર ઉપર શાહી બાંધકામ થયું નથી એ આશ્ચર્યકારક બાબત છે. આપની વફાતની સાલ મળતી નથી.

## હઝરત કુત્બે આલમ બુખારી (રહ.)

ગુજરાતમાં ઈસ્લામનો પરચમ લહેરાવવામાં વધારેમાં વધારે ફાળો બુખારી સૈયદોનો છે. તવારીખ જોતાં જણાય છે કે હિજરીની ૭મી સદીથી આ ખાનદાને ગુજરાતમાં ઈસ્લામની જ્યોત પ્રજ્વલિત કરવાનાં ચક્રો ગતિમાન કરી દીધા હતા. આ ચક્રો ગતિમાન કરવાનું માન કુત્બેઆલમ (રહ.)ના દાદા જહાનિયાં જહાંગશ્ત (રહ.)ના પરદાદા હઝરત જલાલુદ્દીન (જલાલ સુર્ખ) બુખારી[૨] (રહ.)ના ફાળે જાય છે. આપે પોતાના કેટલાક ખલીફાઓને ગુજરાતનો પ્રવાસ ખેડવા મોકલ્યા હતા, જેથી ત્યાં ઈસ્લામની રોશની ફેલાવવાના વ્યવસ્થિત પ્રયાસો આરંભી શકાય. પોતાના પરદાદાના પગલે હઝરત જહાનિયાં જહાંગશ્તે પણ આ પ્રયત્નો ચાલુ રાખ્યા.

---

[૧] કિતાબતની સાલ ૧૦૫૯ હિજરી અંકિત છે.

[૨] શયખુલ ઈસ્લામ બહાઉદ્દીન ઝકરિય્યા સુલ્તાની (રહ.)ના ખલીફા છે. કબર ઉચ (બહાવલપુર, પાકિસ્તાન) ખાતે છે.

ગુજરાતનો પ્રવાસ ખેડયો. જ્યાં જરૂર જણાઈ ત્યાં પોતાના ખલીફાઓ નિયુક્ત કર્યા, જેમાં હઝરત મખ્દૂમ જહાનિયાં તિરમીઝી (માંગરોળ) મુખ્ય છે. માંગરોળ ઉપરાંત પાટણ અને ભરૂચ વિસ્તારમાં પણ આ કામમાં ખલીફાઓ નિયુક્ત કરવામાં આવ્યા હતા. હઝરત જહાનિયાં જહાંગશ્તના ભાઈ હઝરત રાજુ કત્તાલે પણ ફક્ત આ જ આશયથી હઝરત કુત્બે આલમ બુખારી (રહ.)ને પણ નાનપણથી જ ગુજરાત રવાના કરી દીધા હતા.

હઝરત કુત્બે આલમનું મૂળ નામ અબ્દુલ્લાહ હતું. અબૂ મુહમ્મદ કુન્નિયત અને બુર્હાનુદ્દીન લકબ હતો, પરંતુ કુત્બે આલમથી વધુ પ્રસિદ્ધ થયા. વાલિદનું નામ નાસિરુદ્દીન મુહમ્મદ હતું. સિલસિલએ નસબ હઝરત ઈમામ અસ્કરી (રહ.)ના ભાઈ સૈયદ ઈમામ જાફર (રહ.) સુધી પહોંચે છે. હિજરી સન ૭૯૦ની ૧૪ મી રજબે આપનો જન્મ ઉચ ખાતે થયો. દસ વર્ષની નાની વયે જ યતીમ થયા. ૧૨ વર્ષની વયે વાલિદા સાથે ગુજરાતમાં પાટણ ખાતે પધાર્યા. દીની તાલીમ મૌલાના અલીશેર (રહ.) પાસેથી મેળવી.

સુલતાન અહમદશાહના આમંત્રણ અને આગ્રહથી અહમદાબાદ આવી વસ્યા. સુલતાન અહમદશાહ આપથી ઘણા જ પ્રભાવિત હતા. આપનું ઘણું માન તથા આદર જાળવતા. બાદશાહ પોતે શાયર હોવાથી હઝરત કુત્બેઆલમ માટે નીચે મુજબની પંક્તિઓ રચી હતી :

**કુત્બે ઝમાનએ મા બુરહાં બસસ્ત મારા**
**બુરહાનએ હમેશા ચૂંનામશ આશ્કારા**

આ પંક્તિઓમાં બુરહાન શબ્દ પર શ્લેષ છે. આ પંક્તિઓનો અર્થ છે, "અમારા સમયના ધ્રુવસમા બુરહાન અમને સંતોષ

આપનારા છે. એમના નામ પ્રમાણે હંમેશા બુરહાન (સિદ્ધ કરનારા) રહો !''

આપણે આગળ જોયું તેમ ગુજરાતમાં ઈસ્લામનો પરચમ ફરકાવવામાં બુખારી સૈયદો અગ્રસ્થાને છે, તેમ આ ખાનદાનના પ્રતાપે જ ગુજરાતમાં ઈસ્લામી હુકૂમતની સ્થાપના શક્ય બની એમ કહીશું તો તેમાં કશી જ અતિશયોક્તિ નથી. એની પૂર્વભૂમિકા આપણે જોઈએ.

અહમદશાહ બાદશાહના પરદાદા મુઝફ્ફરખાનને હઝરત મખ્દૂમ જહાનિયાં જહાંગશતથી ભારે અકીદત–આસ્થા હતી. એક વેળા એકાએક હઝરતની ખાનકાહે ફકીરો અને લોકોની ભીડ ઘણી જ વધી ગઈ. લંગરખાનામાં બધાને પહોંચી વળે એટલું જમણ હતું નહીં. મુઝફ્ફરખાને આ જાણતાં બજારમાં દોટ મૂકી અને પોતાના ખર્ચે બજારમાંથી ચીજો ખરીદી જમણ તૈયાર કરાવી બધાને જમાડયા. ફકીરોએ જમી ખુશ થઈ એકી અવાજે જોરથી અલ્લાહુ અકબર કહી મુઝફ્ફરખાનને દુઆઓ દીધી. ખાનકાહમાં બિરાજમાન મખ્દૂમ જહાનિયાંના કાને અલ્લાહુ અકબરનો નારો પડયો. હઝરતે એકી સાથે અલ્લાહુ અકબર પોકારવાનું કારણ પૂછયું. હઝરતને મુઝફ્ફરખાને કરેલ મહેમાન નવાઝીની જાણ થતાં ઘણી જ ખુશી થઈ. મુઝફ્ફરખાનને પોતાની પાસે તેડાવી મંગાવ્યા. હઝરતે રાજી થઈ મુઝફ્ફરખાનને કહ્યું કે આજે તમોએ અમારી ખાનકાહમાંના મહેમાનોની ખિદમત કરી છે, એના બદલામાં ખુદાપાક તમોને ગુજરાતની હકૂમત સુપ્રદ કરશે. એવી અમારી દુઆ છે. આમ કહી આપે પોતાની સામે પડેલ ખુમચામાંથી મુટ્ટી ભરી ખારેકો મુઝફ્ફરખાનને આપી. કહેવાય છે કે મુઝફ્ફરખાનને જેટલી ખારેકો આપી હતી તેટલા જ બાદશાહો ગુજરાતમાં તેમના ખાનદાનના થયા.

હઝરતે આ વેળા પોતાના પલંગની ચાદર પણ મુઝફ્ફરખાનને ભેટ આપી. ગુજરાતના બાદશાહોએ વર્ષો સુધી આ ચાદર તબર્રુકાત તરીકે સાચવી રાખી હોવાની તવારીખમાં નોંધ છે.

હઝરત કુત્બે આલમ (રહ.)ને નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અપાર મુહબ્બત હતી. આપ હઝરત ફરમાવે છે કે, મને ૯ વર્ષની વયમાં જ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત નસીબ થઈ હતી. આપમાં રહેલ ઈશ્કે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કારણે તે સમયના મહાન બુઝુર્ગ શૈખ મોનકર (રહ.)એ આપને પોતાના સમયના ઉવૈસ કર્ની તરીકે ઓળખાવ્યા હતા. હઝરત શાહ આલમ (રહ.) ફરમાવે છે કે, મારા પિતાજી નખશીખ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતોની પેરવી કરતા હતા. આપની દરેક આદત અને રીતભાત નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક જીવનનાં અનુસરણ સમાન હતી. એક વેળા પિતાજી કુત્બે આલમ (રહ.) બેચેન અને બેબાકળા બની દિવાર સાથે હાથ મસળતા હુજરામાં ઘુમી રહ્યા હતા. જીભેથી આ હિન્દી અશઆર ગણગણી રહ્યા હતા, "મુહમ્મદ પર મે–ખડયા સાંઇ પ્રેમ ચખાએ." હઝરત સુન્નતોની પેરવીની ઘણી જ તાકીદ કરતા ફરમાવતા કે અમારા બુઝુર્ગો નજીક તેનું પાલન કરવું ફરજ સમાન છે. એ વિષયમાં એક હિકાયત વર્ણવી. હઝરત શિબ્લી (રહ.)ની વફાત નજીક આવી ત્યારે આપ ઘણા જ અશક્ત–કમજોર બની ગયા હતા. નમાઝનો સમય થયો ત્યારે ખાદિમોને વુઝૂ કરાવવા ફરમાવ્યું. વુઝૂ કરાવતી વેળા ખાદિમો દાઢીમાં ખિલાલ કરવાનું ભૂલી ગયા. હઝરત ખાદિમનો હાથ પકડી દાઢી સુધી લઈ ગયા અને ખિલાલ કર્યો. આ હિકાયત વર્ણવી હઝરત રડી પડયા. ફરી ફરમાવ્યું કે અમારા બુઝુર્ગો આ રીતે મરતી વેળા ય સુન્નત છોડવાનું પસંદ કરતા ન હતા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે

મારી સુન્નત છોડનારાઓ મારી શફાઅતની આશા ન રાખે.

હઝરત કુત્બે આલમ (રહ.) પોતાના મલ્ફૂઝાતમાં ફરમાવે છે કે, ઈસ્લામની તબ્લીગ અને લોક સુધારણા વિનાનું જીવન એ મોમિનનું જીવન નથી. હઝરત કુત્બે આલમ (રહ.)એ જીવન ઈસ્લામ કાજે વકફ કરી દીધું હતું. રાત–દિવસ ઈસ્લામના પ્રચાર કાર્યમાં જ મગ્ન–પ્રવૃત્ત રહેતા. હઝરત શૈખ નસીરૂદ્દીન (રહ.) ફરમાવે છે કે, ગુજરાતના હજારો લોકોએ આપના હાથે ઈસ્લામ સ્વીકારી અલ્લાહના દરબારમાં માથું ઝુકતા કરી દીધા હતા. પોતાના ખલીફાઓ ઉપરાંત ગુજરાતના સુલતાન અને અમીર–ઉમરાવોને પણ ઈસ્લામની તબ્લીગ માટે ખાસ તાકીદ કરતા. આપ તેઓને ફરમાવતા કે રાજ્ય વિસ્તારની સાથે લોકોને ઈસ્લામથી મુશર્રફ કરવાનું કાર્ય પણ તમારા માટે એટલું જ જરૂરી છે.

એક વેળા કેટલાક અમીરોએ યુદ્ધમાંથી પ્રાપ્ત થયેલ કિંમતી માલ હઝરતની ખિદમતમાં પેશ કર્યો. આપે તે લેવાનો ઈન્કાર કરી ફરમાવ્યું કે, બયતુલ માલનો ઉપયોગ અમારી ખાનકાહ પાછળ કરવાનું અમે યોગ્ય માનતા નથી. બયતુલ માલ વડે સૌ પ્રથમ ખાનકાહ યમનના એક બાદશાહે સ્થાપી હતી. તે બયતુલ માલ વડે બની અને તે વડે ચાલતી હોવાથી ઘણા દુરવેશો તેમાં જવાનું પસંદ કરતા ન હતા. હઝરત જહાનિયાં જહાંગશ્ત (રહ.) ફરમાવે છે કે એક વેળા હું ફતેહખાનની ખાનકાહમાંની બારીએ બેઠો હતો. એક અબ્દાલ ત્યાંથી પસાર થયા. મને સલામ કરી હાથ મેળવી આગળ ચાલતા થયા, અંદર આવ્યા નહીં, કારણ કે તે બયતુલ માલ વડે સ્થપાયેલી હતી. હું પણ આ ખાનકાહમાં આ કારણે જ જમણ જમતો ન હતો.

એક વેળા કુત્બે આલમ (રહ.) હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમની મેઅરાજ વિશે છણાવટ કરી રહ્યા હતા. ફરમાવ્યું કે કાફિરો નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મેઅરાજ વિશે શક કરતા હતા. આ ભેદ ફક્ત અલ્લાહ અને તેમના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વચ્ચેનો જ હતો. તો પછી ભલા એ ભેદ કાફિરોની સમજમાં કઈ રીતે આવે ? ભૌતિક શક્તિઓમાં જ શ્રદ્ધા રાખનારાઓ સામે એની ચર્ચા નિરર્થક જ છે. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શયદાઈઓ પણ આસમાનની સેર કરતા હતા તો પછી અમારા માટે મેઅરાજ વિશે શક કરવાનું શું કારણ છે ?

સામાન્ય રીતે હઝરત લોકોની ભેટ–સોગાદ સ્વીકારતા ન હતા. ફરમાવતા કે એથી એક ખોટી પ્રણાલિકા પડી જવાનો ભય રહે છે. હઝરતે એક ચાદર મુઝફફરખાનને ભેટ આપી. ગુજરાતના બાદશાહોએ વર્ષો સુધી આ ચાદર તબર્રુકાત તરીકે સાચવી રાખી હોવાની તારીખમાં નોંધ છે. ફરમાવતા કે પોતાના રાજ્યપ્રદેશમાં લોકોની સુખાકારી ઉપરાંત ઈસ્લામનો સંદેશ પહોંચાડવાની જવાબદારી વિશે કયામતના દિને પડપૂછ થશે.

હઝરત કુત્બે આલમ (રહ.)ની અસંખ્ય કરામતો છે, જે અહીં આ પુસ્તકમાં વર્ણવવી મુશ્કેલ છે. વાચકોને હઝરત કુત્બે આલમ (રહ.)ના જીવનચરિત્ર ઉપરના મારા પુસ્તક 'ગુજરાતના રૂહાની ચિરાગ'માં આ કરામતો વાંચવા મળશે. અત્રેની આપની એક જાણીતી અને જીવંત કરામત આપણે જોઈએ.

હઝરત કુત્બે આલમ (રહ.)ના મઝાર શરીફમાં આલમની અજાયબી સમો એક પથ્થર છે. એક વેળા હઝરત રાત્રે તહજ્જુદની નમાઝ પઢવા ઉઠયા. હુજરા મુબારકમાંથી વુઝૂ અર્થે બહાર નીકળ્યા. ચોગાનમાં બાવળના ઝાડનું લાકડું પડયું હતું. ઘોર અંધારી રાત હતી, ચાલતાં ચાલતાં હઝરત અથડાયા. હઝરત એકાએક બોલી ઉઠયા કે,

આ લાકડું કે પથ્થર, લોખંડ કે બીજું શું છે ?

સવાર પડી ત્યારે બધાએ જોયું કે તે ચાર પદાર્થોમાં ફેરવાઈ ગયું છે. અત્યારેય તે મોજુદ છે, જેમાં પથ્થર કે લોખંડ અને લાકડાનો ભાગ હોય તેમ જણાય છે. વળી તે કયો પદાર્થ છે તે સ્પષ્ટ રીતે કોઈ કહી શકે તેમ નથી.

હઝરત કુત્બે આલમ (રહ.)ની વફાત ફજરની નમાઝ પછી હિજરી સન ૮૫૭ ઈ.સ. ૧૪૫૩, ૧૦ મી ડિસેમ્બરમાં થઈ.

હઝરત કુત્બે આલમ (રહ.)નો રોજો ૧૦૩ ફૂટના ચોરસ ઉપર બાંધેલો છે. અંદરના થાંભલાઓ વચ્ચે જાળીઓ કરેલી છે. કહેવાય છે કે રોજાનું પાકું બાંધકામ કરાવવા માટે હઝરત રાજી ન હતા. એથી શરૂઆતમાં નાનો રોજો બંધાયો હોય એમ જણાય છે. એ પછી ગુજરાતની સલતનતના અંત ભાગમાં રોજાનું વિશાળ બાંધકામ થયું હોય એમ જણાય છે. આ રોઝાનું થોડુંક કામ અધૂરું છે. સલતનતમાં અંધાધૂંધી ઊભી થઈ હશે એથી એનું બાંધકામ બાકી રહી ગયું હશે એવું અનુમાન કરવામાં આવે છે. વલ્લાહુ અઅલમ.

## હઝરત શાહે આલમ (રહ.)

હઝરત શાહે આલમ (રહ.)ની ગણના મહાન વલીઓમાં થાય છે. આપની ખ્યાતિ દૂર દૂર ફેલાયેલી છે.

નામ સૈયદ મુહમ્મદ હતું. કુન્નિયત અબુલ બરકાત, સિરાજુદીન ખિતાબ અને શાહે આલમ લકબ હતો. પિતાજીના વચેટ પુત્ર હોવાથી 'મન્ઝલે મિયાં' તરીકે પણ ઓળખાતા હતા. કેટલાક 'શાહજી' તરીકે પણ સંબોધતા હતા. ૧૭ મી ઝિલ્કદ હિજરી ૮૧૭માં જન્મ થયો. હઝરત કુત્બે આલમ (રહ.)ના સાહબઝાદા હતા. માતાજી બીબી

આમિના અમીર કરીમખાન બિન ઈમામુદ્દીન ખુદાવંદખાનના પુત્રી હતાં.

આપ હઝરતે પિતાજી કુત્બે આલમ (રહ.) અને હઝરત બાવા બારકલ્લાહ (રહ.) પાસેથી રૂહાની ફૈઝ મેળવ્યો હતો. હઝરત શૈખ અહમદ ખટ્ટુ સરખેજી (રહ.) પાસેથી મગરિબીયા સિલસિલાની ખિલાફત મેળવી હતી.

હઝરત શાહે આલમ (રહ.) પોતાના સમયના શિરોમણી અગ્રેસર બુઝુર્ગ હતા. આપની ખાનકાહે આલિમો, બુઝુર્ગો, અબ્દાલો અને અકીદતમંદોની ભારે ભીડ રહેતી. વક્તવ્ય કલામ એટલું બધું અસરકારક હતું કે સાંભળનારાઓનું હૃદય પરિવર્તન થઈ જતું. વ્યક્તિત્વ અત્યંત પ્રભાવશાળી હતું. તવારીખ નોંધે છે કે આપનો ચહેરો અને કદ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે સામ્ય ધરાવતા હતા. એક વેળા હઝરતને પોતાની દર્સગાહમાં દર્સ આપવામાં વિલંબ થયો. એ દરમિયાન હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પધારી દર્સ આપ્યો. થોડીવારે શાહ સાહેબ આવ્યા. આગલા દિવસે બાકી રહેલ દર્સ આગળ આપવાનું શરૂ કર્યું. ત્યારે કહેવામાં આવ્યું કે હઝરત ! અત્યારે તો આપે આ દર્સ આપ્યો હતો. થોડીવાર તો આપ અચંબામાં ગરકાવ થઈ ગયા, પરંતુ તરત જ હકીકત પામી ગયા. આપ તરત જ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બેઠા હતા તે પાટ ઉપરથી ઊભા થઈ ગયા. આદર ખાતર તે દિવસથી એ પાટ ઉપર બેઠા નહીં. આજેય આ પાટ શાહ આલમ (રહ.)ની મસ્જિદમાં સુરક્ષિત છે.

ગુજરાતની ઈસ્લામી હુકૂમત માટે આપ હઝરત શિરછત્ર સમાન હતા. સુલતાનો કેટલીક રાજકીય આંટીઘૂંટીવાળી બાબતોમાં આપનો મશ્વેરો–સલાહ સૂચનો લેતા. આપની અમીદષ્ટિના કારણે

સુલતાનો રાજકાજમાં સફળ થતા. એ જ રીતે આપની ખફગી–નારાઝગી પણ તેઓને ભારે પડી જતી. ગુજરાતના સુલતાન કુત્બુદ્દીન મુહમ્મદ બેગડાના સાવકા ભાઈ થતા હતા. મુહમ્મદ બેગડા શાહે આલમની મદદ વડે મને રાજગાદી પરથી ઉઠલાવી પાડશે એ આશંકા કુત્બુદીન સેવતો હતો. એથી તેણે મુહંમદ બેગડાને મારી નાંખવા ઘણા પ્રયત્નો કર્યા. તેની આવી અદાવતના કારણે બેગડાએ નાનપણમાં હઝરત શાહે આલમનો આશરો લીધો હતો. હઝરતના નિવાસસ્થાન ઉપરથી બેગડાને પકડવા સુલતાને ઘણા દરોડા પડાવ્યા, પરંતુ તેમાં સફળતા મળી નહીં. તેની આ બધી યુક્તિ–પ્રયુક્તિઓથી શાહે આલમ તેનાથી ઘણા નારાજ હતા. એક વેળા હઝરત શાહે આલમ (રહ.)ના નિવાસસ્થાન રસૂલાબાદને તારાજ કરવાને ઈરાદે ઘેરો ઘાલ્યો. લૂંટફાટ ચલાવવા તેણે હથિયારધારી સૈનિકો ચારેકોર ફેલાવી દીધાં. આ પાછળ તેનાં આશય બે હતા. એક તો હઝરતના આશ્રિત બેગડાને સાફ કરી શકાય. બીજું કે હઝરત શાહેઆલમની આંટ–ઈઝઝત ધૂળમાં મેળવી શકાય. તવારીખ નોંધે છે કે તેની આ મુરાદ બર આવી નહીં. કહેવાય છે કે આ ઘેરા વેળા એક ઊંટ કુત્બુદીનને સામેથી આવતું દેખાયું. સુલતાન ધુંઆપૂંઆ થતો ઊંટ પાસે ગયો. આવેશમાં ઊંટ ઉપર તેણે તલવાર વીંઝી, પરંતુ વાર કરવામાં ચૂક ખાધી અને તલવારનો ભારેખમ ઘા તેની જાંઘમાં સીધો ઉતરી ગયો. સુલતાન બેહોશ થઈ ઘોડા ઉપરથી નીચે પટકાયો. તેના માટે આ ઘા એટલો બધો કારમો નિવડયો કે તે મરણ પામ્યો ! ઈતિહાસકારો નોંધે છે કે હઝરત શાહે આલમ સાથે સારા સંબંધો હતા ત્યારે આ તલવાર તેમણે કુત્બુદીનને ભેટ આપી હતી. એ જ તલવાર વડે તેણે સુલતાન ખિલજી સામે જીત મેળવી હતી. હઝરતની ખફગી ઉતરતાં એ જ તલવાર વડે તેણે જાન ખોયો !

આપણે આગળ જોયું તેમ આપનો શાહી ઠાઠમાઠ સખાવત અને ખર્ચ રાજદરબારને પણ ઝાંખો પાડી દે તેવો હતો. મુહમ્મદ તાજુદીન તારમી લખે છે કે, મારા પિતાજી સોનાના ઘણા મોટા વેપારી હતા. એકવેળા સોનાના કીંમતી જવેરાત દિલ્હી ખાતે બાદશાહના દરબારમાં લઈ ગયા. બાદશાહે તે ખરીદવાની ના પાડી, આથી નિરાશ થઈ વેપાર અર્થે ગુજરાત પધાર્યા. દીદાર અર્થે હઝરતના દરબારમાં પહોંચ્યા. ઔપચારિક વાતચીત પછી પેલા ઘરેણા હઝરત સામે મૂકયાં. હઝરત શાહેઆલમે તે કીંમતી જવેરાત ખરીદી લીધું.[1]

આપના ત્યાં રાજવહીવટની જેમ જુદા જુદા ખાતા વિભાગ પાડવામાં આવ્યા હતા. તે માટે જુદા જુદા વહીવટદાર નિયુક્ત કરવામાં આવ્યા હતા. દરરોજ આવતા નાણા, ભેટ–સોગાદની વહેંચણી તેમજ આવતા હજારો અકીદતમંદો ભાવિકો માટે લંગરખાનાની અલાયદી વ્યવસ્થા કરવામાં આવી હતી. ઉચ્ચ દીની તાલીમ માટે 'જામિયા રસૂલાબાદ'ની સ્થાપના કરવામાં આવી હતી. તે સમયમાં આ દીની યુનિવર્સિટીનું સ્થાન ઘણું ઊંચું લેખાતું. તેની કીર્તિ દેશ–પરદેશમાં ફેલાયેલી હતી. તેમાં નામાંકિત આલિમો, મુહદિસો અને બુઝુર્ગો દર્સ આપતા હતા. જેમ કે :

૧. મૌલાના યૂસુફ બિન અહમદ કે જેઓ સૈયદ ઉસ્માન શમ્એ બુર્હાનીના પૌત્ર હતા અને તારીખે ઈબ્ને ખલ્કાનનો ફારસી ભાષામાં તરજુમો કર્યો હતો. ૨. મૌલાના અબ્દુલ્લાહ બિન ઈસ્માઈલ કે જેઓ તે સમયમાં ભરૂચના કાજી નિમાયા હતા. ૩. મૌલાના સદરૂદીન શયખુલ્કુઝાત ચીફ જસ્ટીસની ઊંચી પદવીએ પહોંચ્યા હતા. ૪. શૈખ ફરીદુદીન બિન દોલતશાહ કર્તા જામિયા કનૂઝે મુહમ્મદી ૫. શૈખ

---

[1] જફરૂલવાલાહ, અન્નુરુસ્સાફિર

ખતીલ મુહમ્મદખાં ૬. કાઝી નજમુદ્દીન બબાની ૭. મૌલાના શૈખ અહમદ બિન બુરહાન અલ્મઅરૂફ મિયાં મખ્દૂમ ૮. મૌલાના સુલયમાન બિન અલી વિગેરે.

હઝરત શાહે આલમ (રહ.) પોતે ઈલ્મનો ભંડાર સમાન હતા. આપની વિદ્વત્તાની ઝાંખી આપને હઝરત શાહે આલમ (રહ.) નામની અમારી કિતાબમાં વાંચવા મળશે. બંબાની ખાનદાનને હઝરતથી ઘણી અકીદત હતી. આ બંબાની ખાનદાને હઝરતથી ઈલ્મી ફૈઝ મેળવ્યો. આ ઈલ્મી ફૈઝના પ્રતાપે જ આ ખાનદાનમાં એવા બુઝુર્ગો થયા કે જેઓ કાઝી અને મુફતીની પદવીએ પહોંચ્યા. જેમ કે શૈખ સદરૂદ્દીન, શૈખ મિન્હાજુદ્દીન, શૈખ ફૈઝુલ્લાહ, મૌલાના અબ્દુલમલિક, મૌલાના અ.લતીફ અને મૌલાના ખલીલ મુહમ્મદ વગેરે.

હઝરત શાહેઆલમ (રહ.) ઘણા પુસ્તકોના[1] કર્તા છે. તસવ્વુફમાં એક કલમી કિતાબ જામિઉતીર્ક અલ બુરહાનિયાની એક કલમી પ્રત પીર મુહમ્મદશાહની લાયબ્રેરીમાં છે, જેની કિતાબતની સાલ ૧૦૬૭ હિજરી છે. પાટણના મદ્રસામાં કન્ઝે મરગુબ લાયબ્રેરીમાં લુઉલુઉ મુહમ્મદનો એક કલમી નુસ્ખો છે, કે જે હઝરત શાહે આલમ (રહ.)ના મલ્ફૂઝાત ઉપર આધારિત છે.

૬૨ વર્ષની ઉમરમાં આપની વફાત ૨૦ જમાદિઉલ આખર હિજરી ૮૮૦ માં થઈ. રસૂલાબાદમાં મદફૂન થયા. હઝરત શાહે આલમ (રહ.)ના રોજાની ભવ્યતા અવર્ણનીય છે. ચોમેર કોટ છે. કોટમાં રાજગઢની જેમ આકર્ષક ચોક છે, જેમાં રોજા છે. ચોક સાથે કુલ ક્ષેત્રફળ ચોવીસ હજાર ચાર સો ચોરસ વારનું કહેવાય છે. એમાં બે દરવાજા છે. પશ્ચિમ તરફનો દરવાજો રોજાની સામે છે.

---

[1] નવાએ અદબ ઓકટોબર ૧૯૫૪

આપની વફાતના ૫૬ વરસ પછી ઈ.સ. ૧૫૩૧ માં તાજખાન નરપાલીએ પાકો આલીશાન મકબરો બંધાવ્યો. રોજાના દરવાજાની નકશી અજોડ છે. કબરની છત્રીમાં તેમજ ઘુંમટમાં છીપનું સુંદર જડિત કામ કરવામાં આવેલ છે.

હઝરત શાહે આલમ (રહ.)ના મઝાર પાસે અડીને આપની બેગમો અને વંશજોની અને ઓરતોની કબરો આવેલી છે. મુખ્ય રોજા જેવા સામેના નાના રોજામાં મુખ્ય કબર પીર સૈયદ મખદૂમ આલમ (રહ.)ની છે. ત્યાં બીજી કબરો સૈયદ મકસૂદ આલમ બદરે આલમ જલાલુદ્દીન અને મહબૂબ આલમની છે. રોજાની દક્ષિણ બાજુ છત્રીધારી મોટી કબર ગુજરાતના સુબા સૈફખાનની છે. રોજાઓની વચ્ચે જાળીવાળી નાની છત્રીમાં નવાબ નસીરૂદ્દીનની કબર છે.

હઝરત શાહે આલમ (રહ.) અને આપના વંશજ બુઝુર્ગોના વિસ્તૃત હાલાત અમારી હઝરત શાહે આલમ (રહ.)ની કિતાબમાં વાંચવા મળશે.

## દરબારે શાહિયા

તવારીખ સાક્ષી છે કે ઈસ્લામના બોરિયાનશીન સૂફિયાએ કિરામે ઈસ્લામની જે સેવા બજાવી છે તે મહાન બાદશાહો પણ બજાવી શક્યા નથી. હઝરત શાહેઆલમ (રહ.)ના દરબારની શાન કોઈ મોટા શહેનશાહના દરબારથી જરાયે ઊતરતી ન હતી. જુમ્આના દિવસે હઝરત રસૂલાબાદમાં શાહી દરબાર ભરતા, જેમાં સલાહકાર તલવારો લઈ ડાબી જમણી બાજુ ઊભા રહેતા. દરબારમાં કસબના પરદા લટકાવવામાં આવતા. ઝરબફતના ફર્શ બિછાવવામાં આવતા. મલિક બિન મુહમ્મદ બિન કુત્બુદ્દીન અને સૈયદ હસન બિન બુદા સલાહદારીની સેવા બજાવતા.

(જુમ્આતે શાહિયા ભા–૫, જુમ્મા નં. ૨૫ અને ૩૦)

આસ્તાના શાહીમાં જુમ્આના દિવસે લોકોની ભારે મેદની એકત્ર થતી. તેમાં સુલતાનો ઉપરાંત અમીર–ઉમરાવોના પુત્રો પણ હાજર રહેતા. (જુમ્આતે શાહિયા ભા–૫, જુમ્મા નં. ૩૩) આપના આસ્તાના પર ઘોડા અને હાથીઓની કતાર જોઈ અજાણ્યાને એમ જ લાગતું કે આ કોઈ સુલતાનનું નિવાસ સ્થાન છે. (મિરાતે સિકંદરી) હઝરત શાહિયાથી ફૈઝ પ્રાપ્ત કરવા લોકો દૂર દૂરથી આવતા. ત્યાં હાજર થનારાઓમાં બંબાનીઓ ઉપરાંત ઉચના રહેવાસીઓની સંખ્યા પણ સારા પ્રમાણમાં રહેતી. દરબારનો ખર્ચ શાહી દરબારના ખર્ચ જેવો જ રહેતો. દરબારમાં દરેકને માન મોભા મુજબ તોહફા પણ મળતા, વૃદ્ધ અને અપંગો માટે રકમો બાંધી આપવામાં આવી હતી, સૂફીઓ અને આલિમોને પણ સારી રકમો આપવામાં આવતી. દરબારે શાહીમાં અકીદતમંદોમાં સૂફિયા, કારી, તાલિબે ઈલ્મો, ઉલમા ઉપરાંત શાઈરો પણ હાજર રહેતા. જો કે હઝરતને શાઈરી સાથે કશો રસ ન હતો. પોતાની તારીફ–પ્રશંસામાં કસીદા સાંભળવાનું પસંદ કરતા ન હતા. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનમાં કોઈ કસીદો પઢતું તો ઘણા ખુશ થતા. એક વેળા મૌલાના સદરૂદ્દીને નઅતીય કસીદો પઢતાં ખુશ થઈ જઈ આપે પોતાની પાઘડી ઉતારી તેમને આપી દીધી. દરબારે શાહિયા સાથે સંકળાયેલ શાયરોમાં હુસૈની, મૌલાના સદરૂદ્દીન ખ્વાજા અલ હિન્દ વલી, હુસૈન, શર્ફજહાં વગેરે મુખ્ય હતા. ફારસી ભાષા ઉપરાંત હિન્દી ભાષાના શાઈરો પણ શામેલ રહેતા, જેમાં મુબારક બિન કાલુ અને સુલતાન કુત્બુદ્દીનના નામ ગણાવી શકાય.

(નવાએ અદબ–૧૯૫૪)

## શૈખ એદ્રુસ (રહ.)

આપ એદ્રુસી ખાનદાનના વંશજ છે. પિતાજીનું નામ અબ્દુલ્લાહ

હતું. હિજરી સન ૯૧૯ (ઈ.સ. ૧૫૩૭)માં હજ મૌત પાસેના "તરીમ" ગામમાં જન્મ થયો. પ્રાથમિક શિક્ષણ પિતાજી પાસેથી મેળવી એદ્રુસી સિલસિલાની ખિલાફત પામ્યા. પ્રથમ હજ પિતાજી સાથે કરી. આ હજ પ્રવાસ દરમિયાન મુબારક રમઝાન માસમાં ચાર ઉમરહ દિવસે અને ચાર ઉમરહ રાત્રે કરતા. પંદર વરસ સુધી મદીના મુનવ્વરા ખાતે રહી વિવિધ દીની વિષયોની તાલીમ મેળવી. તે સમયના મહાન આલિમ શિહાબુદીન અહમદ બિન મુહમ્મદ અલ સહમી પાસેથી ઝાહેરી તેમ બાતિની ફૈઝ પામ્યા. તેમની પાસેથી હદીસની સનદ મેળવી.

હિજરી સન ૯૫૬ (ઈ.સ. ૧૫૪૯)માં ગુજરાત પધાર્યા. ગુજરાતમાં સૌ પ્રથમ એદ્રુસ સિલસિલાનો પાયો આપે નાંખ્યો. આરંભમાં સુરત ખાતે રહી હજારો લોકોને રૂહાની તથા દીની ફૈઝ પહોંચાડયો. ૯૫૮ (ઈ.સ. ૧૫૫૧) હિજરીમાં સુરતથી અમદાવાદ પધાર્યા. ગુજરાતના શાહ સુલતાન મહમૂદ બિન લતીફખાન આપનો આસ્થાળુ–અકીદતમંદ હતો. હિ.૯૬૦ માં ભરૂચ પધાર્યા હોવાનો ઉલ્લેખ તવારીખમાં જોવા મળે છે. એક નોંધ મુજબ ભરૂચ ખાતે ૬ વરસ સુધી રહી રૂહાની ફૈઝ પહોંચાડયો.

સિયરુલ અવલિયાના કથન મુજબ ૯૬૬ હિજરીમાં હાજીઓ માટે દરિયાઈ સફર કષ્ટદાયક નિવડી. દરિયો ઘણો જ તોફાની બન્યો હતો. ઉપરાંત ફિરંગીઓ અને પોર્ટુગલોની રંજાડનો પણ હાજીઓ માટે ભય હતો. આ વેળા આપ (રહ.) એક બશારત (કુદરતી સંકેત)ના આધારે હાજીઓની સલામતીની દુઆ અર્થે સુરત બંદરે પધાર્યા. ફરઝંદ સૈયદ મોહમ્મદ એદ્રુસ (રહ.) પણ સુરત ખાતે આ જ કામમાં પ્રવૃત્ત હતા.

આ વરસે પુનઃ અમદાવાદ પધાર્યા અને વફાત સુધી અહીં જ

ફૈઝ પહોંચાડયો.

હઝરત એદ્રુસ શરીઅત પાલનમાં ઘણા જ ચુસ્ત હતા. સુન્નતની પેરવી–અનુકરણ ઉપર ખાસ ભાર મૂકતા. શિર્ક, બિદઅત અને શરીઅત વિરુદ્ધના કામોથી ભારે સૂગ હતી. ઝુહદ, તકવા અને વિનમ્રતા એટલી બધી હતી કે સદા કહ્યા કરતા; "જ્યારે કોઈ મારો હાથ ચૂમે છે ત્યારે મને એમ લાગે છે કે જાણે તે મને તમાચો મારી રહ્યો છે; કોઈ મારા પગ ચૂમે છે ત્યારે તે મને મારી આંખમાં તીર મારતો હોય એમ જણાય છે."

આપ (રહ.) ઘણી કિતાબોના લેખક પણ હતા. જેમ કે અકદુન્નબી, સિર્રુલ મુસ્તફવી, સિરાજુત્તવહીદ, નફાઈસુલ અનફાસ, તુહફતુલ મુરીદીન, મૌલૂદે સગીર વ મૌલૂદે કબીર, શર્હુલ નફહાતુલ હુકમ વગેરે. અકદુન્નબી પુસ્તકની હસ્તલિખિત પ્રત હૈદ્રાબાદના આસિફિયા પુસ્તકાલયમાં છે. આપના એક બીજા પુસ્તક શર્હે ફુતૂહાતે મક્કીયહનો એક કલમી નુસ્ખો ભરૂચના વડા કાઝી મર્હૂમ નુરૂદ્દીન શિરાઝી પાસે હતો, જેની કિતાબત ૯૭૪ હિજરીમાં થઈ છે.

પ્રખ્યાત મુહદ્દિસ હાફિઝ અબ્દુર્રહમાન બિન દબીઅ સેબાની અને અલ્લામા ઈબ્ને હજર મક્કી પાસેથી પણ દીની તેમજ રૂહાની ફૈઝ મેળવ્યો હોવાની તવારીખમાં નોંધ છે. હદીસ સંબંધી જ્ઞાનમાં આપ નિપૂણ–પારંગત હતા. ફન્ને રિજાલ અને ઉસૂલે હદીસમાં ઉચ્ચ સ્થાન ધરાવતા હતા. ગૂર્જર ભૂમિ ઉપર કાલલ્લાહ અને કાલર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રૂહપરવર સદાઓ બુલંદ કરવામાં આપનો ફાળો નોંધપાત્ર હતો.

આપના મોટા ફરઝંદ સૈયદ અબ્દુલ્લાહ ખિલાફત હાસિલ કરી પોતાના વતન તરીમ પાછા ગયા. સૈયદ અહમદ એદ્રુસ સાહેબનો

મઝાર ભરૂચમાં છે. સૈયદ મુહમ્મદ મુસ્તફા ઉર્ફે બાલાપીર એદ્રુસ સાહેબનો મઝાર સુરત ખાતે છે. ચોથા પુત્ર સૈયદ મુહ્યુદ્દીન અબ્દુલકાદિર પિતાજીની જગાએ સજ્જાદાનશીન થઈને ૧૦૬૭ હિજરી ૧૬૨૭ ઈસ્વીમાં વફાત પામી અમદાવાદમાં દફન થયા.

હઝરત ૨૫મી રમઝાન ૯૯૦ હિજરીમાં વફાત પામ્યા. ઝવેરીવાડ, રીલીફ રોડ અમદાવાદમાં મઝાર છે. આપની આજુબાજુ પુત્ર–પૌત્ર અને ખાદિમ મદફૂન થયેલા છે. જ્યારે મઝારની બહારના ચોગાનમાં બે પત્નીઓ અને અન્ય કુટુંબીજનો દફન થયેલ છે. આપના મઝારનું ચોગાન ઘણું વિશાળ હતું. કૃષ્ણ સિનેમા સુધી એટલે કે શૈખ અલી રઝા સરહિન્દી (રહ.)ના મઝારના કંપાઉન્ડની હદ સુધી તે વિસ્તરેલ હતું. આ ચોગાનનો કેટલોક વિસ્તાર રીલીફ રોડમાં સમાઈ ગયેલ છે. આ વિસ્તારમાં શાહી સમયમાં આરબ સોદાગરો વસતા હતા. અહીં એક પોળનું જુનું નામ સોદાગરની પોળ પ્રચલિત છે. આપથી આપના પૌત્ર સૈયદ મુહમ્મદ બિન સૈયદ અબ્દુલ્લાહે પણ ફૈઝ મેળવ્યો હતો, આપે હદ્ર મૌતથી અમદાવાદ આવી દાદા પાસે ફૈઝ મેળવ્યો. સુરત ખાતે ૧૦૩૦ હિજરીમાં આપની વફાત થઈ. અબૂબક્ર શિબ્લીએ આપને ફઝલો–કમાલના સર્વમાન્ય શિરોમણિ તરીકે વર્ણવેલ છે. (અલ મશરઉર્રવી)

## સૈયદ શાહ વજીહુદ્દીન ગુજરાતી (રહ.)

આપનું નામ અહમદ હતું. વજીહુદ્દીન તરીકે ખ્યાતિ પામ્યા. ચાંપાનેર મુહમ્મદાબાદ ખાતે હિજરી ૯૧૦ માં ૨૨ મી મુહર્રમે જન્મ થયો. ‘‘શૈખ’’ શબ્દ ઉપરથી આપના જન્મની તારીખ નીકળે છે. ૮ વર્ષની ઉંમરે પિતાજી નસરૂલ્લાહ (રહ.) સાથે ચાંપાનેર ત્યાગી અહમદાબાદમાંના ખાનપુર સ્થળે આવી વસ્યા.

હઝરત શાહ વજીહુદ્દીન (રહ.) અત્યંત બુદ્ધિશાળી, અપ્રતિમ સૂઝબૂઝ, ગ્રાહ્ય શક્તિ તેમ જ તીવ્ર યાદદાશ્તવાળા હતા. ફક્ત બે જ વર્ષના ગાળામાં એટલે કે ૭ વર્ષની નાનકડી વયે આપે કુર્આને પાક હિફઝ કર્યું હતું.

હઝરત શાહ વજીહુદ્દીન (રહ.)એ પોતાના સમયના નામાંકિત આલિમો પાસેથી ઈલ્મ સંપાદન કર્યો હતો. પિતાજી નસરુલ્લાહ (રહ.) પાસેથી પ્રાથમિક તેમ જ ઉચ્ચ દીની તાલીમ મેળવી. આ ઉપરાંત શાહ કાઝન ચિશ્તી (રહ.), મામા હઝરત બડા અબુલ કાસિમ (રહ.), કાકા સૈયદ શમ્સુદ્દીન (રહ.), મૌલાના ઈમાદુદ્દીન તારમી (રહ.), ખતીબ અબૂલ ફઝલ ગાઝરૂની (રહ.) વગેરે પાસેથી તાલીમ મેળવી.

તઝકિરએ ઉલમાએ ગુજરાત (કલમી)માં આપના ઉસ્તાદોના વર્ણનમાં છે કે; ''આપને પ્રારંભમાં હઝરત શૈખ કાઝન સત્તારી (રહ.)થી રૂહાની સંપર્ક હતો. એ પછી સુલૂકની તાલીમ આપે હઝરત મુહમ્મદ ગૌસ ગ્વાલિયરી (રહ.)થી મેળવી.''

લગભગ ૨૪ વર્ષ સુધી (એક નોંધ મુજબ ૩૫ વર્ષ સુધી) આપ ઈલ્મ–વિદ્યામાં પારંગત થતા રહ્યા.

તાલીમ સંપાદન કર્યા પછી વફાતપર્યંત આપે દીની શિક્ષણ આપવાનું કાર્ય બજાવ્યું. વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી ૬૪ વર્ષ સુધી એકધારી અધ્યાપક તરીકેની સેવા આપવાનું દૃષ્ટાંત તવારીખમાં અજોડ છે. હિજરી ૯૩૪ (ઈ.સ. ૧૫૨૮)માં આપે ખાનપુરમાં મદ્રસા 'આલિયા અલવિયા'ની સ્થાપના કરી, આ મદ્રસાએ ઉત્તરોત્તર વિકાસ પામી એક વિદ્યાપીઠનું સ્થાન મેળવ્યું હતું. તે સમયમાં ગુજરાતભરમાં આપનું દારુલ ઉલૂમ સૌથી મોટું ગણાતું. હજારો તાલિબે ઈલ્મો–વિદ્યાર્થીઓ આ મદ્રસાથી આપથી દર્સ લઈ

દુનિયાના ખૂણે ખૂણામાં ઈસ્લામની તબ્લીગ અર્થે પ્રસરી ગયા. આ મદ્રસો ગુજરાત, કાઠિયાવાડ, ખાનદેશ અને દખ્ખણની યુનિવર્સિટી ગણાતો હતો.

આપ (રહ.)ના મદ્રસામાંનું કુતુબખાનું–લાયબ્રેરી પણ ઘણી વિશાળ હતી, તેમાં અસંખ્ય પુસ્તકો હતા. કેટલાયે લહિયા–કાતિબો રાત–દિવસ આ લાયબ્રેરીમાં કિતાબોની નકલ કરવામાં જ પ્રવૃત્ત રહેતા. આપનાં બે સાહબઝાદા શાહ અબ્દુલ વાહિદ અને શાહ અબ્દુલ હમીદ પણ આ જ કાર્ય અંજામ આપતા હતા.

આપ હઝરત ઈલ્મના ભંડાર સમા હતા. આપે અસંખ્ય કિતાબો લખી છે. મૌલાના ગુલામ અલી આઝાદ બેલગ્રામીએ આપના પુસ્તકોની સંખ્યા ૧૯૭ હોવાનું જણાવેલ છે. એક નોંધ મુજબ આપના પુસ્તકોની સંખ્યા આથી પણ વિશેષ છે.

આપ (રહ.)ને અંજલિ આપતાં યાદે અય્યામના કર્તા મૌલાના અબ્દુલહય લખે છે કે, “અલ્લામા વજીહુદ્દીન બિન નસરુલ્લાહ અલ્વી (રહ.) ગુજરાતના એ ઉચ્ચ કોટિના આલિમોમાંથી છે કે જેમના ઉપકાર–એહસાન હિન્દવાસીઓ કદાપિ વિસરી શકે તેમ નથી. આપ ઈમાદુદ્દીન તારમી (રહ.)ના શિષ્ય હતા. લગભગ ૨૦ વર્ષની ઉંમરથી લઈ ૬૭ વર્ષ સુધીના લાંબાગાળા પર્યંત અહમદાબાદ ખાતે આપે શૈક્ષણિક સેવા આપી, શર્હે જામીથી લઈ તફસીરે બયઝાવી સુધી તેવીસ કિતાબોના હાશિયા–શર્હ આપે લખેલ છે. અહમદાબાદથી લઈ લાહોર સુધી આપના શાગિર્દો ફેલાયેલા હતા, હઝરતને ઉસ્તાઝુલ અસાતિઝાની મહાન પદવી મળી હતી.”

તઝકિરતુલ અવલિયા આપના જીવન વૃત્તાંતમાં લખે છે કે, “આપ મશાહિરે મશાઈખે કિરામ અને અકાબિરે ફુકહાએ

ઈઝામમાંથી હતા. કશ્ફો–કરામતના ભંડાર હતા. નાનપણથી જ આપમાં બુઝુર્ગી–મહાનતાના ચિહ્નો જણાતા હતા. વિના વુઝૂએ આપે માતાજીથી કદિ દૂધ પીધું નથી, માતાજી એટલા બધા પાકબાઝ ખાતૂન હતાં કે આપને પોતાના મુબારક હાથ વડે વુઝૂ કરાવી પછી જ દૂધ પિવડાવતા..... આપ હઝરત આખો દિવસ પોતાના મદ્રસામાં બેસી દર્સ–સબક આપવાનું કાર્ય અંજામ દેતા, રાત્રે મુરીદોને ઈર્શાદ–બોધ આપવાનાં કાર્યમાં રત બની જતા. જીવનના અંતિમ દિવસોમાં આપે શિક્ષણ કાર્ય આપવામાંથી નિવૃત્તિ લેવાનો વિચાર કરતાં નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમ કરતાં અટકાવ્યા. એ જ દિવસથી આપના મદ્રસાનું નામ દર્સે મુહમ્મદી રાખવામાં આવ્યું. આપ હઝરતની અસંખ્ય કિતાબો છે. મૌલાના હબીબુલ્લાહ (રહ.) પોતાના મલ્ફૂઝાતમાં લખે છે કે, આપના ખલીફાઓ ચારેકોર ફેલાઈ ફૈઝના ચશ્મા વહેવડાવી રહ્યા છે..........''

હઝરત શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.)એ પણ આપથી સહવાસ કેળવી ફૈઝ મેળવ્યો હતો. તેઓ પોતાના પ્રખ્યાત પુસ્તક 'અખ્બારુલ અખ્યાર અસ્રારુલ અબરાર'માં લખે છે કે, ''આપ ગુજરાતના ઉચ્ચ કોટિના મશાયખોમાંથી છે, પરિપૂર્ણ બુદ્ધિશાળી સદ્‌ગુણોના ભંડાર સમા છે, ઈલ્મનો દર્સ આપવામાં, કિતાબોની લેખન પ્રવૃત્તિમાં અને લોકોની તર્બિયત અને ઈર્શાદમાં આપ બધો જ સમય વ્યતીત કરતા હતા, આપે કેટલીયે કિતાબોની શર્હ અને હાશિયા લખ્યા છે. ખ્યાતનામ લેખક હતા. પોશાક આ ઈલાકાના સામાન્ય લોકો જેવો પહેરતા હતા..........

આ સેવક હજ અર્થે જવા ગુજરાત ગયો ત્યારે આપની મૂક મુલાકાત લેવાનું સદ્‌ભાગ્ય સાંપડયું. સિલસિલએ આલિયા કાદિરિય્યહના કેટલાક અઝકારો–અશગાલથી હું પાવન થયો.

અત્યારે આપના જાનશીન શૈખ અબ્દુલ્લાહ છે, જેમનામાં દુરવેશોના સઘળા અખ્લાકો સમાયેલ છે.''

'ખુલાસતુલ અસર'ના લેખકે આપના મુરીદ શૈખ મુહમ્મદ બિન ફઝલુલ્લાહ બુર્હાનપુરી (રહ.)નું વર્ણન ઘણા જ અદબ સહિત કર્યું છે. તેઓ આપના શૈખ હઝરત વજીહુદ્દીન અલ્વી (રહ.) વિશે લખે છે કે, તેઓ હિન્દુસ્તાનમાંના સુફિયાએ કિરામના ઈમામ હતા.

આપણે ઉપર જોયું તેમ અસંખ્ય કિતાબોના આપ હઝરત લેખક છે.

**શર્હે મુવાકિફ** ઉપરનો આપનો હાશિયો પ્રખ્યાત છે, જેની હસ્તલિખિત પ્રત પીર મુહમ્મદ શાહ લાયબ્રેરીમાં છે, આ ઉપરાંત આપની નીચેની કિતાબો પણ પીર મુહમ્મદ શાહ લાયબ્રેરીમાં છે. હાશિયા અલલ અઝદી (કલમી); હાશિયા શર્હે અઝદી (નાકિસ કલમી); હાશિયા શર્હે વકાયા (કલમી); અલીત્તલ્વિહ (કલમી); અલા શર્હે મુખ્તરુત્તલ્વીહ તફતાઝાની; સય્યહ શરીફ (કલમી); શર્હે નુખ્બતુલ ફિક્ર (કલમી) રિસાલા મબહસે મા અન કુલ્તુ (કલમી); શર્હે જમે જહાં નુમા (કલમી).

આ ઉપરાંત આપની નીચેની કિતાબો પણ પ્રખ્યાત છે :

(૧) હાશિયા અલલ બયઝાવી (૨) હાશિયા અલ મહાકિફ (૩) હાશિયા શર્હે જામી (૪) હાશિયા ઈર્શાદુન્નહવ (૫) રિસાલતુસુકિના (૬) હાશિયા અલા મુખતસરુલ મઆની (૭) શર્હુલ બસીતુલ અલ્વી (૮) વાફિયા શર્હે કાફિયા (૯) રિસાલા તરતીબ અરકાતુરસલાત (૧૦) રિસાલા કૌશજી ફિલ્હયઅત (૧૧) શર્હે શવાલિ મુન્હિલ (૧૨) હાશિયા અલા ઉસૂલિલ બઝોદી (૧૩ હાશિયા અલત્તજવીદ (૧૪) હાસિયા શર્હે અકાઈદ (૧૫) હાશિયા અલલ

હાયા કદીમા (૧૬) હકીકતે મુહંમદીયા (આ કિતાબ પાટણ ખાતે કન્ઝે મશ્ગૂલ લાયબ્રેરીમાં છે.) મલ્ફૂઝાતે શાહ વજીહુદીન અલ્વીની એક કલમી પ્રત આસિફયા હૈદરાબાદની લાયબ્રેરીમાં છે, જેના ઉપર કિતાબતની સાલ ૧૨૯૦ હિજરી અંકિત છે. મલ્ફૂઝે કગીરી હિ.સ. ૧૦૫૫ થી ૧૦૬૮ હઝરત શાહ વજીહુદ્દીન અલ્વી ગુજરાતી (રહ.) નંબર (૬૩)નું વૃત્તાંત છે. રચનારનું નામ સૈયદ અબ્દુલમલિક બિન સૈયદ મુહમ્મદ બિન સૈયદ વજીહુદીન બિન સૈયદ નસરુલ્લાહ છે.

૮૮ વર્ષની ઉમરે ૯૯૮ હિજરીમાં મુહર્રમ માસની છેલ્લી તારીખે સુબ્હે સાદિકના સમયે આપની વફાત થઈ, શૈખ 'વજીહુદીન' શબ્દથી આપની વફાતની તારીખ નીકળે છે. ''**લહુમ જન્નાતુલ ફિરદૌસી નુઝૂલા**''થી પણ વફાતની તારીખ નીકળે છે.

આપના અકીદતમંદ એવા અમીર સાદિકખાને આપના મઝાર ઉપર ગુંબદ બંધાવેલ છે. આપ (રહ.)ના વંશજ શૈખ હૈદરે કૂવો અને મસ્જિદ તામીર કરાવી હતી.[1] આપનો મઝાર મુબારક ખાનપુરમાં આવેલ છે.

## સૈયદ પીર મુહમ્મદશાહ (રહ.)

આપનું નામ સૈયદ મુહમ્મદ હતું. લોકોમાં પીરમુહમ્મદ શાહના નામે ખ્યાતિ પામ્યા. કાકાજીનું નામ અમીનુદીન હતું. આપ (રહ.) ગૌસુલ આઝમ અબ્દુલકાદિર જીલાની (રહ.)ની ઔલાદમાંથી હતા.

બીજાપુર ખાતે ૧૫મી શાબાન ૧૧૦૦ હિજરીમાં જન્મ થયો. જન્મ અગાઉના થોડાક દિવસો પહેલાં જ પિતાજી વફાત પામ્યા, એ પછીના થોડાક સમય પછી માતાજી પણ વફાત પામતાં ફોઈના હાથે આપનો ઉછેર થયો. ૯ વર્ષની ઉંમરે હજ કરવા ગયા હતા.

[1] મિરાતે અહમદી

હઝરત શૈખ વજીહુદ્દીન ગુજરાતી (રહ.) અને શાહ અબ્દુલ્લાહ ગુજરાતી (રહ.) પાસેથી ફૈઝ મેળવ્યો હતો.

બીજાપુરથી અહમદાબાદ પધાર્યા ત્યારે પ્રથમ જુમ્આ મસ્જિદમાં નિવાસ કર્યો હતો. આપે શાદી કરી ન હતી. ખઝીનતુલ અવલિયામાં છે કે; "કેટલાક બુઝુર્ગોની મુબારક રૂહો સાથે આપને ખાસ સંપર્ક હતો. એ રીતે આપે તેઓ પાસેથી પણ રૂહાની ફૈઝ મેળવ્યો હતો. ઘણી વેળા આશ્ચર્યજનક કહી શકાય એવી બાબતો આપનામાં પ્રગટ થતી હતી, જીભેથી જે બોલતા તે થઈને જ રહેતું, એટલે કે આપની જીભ ગેબી ખઝાનાની ચાવી રૂપ હતી. હાલતે સુક્રમાં અચંબાજનક શબ્દો જીભેથી ઉચ્ચારતા."

અનવરખાં બાબીને હઝરત સાથે અપ્રિતમ આસ્થા હતી. હઝરત પાસે આવી તે ફૈઝ ઉઠાવતો. એક વેળા તેણે હઝરતને બયઅતથી પાવન કરવા અરજ કરી. હઝરતે કહ્યું કે, આ કામ તમારા જેવા અમીરોનું નથી. અનવરખાંએ આ બાબતમાં હઠાગ્રહ કરતાં હઝરતે કહ્યું કે, ખરેખર, જો તમો અમારી બયઅત લેવા જ ઈચ્છતા હોય તો શહેરમાં ઘરેઘર ફરી ભીખ માંગો. બીજા દિવસથી અનવરખાંએ ભીખ માંગવી શરૂ કરી. શહેરના હાકિમ મર્દખાનબાબીના ભાઈ ભીખ માંગી રહ્યા છે એ જોઈ આમાં કાંઈ રહસ્ય છે એમ લોકોને લાગ્યું. તેઓ અનવરખાંને ભીખમાં વધુ પૈસા આપવા માંડયા, પરંતુ અનવરખાં એક પાઈથી વધુ ભીખ લેતા ન હતા. બીજા દિવસે કશ્કોલ–ભીક્ષાપાત્ર લઈ હઝરત પાસે પહોંચ્યા. અરજ કરી કે હઝરત ! આપની ઈચ્છાનુસાર મેં ભીખ માંગવી શરૂ કરી છે. હવે શો હુકમ છે ? હઝરત આ સાંભળી ઘણા રાજી થયા. અનવરખાંને બયઅતથી પાવન કર્યા.

આ વાતની અનવરખાંના ભાઈ મર્દખાનને જાણ થતાં ગુસ્સાથી

લાલપીળો થઈ ગયો. પોતે શહેરના હાકિમ છે, હઝરતે પોતાના ભાઈ પાસે ભીખ મંગાવીને મારા ખાનદાનની આબરૂ લીધી છે એમ તેને લાગ્યું. પોતાના ભાઈને ભીખધારી ફકીર બનાવી રહ્યા છે એમ લાગવાથી તે હઝરતને પકડવા સિપાહીઓ સહિત જુમ્આ મસ્જિદમાં પહોંચ્યો. આ વેળા હઝરત હોઝ ઉપર વુઝૂ કરી રહ્યા હતા, હોઝ પાસે આવીને તે ઘણો જ નવાઈ પામ્યો. તેણે જોયું કે હોઝ ઉપર વુઝૂ કરતા દરેક જણ પીર મુહમ્મદશાહ જ જણાઈ રહ્યા છે એમાં પકડવા કોને ?

આમ છતાંય જવાંમર્દખાં પોતાની હસદ–અદેખાઈથી વંચિત રહ્યો નહીં. એનકેન પ્રકારે તેણે હઝરતની કનડગત ચાલુ રાખી. એક વખત હઝરતના અકીદતમંદ અનવરખાં જુમ્આ મસ્જિદમાં ગયા. આ વેળા હઝરત મસ્જિદના ચોગાનમાંનું ઘાસ ઊખેડી રહ્યા હતા. અનવરખાંએ વિસ્મય સહિત પૂછયું કે હઝરત ! શું કરી રહ્યા છો. હઝરતે જવાબ આપ્યો કે બાબીઓનું મૂળ ઊખેડી રહ્યો છું. આપનો આ સેવક પણ બાબી જ છે. હઝરતે ઘાસ ઊખેડવાનું બંધ કરી કહ્યું કે, સારું જવા દો ! હઝરતને હેરાન કરવાનો પ્રયાસ કરનાર જવાંમર્દખાં બાબી કદિએ સફળ થયા નહીં. છેવટે એક દિવસ સત્તા ઉપરથી ઘણી ખરાબ રીતે તેનું મૂળ ઊખડી ગયું !

એક વેળા લાહોરના એક કાઝી આપની મુલાકાત અર્થે પધાર્યા. પ્રથમ મુલાકાતમાં જ આપે પોતાની કૃપાભરી દષ્ટિ તેમના પર નાંખી ફૈઝ અર્પણ કર્યો. આ જોઈ હઝરતનાં ખાદિમોમાંના ગુલામ મુહમ્મદે અરજ કરી કે હઝરત ! વરસોથી હું તો આપની સેવા કરું છું છતાં અમને આજ સુધી કશું આપ્યું નથી. હઝરત બોલ્યા કે, તમારામાં હજુ તે માટેની પૂરતી પ્રાપ્તતા જન્મી નથી. આમ છતાંય તેમણે પોતાની જીદ ચાલુ રાખી. હઝરતે તેના તરફ દષ્ટિ નાંખતા જ તે બેહોશ થઈ ગયા. પાણી બહારની માછલીની જેમ તે તરફડિયાં

મારવા માંડયા. ત્રણ દિવસ સુધી આ હાલત રહી. હોજમાં ડૂબકી મરાવ્યા પછી તે હોશમાં આવ્યા. મરણ પર્યંત તેમની મજઝૂબ સમી હાલત રહી.

એક વેળા મહેસાણાના એક મિરઝા સાહેબે હઝરત સમક્ષ થેલી ભરી અશરફીઓ ભેટ ધરી. હઝરતે કહ્યું કે ફકીરોને આની કશી જ જરૂર નથી. તે સ્વીકારવા આગ્રહ કરતા થેલી અંદર હુજરામાં મૂકવા કહ્યું. મિરઝા હુજરામાં ગયો. જઈ જોયું તો ત્યાં અશરફીઓ ભરેલ બીજી થેલીઓ પણ પડી છે. તે મનોમન વિચારવા માંડયાં કે હઝરતે ઘણું જ ધન ભેગું કર્યું લાગે છે. અમારી ભેટની શી વિસાત ? મિરઝાના મનોભાવ હઝરત કશ્ફથી પામી ગયા. થોડીવારે હઝરતે કહ્યું કે તમો હુજરામાં કશુંક ભૂલી ગયા છો. જાવ, હુજરામાં જઈ જોઈ આવો. હું કશુંક અંદર ભૂલી ગયો નથી એમ બોલી મિરઝા હુજરામાં ફરીથી પ્રવેશ્યા. જઈ જોયું તો પોતાની થેલી સિવાય બીજી થેલીઓ ત્યાં હતી નહીં. (ભૂલાયલી અકીદત પાછી લઈ) મિરઝા હુજરા બહાર આવ્યા. હઝરત બોલ્યા કે ભાઈ ! અમારે ધનની શી જરૂર છે ? અલ્લાહ પોતાના ગેબી ખજાનામાંથી અમને આપતા જ રહે છે.

હઝરતે ગદ્યમાં કોઈ કિતાબ લખી હોવાની નોંધ જોવા મળતી નથી. કેટલીક કિતાબો પદ્ય (મન્ઝૂમ)માં લખી હોવાનું જાણવા મળે છે. ફારસી ભાષામાં પદ્ય રૂપે, ૧. મજમૂઅએ રસાઈલ ૨. મુકાશફાત ૩. મુઅમ્માતુ ગઝલિયાત ૪. નૂરુશ્શુયૂખ. ઉર્દૂ ભાષામાં : ૧. રિસાલએ ઈશ્કુલ્લાહ ૨. મજમૂએ ગઝલયાત ૩. મરાસી જોવા મળે છે.

જીવનના અંતિમ દિવસોમાં આપ ઉપર વજ્દ અને શવકનો પ્રભાવ છવાયલો રહેતો હતો, દિવસો સુધી ઈશ્કની આગમાં આપ બેહોશ રહેતા. સેવકો આપ ઉપર ઠંડુ પાણી રેડતા, પરંતુ તેની કશી અસર થતી નહીં. આપ ઉપર જમાલ કરતાં જલાલનો પ્રભાવ વધુ

છવાયલો રહેતો.[1] છેવટે એક વેળા જલાલ ભરી સ્થિતિમાં ૩ દિવસ સુધી બેભાનાવસ્થામાં રહ્યા, આ જ હાલતમાં ૧૦ મી જમાદિઉલ અવ્વલ ૧૧૬૩ હિજરીની રાત્રે ૧૦ વાગે આપની વફાત થઈ.

શહેરના પાનકોરનાકા પાસે આપનો મઝાર છે. પાસે ભવ્ય મસ્જિદ છે અને અકીદતમંદો માટેના હુજરા છે.

## શૈખ મુહમ્મદ નૂરુદ્દીન (રહ.)

મખ્દૂમુલ આલમ આપનો ખિતાબ હતો અને ઉસ્તાદુલ કુલ ઈલ્કાબ હતો. પિતાજીનું નામ શૈખ મોહંમદ સાલેહ હતું. ૧૧ મી સદી હિજરીના પ્રખ્યાત આલિમ હતા. આપનો જન્મ ૧૦ મી જમાદિઉલ અવ્વલ હિજરી ૧૦૬૦ (ઈ.સ. ૧૬૫૦)માં થયો હતો. પ્રાથમિક શિક્ષણ પિતાજી પાસેથી મેળવ્યું. બાળપણથી જ તેમનામાં ખૂબ ચાલાકી હતી, તે એટલે સુધી કે ફક્ત સાત દિવસમાં (શૈખ સાદી શિરાઝીની) ગુલિસ્તાન ખતમ કરી દીધી હતી. આપે સામાન્ય વિષયોનું જ્ઞાન મુલ્લા ફરીદુદ્દીન અહમદાબાદી અને અલ્લામા અહમદ બિન સુલયમાન કુર્દી પાસેથી મેળવ્યું. ઈલ્મે તજવીદ અને હદીસમાં નિપૂણતા ધરાવતા હતા. સૂફીવાદ, હદીસ અને બીજા ધાર્મિક વિષયોનું શિક્ષણ હઝરત શાહ મહબૂબે આલમ પાસેથી પ્રાપ્ત કર્યું, તરીકએ સુહરવર્દિયા અને અન્ય સિલસિલાઓની ઈજાઝત પણ આપ હઝરત પાસેથી મેળવી હતી.

આપ પોતાના સમયના મહાન વિદ્વાન હતા, તેમનાથી અધિક વિદ્વતા ધરાવતો વિદ્વાન અહમદાબાદમાં તે વખતે કોઈ ન હતો. દૂર દૂરથી વિદ્યાર્થીઓ વિદ્યા પ્રાપ્ત કરવા આપ પાસે આવતા હતા.[2]

---

[1] બરકાતુલ અવલિયા  [2] તઝકિરએ ઉલમાએ ગુજરાત હસ્તલિખિત

આપે આસ્ટોડીયા–જમાલપુર ખાતે એક વિશાળ મદ્રસો અને મસ્જિદ સ્થાપ્યાં. આ મસ્જિદને મિનારા હતા. આ મસ્જિદ બંધાવ્યાની તારીખ "હુવલ મસ્જિદુ ઉસ્સિ–સ અલત્તકવા મિન અવ્વલિ યવમીન" આયતમાંથી નીકળે છે. ઉપરાંત, મદ્રસો અને મસ્જિદ બંધાયાની તારીખ "ફીહલ્હુદા લિલ આલમીન" ઉપરથી નીકળે છે.[1]

આ મદ્રસો તૈયાર કરવામાં આપના એક શાગિર્દ શયખુલ ઈસ્લામ મુહંમદ ઈકરામુદ્દીને[2] એક લાખ ચોવીસ હજાર રૂપિયાનો ખર્ચ કર્યો હતો. આજુબાજુના મકાનો મદ્રસાના બાંધકામ માટે સારી એવી કીંમતે ખરીદી લેવામાં આવ્યા હતા. તેની શિલારોપણ વિધિ (પાયા) ૧૧૦૨ હિજરીમાં કરવામાં આવી. લગભગ ૭ વર્ષ સુધી બાંધકામ કાર્ય ચાલુ રહ્યું, જે ૧૧૦૯ હિજરીમાં સંપૂર્ણ થયું. આ મદ્રસાનું નામ "મદ્રસએ હિદાયત બક્ષ" આપવામાં આવ્યું હતું. સદરહુ મદ્રસામાં રહેનાર વિદ્યાર્થીઓને રહેવા–ખાવાની સગવડ ઉપરાંત શિષ્યવૃત્તિ પણ આપવામાં આવતી, તેનો લાભ લઈ મજકૂર જાણીતા સૂફી સંતના હાથ નીચે રહી મઝહબી તાલીમ હજારો શિષ્યો લઈ રહ્યા હતા. હાજતમંદ વિદ્યાર્થીઓને વાપરવા રોકડ રકમ પણ

---

[1] મિરાતે અહમદી

[2] મુહમ્મદ ઈકરામુદ્દીન અમદાવાદ સૂબાના સદ્રનો ઊંચો હોદ્દો ભોગવતા હતા. સદ્રની કચેરીમાં દીવાની અને ફોજદારી કજિયાઓની તપાસ થતી, પરંતુ સદ્રનું મુખ્ય કામ ધર્માદા મિલકતો (વકફ) સરકારની વાઘોટી ભરવામાંથી મુક્ત એવી જમીનો, ધર્માદા ફંડો, ધર્માદા ખાતે અપાતાં નાણાં અને સઘળાનો વહીવટ કરવાનું હતું.

આસ્ટોડિયામાં આજે ય આ મદ્રસાના ખંડિયેર અવશેષો મૌજુદ છે. તેના વિશાળ ચોગાનમાં અત્યારે લોકો વસી ગયા છે. મદ્રસાના ઓરડાઓનો પણ રહેણાંક તરીકે અત્યારે ઉપયોગ થઈ રહ્યો છે.

આપવામાં આવતી હતી. કડી પરગણામાં આવેલું મેઠા ગામ તથા પાટણ પરગણાનું રણાસણ ગામ પણ મદ્રસાને ભેટ ધરવામાં આવેલું.

ગુજરાત–હિન્દ ઉપરાંત આ મદ્રસામાં શામ, શેરબ, ઈરાન, તુરાન વગેરે દેશોનાં વિદ્યાર્થીઓ પણ તાલીમ મેળવતા હતા. અફસોસ છે કે શહેર ઉપર મરાઠાઓના આક્રમણથી આ મદ્રસો વેરાન બની ગયો.

મિરાતમાં છે કે, (હિજરી ૧૧૭૦)માં ન તો આ મદ્રસો, ન તો તેમાં તાલીમ મેળવતા વિદ્યાર્થીઓ છે. આ વિસ્તાર ઉપર મરાઠાઓએ કબ્જો કરી લીધો છે.[૧]

આ જ મદ્રસામાં પ્રખ્યાત આલિમ મૌ. સૈયદ સઅદુલ્લાહ બિન સૈયદ મુરતઝા બિલગરામી પણ તાલીમ આપતા હતા. રાત્રી ઈબાદતમાં વિતાવતા અને દિવસે દર્સ આપવાની સેવા બજાવતા. તેમની વફાત ૧૧૧૯ હિજરીમાં થઈ અને શાહ ભીખનનાં રોજામાં મદફૂન થયા.[૨]

હઝરત નૂરુદ્દીન (રહ.) અચ્છા લેખક અને સાહિત્યકાર હતા. દરેક વિષય ઉપર આપે ગ્રંથો રચ્યા હતા, જેની સંખ્યા ૧૭૦ જેટલી થવા જાય છે, તેમાં ફારસી ભાષા કરતાં અરબી ભાષાની કિતાબો વધુ છે. પાઠય પુસ્તકો ઉપરાંત ખાસ સૂફીવાદ ઉપર સુંદર ગ્રંથો આપે રચેલા છે. સૌથી વધુ પ્રખ્યાત આપની તફસીર છે. સૂરએ ફાતિહા ઉપર આપે ૧૨,૦૦૦ (બાર હજાર) લીટી–પંક્તિઓમાં તફસીર લખી છે. વળી પારએ અલીફ લામ મીમની તફસીર

[૧] મિરાતે અહમદી ભા. ૧ પૃષ્ઠ ૩૪૪, કલકત્તા એડીશન

[૨] મઆસિરુલ કિરામ ભા. ૧ પૃષ્ઠ ૧૦૮, આગ્રા એડીશન

૬૦,૦૦૦ (સાઈઠ હજાર) લીટીમાં લખી છે. આપે લખેલ "ઇલ્હામિયા"ની કલમી પ્રત પીર મુહમ્મદશાહ લાયબ્રેરીમાં છે. આ રિસાલો ઈત્તિબાએ વાજિબ, તૌહીદ, ઈત્તિબાએ સુન્નત વગેરે સંબંધિત છે. એના ઉપર આપના પુત્ર કાઝી મુહમ્મદ નિઝામુદીનની મહોર લાગેલી છે. તફસીર સૂરએ ફાતિહાની કલમી–હસ્તલિખિત પ્રત પણ પીર મુહમ્મદ શાહ લાયબ્રેરીમાં છે. આ ઉપરાંત નૂરુલ કારી, શર્હે સહીહ બુખારી, હાશિયા કવીમાં બર હાશિયા કદીમાં, હાશિયા શરહે મવાફિક, હાશિયા શરહે મકાસિદ, હાશિયા શરહે મતાબિઅ, હાશિયા શરહે તલ્વીઅ, હાશિયા શરહે અઝદી, હાશિયા શરહે મુતવ્વલ, હાશિયા શરહે વકાયા, હાશિયા શરહે જામી, હાશિયા તરીકુલ ઉલૂમ અને હાશિયા ફુસુલ્હુકમ નામક આપના ગ્રંથો પ્રખ્યાત છે.

આ ઉપરાંત આપે તહઝીબુલ મન્તિક અને કુત્બી ઉપર પણ શર્હ લખી છે. આખા કુર્આને પાકની તફસીર ઉપરાંત તફસીરે નૂરાની અલ્બએ અલ્મસાની અને શર્હે તફસીરે બયઝાવી અને સૂરએ બકરહ ઉપર તફસીર લખી હતી.[1]

હઝરત મૌલાના અબ્દુલહય યાદે અય્યામમાં આપ વિશે લખે છે કે; "મૌલાના નૂરુદીન બિન મુહમ્મદ સાલિહ અહમદાબાદીને અગ્રગણ્ય આલિમોની હરોળમાં મૂકી શકાય છે કે જેમણે પોતાનું આખું જીવન ઇલ્મી સેવા પાછળ ખર્ચી નાંખ્યું. આપે દુનિયાની લોભ–લાલચ કદિ રાખી ન હતી!"

આપે પોતાના અંગત વપરાશ માટે શાહી વજીફાઓનો કદી સ્વીકાર કર્યો ન હતો, સોના–ચાંદીને ય કદી હાથ અડકાડયો ન હતો.

---

[1] યાદે અય્યામ

દીની શિક્ષણ આપવામાંથી જે સમય બચતો તે ઈબાદત–રિયાઝતમાં વીતાવતા. દરરોજ એક વખત કુર્આન મજીદ ખતમ કરતા હતા. દરરોજ રાત્રે બે વેળા તહજ્જુદની નમાઝ અદા કરતા, રાતે સૂતી વખતે પડખું બદલતા ત્યારે એક હજાર વાર તહલીલ અને એક હજાર વાર દુરૂદ શરીફ પઢતા.[૧]

૯ મી શાબાન ૧૧૫૫ હિજરી (ઈ.સ. ૧૭૯૨)માં આપની વફાત થઈ. ‘‘વારિસે અહલે બયત’’ શબ્દો ઉપરથી વફાતની તારીખ નીકળે છે. અમદાવાદમાં આસ્ટોડિયા ખાતે મદ્રસાના ચોગાનમાં જ આપ મદફૂન થયા.



[૧] તારીખે ઉલમાએ ગુજરાત

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# કચ્છ-કાઠિયાવાડ

☆ સંક્ષિપ્ત ઈતિહાસ

☆ અવલિયાએ કિરામ

## કચ્છ-કાઠિયાવાડના અવલિયાએ કિરામ

★ હાજી માંગરોલી શાહ (રહ.)

★ હઝરત જમીલ શાહ દાતાર (રહ.)

★ હઝરત દાવલ શાહ પીર (રહ.)

★ સૈયદ સિકંદર (રહ.)

★ દરિયાપીર શાહ બુખારી (રહ.)

★ હાજી પીર (રહ.)

★ હઝરત મુહમ્મદ પનાહ (રહ.)

★ હઝરત ખ્વાજા સેરાની (રહ.)

## કચ્છ-કાઠિયાવાડ

'કચ્છ'નો અર્થ સમુદ્ર કિનારાની જમીન એવો થાય છે. સૌરાષ્ટ્રના દ્વીપકલ્પના વાયવ્ય ખૂણામાં કચ્છ આવેલું છે. આ બંને વચ્ચે કચ્છની ભૂશિર અને નાનું રણ આવેલાં છે. કચ્છનું મુખ્ય શહેર ભૂજ છે, માંડવી એનું બંદર છે. કચ્છમાંથી આરસ પહાણનો પથ્થર, ફટકડી અને ખાર નીકળે છે.

ગુજરાતના મુસ્લિમ રાજાઓનું સૌરાષ્ટ્ર ઉપર આધિપત્ય થતાં સૌરાષ્ટ્રના ભાગો પડયા. તેમાંથી હાલાર, ગોહિલવાડ, ઝાલાવાડ વિભાગો જુદા પડતાં મધ્ય સૌરાષ્ટ્ર કાઠિયાવાડ નામે અને દક્ષિણ સૌરાષ્ટ્ર સોરઠ નામે ઓળખાયાં.

સૌરાષ્ટ્ર નામ શાથી પડયું એ માટે જુદા જુદા મત છે. કોઈએ સૂર્ય રાષ્ટ્ર, કોઈએ સુરાષ્ટ્ર તો કોઈએ સુર રાષ્ટ્ર કહ્યું છે. જુના ગ્રંથો જોતાં શુદ્ધ અને સ્પષ્ટ નામ સૌરાષ્ટ્ર છે. એવી પણ એક માન્યતા છે કે સુરા જાતિ આ દેશમાં વસી ત્યારથી તે સૌરાષ્ટ્ર કહેવાય છે. બુદ્ધની જાતક કથાઓમાં સૌરાષ્ટ્રનો ઉલ્લેખ આવે છે. મહાક્ષત્રય રૂદ્રદામાંના ઈ.સ. ૧૩૦ થી ૧૫૦ની વચ્ચે કોતરેલા જુનાગઢના પર્વતીય લેખમાં સૌરાષ્ટ્રનો ઉલ્લેખ આવે છે. એરીયન નામનો વિદેશી લેખક લખે છે કે, ઈ.સ. પૂર્વે ત્રીજી સદીમાં ત્યાં જનતંત્ર હતું. ઈ.સ. પૂર્વે ૧૪૮ માં મીનાન્ડરે ભારતમાં જે રાજયો જીતી લીધાં, તેમાં સૌરાષ્ટ્ર પણ હતું.

(એરીયન ચિનોક આવૃત્તિ)

એક મત એવો છે કે સૌરાષ્ટ્રનું અપ્રભંશ સોરઠ થયું. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે મુસ્લિમો સૌરાષ્ટ્ર શબ્દનો ઉચ્ચાર કરી શકતા ન હોવાથી સોરઠ થયું, પરંતુ સોરઠ શબ્દ ઘણો પ્રાચીન છે.

ઈ.સ. પૂર્વે ૬૦ થી ઈ.સ. ૧૯ માં થઈ ગયેલા સ્ટ્રેલો નામના ગ્રીક ભૂગોલકારે સૌરાષ્ટ્રનું વર્ણન કરતાં 'હોરેટ' દેશ કહ્યો છે. ઈ.સ. પૂર્વે ૩૧૭ ઈ.સ. પૂર્વે ૩૧૨ માં થયેલા મેગેસ્થનિઝે પણ સૌરાષ્ટ્રને 'હોરેટ' કહેલ છે.

મોગલોએ સોરઠને સરકારનું એકમ બનાવ્યું. ઈ.સ. ૪૭માં જુનાગઢના નવાબ બાબી નવાબ રાજ છોડી પાકિસ્તાન ગયા ત્યાં સુધી તેનું નામ સોરઠ તરીકે અને ત્યાંના નવાબ સોરઠ સરકાર તરીકે ઓળખાતા.

૧૮૮૧ માં કાઠિયાવાડમાં ૩,૦૩,૫૫૦ ની વસતી હતી. ત્યાં સેંકડે ૧૩ % મુસલમાનો હતા. સોરઠ ઉપર પ્રથમ હુમલો સુલતાન મહમૂદ ગઝનવીએ કર્યો.

કિતાબુલ હિન્દમાં છે કે કચ્છ જયાંથી મુશબ્બર (એક પ્રકારની દવા) નીકળે છે; તે દ્વારકાથી ૬, સોમનાથથી ૧૪ અને ખંભાતથી ૩૦ દિવસ જેટલા અંતરે છે.........

અલ બેરૂની સોમનાથ તથા કચ્છ વિશે લખે છે કે તે લૂટારાઓના રહેવાના સ્થળો છે. એ લોકો ચાંચિયાનો ધંધો કરે છે....... હિ.સ. ૪૧૬ માં સુલતાન મહમૂદ ગઝનવીએ સોમનાથ ઉપર હુમલો કર્યો......

સુલતાન ગઝનવીએ ગુજરાત અને સૌરાષ્ટ્ર ઉપર એકથી વધુ હુમલા કર્યા. સોમનાથ પાટણ કે પ્રભાસ પાટણ તરીકે પણ ઓળખાય છે. કેટલાકો દેવ પાટણ પણ કહે છે. અત્યારે વેરાવળ પાટણ તરીકે પણ ઓળખાય છે. 'નાગર' ઈલાકાનું આ મશહુર શહેર હતું. સૌરાષ્ટ્રમાં દરિયા કિનારે અરબી સમુદ્રમાંના (અરબસ્તાનમાં આવેલા) ઓમાનની સામે તે આવેલું છે. ચાર હજાર વરસ પહેલાં

તે સ્થપાયું હતું એમ કહેવાય છે. સોમનાથમાં સોમનાથનું મંદિર પ્રખ્યાત છે, તે જાત્રાનું સ્થળ છે.

તારીખે ફરિશ્તા લખે છે કે સુલતાન મહમૂદ ગઝનવીએ ગુજરાત સૌરાષ્ટ્ર–સોમનાથ ફતેહ કરવાનો ઈરાદો કર્યો. તે ૩૦,૦૦૦ ગાઝીઓ, સ્વયં સેવકો અને ૫૪,૦૦૦ જેટલા પગારદાર સવારો લઈ ઈ.સ. ૧૦૨૪ ના સપ્ટેમ્બરમાં હિ.સ. ૪૧૫ના શાબાન મહિનાની ૧૦મી તારીખે ગઝનીથી રવાના થયા. ડેરા ઈસ્માઈલ ખાનના રસ્તે (ઈ.સ. ૧૦૨૪ હિ.સ. ૪૧૫) રમઝાન માસની ૧૬ મી તારીખે મુલતાન આવ્યા.

ગઝનીથી ૮૦ મંઝિલ વટાવતાં સુલતાન મહમૂદ ''પ્રભાસ પાટણ'' એટલે કે સોમનાથ પાટણ પહોંચ્યા. 'મિરા'તે અહમદી'માં છે કે સુલતાન મહમૂદ દેલવાડાથી ફારિગ થઈ ઈ.સ. ૧૦૨૫ (હિ.સ. ૪૧૬)માં સીધા સોમનાથ પાટણ બંદરે પહોંચ્યા, જેનું વર્ણન અત્યંત લાંબુ હોવાથી અત્યારે અસ્થાને છે.

ગિરનાર તથા તેની તળેટીમાં આવેલ જુનાગઢ એક વેળા અજેય ગણાતાં, ત્યાં હિન્દુ રાજાઓનું આધિપત્ય હતું.

મિરા'તે સિકંદરી લખે છે કે, ગિરનાર તથા જુનાગઢનો રાજા રાવ માંડલિક ઘણો મગરૂર થઈ ગયો હતો. તે ગુજરાતના કોઈ પણ રાજાનો ભય રાખતો ન હતો. સોરઠ દેશનો તે ધણી હતો. એક કાળે 'જુનાગઢ' સ્થળ ગાઢ જંગલોમાં છુપાયેલું હતું. ત્યાંના રાજાએ આ જંગલ કપાવી નાખ્યું ત્યારે તેમાં એક કિલ્લો દેખાયો. આ કિલ્લો ઘણો જ પ્રાચીન હતો. આથી આ કિલ્લો જુનાગઢ તરીકે ઓળખાયો. સુલતાન મહમૂદ બેગડાએ હિ.સ. ૮૭૭–ઈ.સ.૧૪૭૨માં આ પ્રદેશ જીતી લીધો. સુલતાને જુનાગઢને મુસ્તફાબાદ નામ આપ્યું. ઈ.સ. ૧૪૭૩ માં સુલતાન મહમૂદ બેગડાએ કચ્છ, દ્વારકા વગેરે જીતી

લીધાં. તબકાતે અકબરી લખે છે કે, સુલતાને જુનાગઢ જીતી સૌરાષ્ટ્રની વ્યવસ્થા કરી, દ્વારકાને જીતી પાંચ વર્ષ સોરઠમાં ગાળ્યા. આ બધો પ્રદેશ સર કર્યા પછી જ સુલતાને રાહતનો દમ લીધો.

## હાજી માંગરોલી શાહ (રહ.)

"અલ્લાહુ અકબર" એવા મહાન ખુદાના નામના પોકાર પાડતી, વીર ઘોષણાઓનો પડઘો પાડતી શહીદોની અસંખ્ય કબરો પાટણની પશ્ચિમે વેરાવળ પાસેની દરિયાની ખાડી સુધી પથરાયલી આજે જોવા મળે છે. આ કબરોમાં બે શક્તિશાળી મુસ્લિમ શાસકો–સુલતાન મહમૂદ ગઝનવી અને સુલતાન મહમૂદ બેગડાના સમયના વીર શહીદો મદફુન છે.

પાટણ જતાં રસ્તા ઉપર હાજી માંગરોલી શાહની કબરવાળી ઈમારત તથા જઅફર મુઝફ્ફરના ભવ્ય રોજાઓ અને બીજી કબરોની હારમાળાઓ જોવા મળશે.

વેરાવળના ગંજે શોહદામાં સૌથી મોટી દરગાહ હઝરત હાજી માંગરોલી શાહ (રહ.)ની નજરે પડે છે.

આપ હઝરતનું નામ મુહમ્મદ બિન હસન બિન અલી ઈરાકી છે. જેમને સામાન્ય રીતે લોકો "મહમૂદ શાહ માંગરોલી" તરીકે ઓળખે છે.

હઝરત માંગરોલી શાહ (રહ.) જે અરસામાં આ વિસ્તારમાં વસતા હતા ત્યારે મુસલમાનોની વસતી નામની જ હતી, ત્યાં પૂરતા પ્રમાણમાં ઈસ્લામની તબ્લીગ થઈ ન હતી. આ વિસ્તારમાં હિન્દુ રાજ્ય તપતું હતું. મુસલમાનો જાહેરમાં નમાઝ પઢી શકતા નહિ, જોરથી અઝાન પોકારી શક્તા નહિ. આવા સમયે હઝરત માંગરોલી

શાહ (રહ.) ઈરાકથી માંગરોલ પધાર્યા અને તબ્લીગી કાર્ય શરૂ કર્યું.

આપ હઝરતના અખ્લાક તથા રૂહાની શક્તિથી અહીંની બિન મુસ્લિમ પ્રજા પ્રભાવિત બની હતી. આપ હઝરતને અકીદત– શ્રદ્ધાની દષ્ટિથી માન આપતા.

'કિસ્સએ મહમૂદ શાહ માંગરોલી' ફારસી ભાષાના પુસ્તક અને 'રાસમાળા'માં હઝરત માંગરોલી શાહના જીવનના કેટલાક પ્રસંગો તથા કરામતો વર્ણવવામાં આવેલ છે. 'કિસ્સએ મહમૂદ શાહ માંગરોલી' કિતાબનો ફારસીમાંથી હિજરી સન ૧૨૧૬માં ઉર્દૂ ભાષામાં તરજુમો થયો છે. ગુજરાતીમાં ય તેના તરજુમા થયા છે.

''કિસ્સએ મહમૂદ શાહ માંગરોલી''માં છે કે, માંગરોલના રાજાની કુંવરી એક ભયંકર રોગ–વ્યાધિમાં સપડાઈ હતી. કેટલાક વર્ણનોમાં આમ આવે છે કે આ કુંવરી આસિબ–જિન્નાતનો ભોગ બની બેઠી હતી. જિન્નાત તેના આશિક હતા. આ કુંવરીના ઈલાજ અર્થે જે કોઈ રાજમહેલમાં કુંવરી પાસે જતો તે જીવતો પાછો આવતો નહીં. રાજાના માણસો કહેતા કે, રાજકુંવરી બહેન પાસે દેવ આવે છે. દેવ રાજકુંવરી ઉપર પ્રસન્ન છે. આ દેવના કામકાજમાં જે કોઈ વચમાં આવે છે તેનો ભોગ લેવાય છે. રાજકુંવરીના આ રોગ અથવા આ મુસીબત કોઈ દૂર કરી શક્તું નહીં. રાજાએ ઘણા પ્રયાસો–ઈલાજ કર્યા; પરંતુ તે નિષ્ફળ નિવડયા. રાજકુંવરીનો ઈલાજ કરવા જતાં મોત જ મળે છે એ જાણી ઈલાજ કરવા આવતા માણસો પણ આવતા બંધ થયા. છેવટે રાજાએ હઝરત માંગરોલી શાહ (રહ.)ને વિનંતી કરી ઈલાજ અર્થે બોલાવી મંગાવ્યા.

હઝરતે રાજમહેલમાં પડાવ નાંખ્યો. હઝરતે પેલી રાજકુંવરીનો ઈલાજ શરૂ કર્યો. કહેવાય છે કે સવારે રાજાના માણસો રાજમહેલમાં ગયા ત્યારે હઝરત જીવતા હતા અને ઈબાદતમાં પરોવાયલા હતા.

અત્યાર સુધી જે કોઈ ઈલાજ અર્થે રાજમહેલમાં પ્રવેશ્યું હતું તે સવારે જીવિત જણાતું નહીં. આથી રાજાના માણસોને નવાઈ લાગી. રાજપુત્રીને સૂતેલી અને માંગરોલી શાહને જીવતા જોઈ તેઓને આશ્ચર્ય થયું. હઝરતે રાજાના માણસોને સમજાવ્યું કે રાજપુત્રી તદ્દન સાજા સમા થઈ ગયાં છે અને માણસોનો જે ભોગ—જાન લેવાતો હતો તે હવેથી નહીં લેવાય. આ બનાવથી રાજા ઘણો રાજી થયો અને હઝરતથી ઘણો જ પ્રભાવિત બન્યો.

ઈતિહાસકારો નોંધે છે કે, આ હઝરત માંગરોલી શાહ (રહ.)થી સુલતાન મહમૂદ ગઝનવી પણ ઘણા પ્રભાવિત હતા. ગુજરાત ઉપર અને ખાસ કરીને સોમનાથ પાટણ ઉપર સુલતાન ગઝનવીએ જે પ્રથમ હુમલો કર્યો એ હઝરતના કહેણથી કર્યો હતો એમ કેટલાક ઈતિહાસકારો નોંધે છે.

મૌલાના અબૂ ઝફર નદવી સાહેબ "તવારીખે ગુજરાત" ભાગ—૧ માં "કિસ્સએ મહમૂદ શાહ માંગરોલી"ના હવાલાથી નોંધે છે કે, ગુજરાત અને ખાસ કરીને સોમનાથ પાટણ ઉપર સુલતાન મહમૂદ ગઝનવીના પ્રથમ હુમલાના કારણોમાં એક કારણ આ પણ છે કે;

"તે સમયે મુહમ્મદ બિન હસન બિન અલી ઈરાકી (રહ.) નામના એક બુઝુર્ગ મક્કાથી માંગરોલ અને ત્યાંથી પ્રભાસ પાટણ પધાર્યા હતા. આપે પોતાની રૂહાનિયત તથા બુઝુર્ગીથી લોકોમાં પ્રેમ તથા વિશ્વાસ સંપાદન કર્યા હતાં. તે સમયનો રાજા લોકો ઉપર ઘણો ત્રાસ ગુજારતો હતો. ખાસ કરીને તેનો ઝુલ્મ—ત્રાસ મુસલમાનો ઉપર વિશેષ હતો. આ ત્રાસથી હઝરત નારાજ તો હતા જ, એવામાં એક બનાવ બન્યો. રાજાએ એક મુસ્લિમ બેવા—વિધવા સ્ત્રીના એકના એક પુત્રને ખોટી રીતે મારી નાંખ્યો. ડોસી કરગરતી હઝરત પાસે

ગઈ. તેની વાત સાંભળી હઝરત માંગરોલી શાહનું દિલ ભરાઈ આવ્યું. હઝરતે સુલતાન મહમૂદ ગઝનવીના નામ ઉપર એક કાગળ લખી ડોસીને આપ્યો. કેટલાક માણસો સાથે ડોસી આ પત્ર લઈ સુલતાન ગઝનવી પાસે ઠેઠ ગઝની ગઈ. હઝરતે આ પત્રમાં આમ જણાવ્યું હતું કે, તમો હિન્દુસ્તાનમાં હુમલા કરતા ફરો છો અને ખાસ પ્રભાસ પાટણમાં જ્યાં મુસલમાનો તકલીફો વેઠી રહ્યા છે તે તમો દૂર કરતા નથી. જ્યારે સુલતાને આ પત્ર વાંચ્યો ત્યારે એકદમ સામાન તૈયાર કરી તે હુમલો લઈ પ્રભાસ પાટણ તરફ રવાના થયો.''

બોમ્બે ગેઝેટિયર ભા.૮ માં છે કે, આ બનાવ ગુજરાત અને સૌરાષ્ટ્રના આમ મુસલમાનોમાં વરસોથી પ્રચલિત છે અને સામાન્ય લોકો સુલતાન મહમૂદનું સોમનાથ–પાટણ તરફ આવવાનું કારણ આ જ બતાવે છે.

મૌલાના અબૂ ઝફર નદવી સાહેબ પોતાની તવારીખમાં લખે છે કે, હઝરત મહમૂદ શાહ માંગરોલીએ એક ઓરતને કાસિદ બનાવી મોકલી. એ પણ આપ હઝરતની દુરંદેશીને લઈને જ હતું. જો કોઈ પુરુષને આ પત્ર લઈ મોકલ્યો હોત તો સંભવિત હતું કે સમય પહેલાં જ છાની વાત બહાર પડી જાત. એક સ્ત્રી પોતાના દુઃખ દર્દની કહાણી ભરાયેલા હૃદયે સંભળાવી સુલતાન ઉપર અસર પેદા કરે છે તેવી રીતે કરવું એક પુરુષ માટે અસંભવિત હતું. ગમે તેમ હોય, પરંતુ અતિસંભવિત છે કે આ ખલીફા મુઅતસિમને ઉમૂરિયાના બનાવનો સામનો કરવો પડયો હતો તેવી જ છે. રોમના લોકો તરફથી થતી મુસીબતોમાંથી તેણે ફરિયાદી સ્ત્રીને બચાવી હતી અને રસ્તાની મુશ્કેલી વિશેનો કોઈ પ્રશ્ન ન હતો; પરંતુ ગુજરાતમાં તેમ ન હતું. ગુજરાતથી ગઝની જવું કોઈ આસાન કામ ન હતું. જરા પણ આ વાત કોઈના કાને પડે તો બાજી ઊંધી વળી જાય તેમ હતું. વળી, આ પત્રના

આધારે સુલતાન ગઝનીથી સોમનાથ–પાટણ તરફ આવે છે તેની જાણ અટક નદીથી માંડી ગુજરાતના રાજાઓમાંથી કોઈને પણ ન થઈ ! આ બનાવ વર્ણવી મૌલાના અબૂ ઝફર નદવીએ પોતાની તવારીખમાં હઝરત માંગરોલી શાહ (રહ.)ની દૂરંદેશીના ઘણા વખાણ કર્યા છે.

હઝરત માંગરોલી શાહ (રહ.)ના મુબારક જીવનની આધારભૂત હકીકતો અમને મળી નહીં. જે કાંઈ મુસ્તનદ–વિશ્વાસપાત્ર માહિતી મળી તે અત્રે આપી છે. કરામતો તથા જીવન પ્રસંગોને લગતી જે બાબતો અત્યારે વાંચવા મળે છે તેનો કશો તવારીખી આધાર નથી. આથી અમોએ અત્રે તેનો ઉલ્લેખ કર્યો નથી.

આ એક હકીકત છે કે, હઝરત માંગરોલી શાહ (રહ.)એ માંગરોળ તથા પ્રભાસ પાટણ વિસ્તારમાં ઈસ્લામની ઉપયોગી તબ્લીગી ખિદમત અંજામ આપી. આપ હઝરતના પ્રયાસોથી અહીં શિર્કને શિકસ્ત સાંપડી અને ઈસ્લામની રોશની ફેલાઈ.

## હઝરત જમીલ શાહ દાતાર (રહ.)

ગિરનારની પર્વતમાળામાં ગિરનારનો પર્વત ઘણો જ ઊંચો છે. ગિરનાર દરિયાની સપાટીથી ૩૬૬૬ ફૂટ ઊંચો છે. ગિરનારની પર્વતમાળામાં તેનાથી થોડો નીચો ૨૭૭૯ ફીટની ઊંચાઈ ધરાવતો બીજો પહાડ છે. આ પહાડ સામાન્ય રીતે લોકોમાં દાતારના પહાડ તરીકે પ્રચલિત છે.

હઝરત જમીલ શાહ દાતાર (રહ.)નો મઝાર આ પહાડ ઉપર નથી; પરંતુ આ પહાડ ઉપર વસવાટ કરી દિવસો સુધી હઝરતે રિયાઝત–તપસ્યા કરી હતી. આ કારણને લીધે આ પહાડ દાતારના પહાડ તરીકે ઓળખાય છે.

આપ હઝરત, હઝરત ઈમામ મૂસા કાઝમ (રહ.)ની ઔલાદમાંથી છે. આપ હઝરત કાદિરી સંપ્રદાયના હતા. આપ હઝરત લુહારી કામ જાણતા હતા અને બહુધા લુહારી કામ કરી જીવન વ્યતિત કરતા હતા.

હઝરત જમીલ શાહ દાતાર (રહ.)નો જન્મ ઈરાનના ફારસી ભાષાના પ્રખ્યાત શાયર–કવિ ફિરદોસીના વતન 'તૂસ'માં થયો હતો.

તવારીખ લખે છે કે, હઝરત ફક્ત સાત દિવસના જ હતા ત્યારે અઝાન સાંભળી કલિમએ તય્યિબહ–લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ પઢયા હતા. સાત વરસની નાનકડી વયે કુર્આનના હાફિઝ થયા હતા અને ૧૫ વરસની નાની વયે ઊંડો ઈલ્મ ગ્રહણ કરી આલિમ–ફાઝિલ થયા હતા.

પિતાજી ચિશ્તી સિલસિલાના બુઝુર્ગ હતા. પિતાજી સાથે ૧૫ વરસની ઉંમરે હજ અર્થે પ્રવાસ આદર્યો. આપ હઝરતના જીવન પ્રસંગોમાં નોંધ્યું છે કે, હઝરત ભારે ઈબાદત તથા કઠણ રિયાઝત–તપસ્યા કરતા હતા.

આમ હઝરતે જુનાગઢના વસવાટ દરમિયાન આમ જનતાને ઘણો રૂહાની લાભ પહોંચાડયો.

હઝરત જમીલ શાહ દાતાર (રહ.) જુનાગઢ ક્યારે પધાર્યા હતા તેનો આધારભૂત સમય જાણવા મળતો નથી. જુદા જુદા મત પ્રવર્તે છે.

દાતારના ખલીફાઓના ફારસી વૃત્તાંતના આધારે આપ હઝરતના આગમનની સાલ ઈ.સ. ૧૨૪૦ છે. ફારસી કૃત તોહફતુલ કિરામ અનુસાર આ સાલ ઈ.સ. ૧૭૦૦ છે, જ્યારે કાઠિયાવાડ ગેઝેટીયર આપ હઝરતના આગમનનો સમય રાજા રા'માંડલીક

અમલ દરમિયાન ઈ.સ. ૧૪૫૧–૧૪૭૨ જણાવે છે. આમ જુદા જુદા મત પ્રવર્તે છે.

જીવનના અંતિમ વરસોમાં આપ હઝરત જુનાગઢ–દાતારથી હિજરત કરી 'પીર પટ્ટા' હાલના નગર ઠટ્ટા સિંધ ગયા હતા. આપ હઝરત ત્યાં જે વફાત પામ્યા.

## હઝરત દાવલ શાહ પીર (રહ.)

**આમરણ : કાઠિયાવાડ**

હઝરત અબ્દુલ્લતીફ બિન મલિક ઉર્ફે દાવલ શાહ પીર (રહ.)ના પિતાજીનું નામ મલિક મેહમૂદ કુરેશી હતું.

અહમદાબાદના પ્રખ્યાત બુઝુર્ગ હઝરત શાહે આલમ (રહ.)થી બયઅત થઈ ખિલાફત મેળવી હતી.

ગુજરાતના સુલતાન મહમૂદ બેગડાના ખાસ અમીર અને સિપેહસાલાર હતા. યુવાની કાળમાં લશ્કરી ખિદમત અંજામ આપતા હતા. ગુજરાતના ન જીતાયેલા વિસ્તારોમાં મહમૂદ બેગડાના લશ્કરની કૂચ વેળા લશ્કરની આગેવાની બહુધા આપ સંભાળતા.

પોતાના પીરો મુર્શિદ હઝરત શાહે આલમ (રહ.) પાસેથી "સાલાર મસ્ઊદ ગાઝી" અને સુલતાન મહમૂદ બેગડા પાસેથી "દાવરુલ મુલ્ક"નો ખિતાબ મળ્યો હતો.

ગુજરાતની પ્રખ્યાત ફારસી તવારીખ "મિરા'તે સિકંદરી" તથા "તારીખે ફરિશ્તા" એ હઝરત દાવલ શાહ પીર (રહ.)નો ઉલ્લેખ કરી આપ હઝરતને ઈસ્લામના મહાન સપૂત તથા વલી સિફત શખ્સ તરીકે સંબોધ્યા છે.

મિરા'તે સિકંદરી નોંધે છે કે, "મલિક દુનિયાની દોલતથી પૂર હતા તો પણ મઝહબ તરફનું વલણ ઘણું જ ચુસ્ત હતું. મલિકે સુલતાનના નામવર અમીર દાવરુલ્મુલ્કનો ખિતાબ મેળવ્યો ત્યાર પછી તેમના આંગણામાં અમીર–ઉમરાવો, સિપાઈઓ તથા લોકોની અવર જવર વધી પડી. આંગણામાં હાથી–ઘોડાની કતાર થવા માંડી. આથી આડોશ–પાડોશમાં તકલીફ પડવા માંડી. પોતાના ઘર આંગણે થતી ભીડ–ભાડથી પડોશીઓને તકલીફ પડી રહી છે એ જોઈ મલિકે મહોલ્લાનું પોતાનું નિવાસસ્થાન ખાલી કરી નાંખી શહેર બહાર વસવાટ આદર્યો. વળી એમ કહેવાય છે કે મલિક પોતાની જાગીર–પરગણાના ખેડૂતો પાસે ઈસ્લામી શરાહમાં બતાવેલા જ દરો લેતા હતા. ઈસ્લામના કાયદા–કાનૂનથી વધુ દર ખેડૂતો પાસેથી વસૂલ લેતા નહીં. આમ કરવાથી મલિકની જાગીર બરકત થવાથી દિવસે દિવસે વધવા માંડી. આ કારણના લઈ સુલતાનના જમાઈમાં અદેખાઈ આવી. તેણે મલિક વિરુદ્ધ સુલતાન આગળ કાન ભંભેરણી કરી, પરંતુ સુલતાને જમાઈની વાત ધ્યાનમાં લીધી નહીં. આમ છતાં ય સુલતાનના જમાઈની અદેખાઈ શમી નહીં. તેણે કાવતરું રચી મલિકને મારી નાંખવા માણસો મોકલ્યા. આ કાવતરું નિષ્ફળ નિવડયું અને મારવા જનારાઓ પકડાઈ ગયા. મલિકે તેઓને પૂછયું કે આવું નીચ કૃત્ય કરવાની હિંમત તમારામાં શાથી આવી ? તેઓએ જવાબ આપ્યો કે, અમારી દીકરીઓ પરણાવવા માટે ઉંમર લાયક થઈ છે, તેઓને પરણાવવાની અમારામાં શક્તિ નથી. સુલતાનના જમાઈએ અમને આર્થિક મદદ આપવાનું વચન આપ્યું છે આથી અમો આપનું ખૂન કરવા પ્રેરાયા. મલિકે તેઓને કહ્યું કે તમારી વાત ખરી છે, તંગી એક એવી ચીજ છે કે જે નહિ કરવાના કામ માણસ પાસે કરાવે છે. આમ કહી મલિકે તેઓને પૂરતી મદદ આપી."

એક વેળા મલિક લશ્કર સાથે હતા. સિપાઈઓએ પોતાના ઘોડા

ચરવા છૂટા મૂકી દીધા. થોડીવારે મલિકે જોયું કે, કેટલાક સિપાઈઓના ઘોડા એક જુવારના ખેતરમાં પ્રવેશી ચારો ચરી રહ્યા છે. મલિકે સિપાઈઓને પૂછયું કે શું તમારામાં અલ્લાહનો ડર નથી ? આ રીતે તમારા ઘોડા પારકાના ખેતરમાં ચરવા છૂટા મૂકી દીધા છે ? તેઓએ જવાબ આપ્યો કે અમો તો ખુદાથી ડરીએ છીએ, પરંતુ અમારા ઘોડાઓમાં એ વિશેની સમજ નથી ! મલિકે તેઓને જવાબ આપ્યો કે, જો તમો અલ્લાહનો ડર રાખતા હોત તો તમારા જાનવરો આ રીતે પારકાના ખેતરમાં પ્રવેશી ઊભો પાક બગાડત નહીં ! આમ કહી મલિકે પોતાનો ઘોડો લીલા કુંજાર જેવા ખેતર આગળ છૂટો મૂકી દીધો. ઘોડો આગળ વધ્યો નહીં અને માથું નમાવી પોતાના માલિક સામે જ ઊભો રહ્યો !

મલિક શાહ દાવલ (રહ.) એક કાવતરામાં શહીદ થયા. આપની વફાતની તારીખ 'ઝિલકદ' શબ્દ પરથી નીકળે છે. ઝિલકદ મહિનાની ૧૩ મી તારીખે હિજરી ૯૧૫ ઈ.સ.૧૫૧૧ ને શુક્રવારે આપ હઝરતની શહાદત થઈ.

કાઠિયાવાડના આમરણ ખાતે આપ હઝરત દફન થયા.

## સૈયદ સિકંદર (રહ.)

હઝરત સૈયદ સિકંદર બિન મસ્ઉદ (રહ.)નો જન્મ હિજરી ૭૫૦માં તિરમઝ ખાતે થયો. નાનપણમાં મખ્દૂમ જહાનિયાં જહાંગશ્ત (રહ.)ની સેવામાં ઠઠ–સિંધ પહોંચ્યા. મખ્દૂમ જહાનિયાં જહાંગશ્તની તરબિયત તથા ફયઝ મેળવી ખિલાફત મેળવી.

સુલતાન ફિરોઝ શાહના દિલ્હી પરના રાજ્ય શાસન દરમિયાન દિલ્હીથી મલિક અઝીઝુદીન યહ્યા આઝમુલ મુલ્ક બિન આરામ શાહ સાથે લશ્કરી ટૂકડીઓ લઈ માંગરોળ પહોંચ્યા. સખત લડાઈના અંતે

રાજા માર્યો ગયો અને આ પ્રદેશ ઉપર મુસલમાનોએ જીત મેળવી.

પોતાના પીરો મુર્શિદની પરવાનગીથી તબ્લીગી તથા રૂહાની ખિદમત કાજે માંગરોળ ખાતે કાયમી વસવાટ કર્યો. આપની ખાનકાહના નિભાવ અંગે મખ્દૂમપુર ગામ આપવામાં આવ્યું.

હઝરતનું પહેરણ, પ્યાલો, ધ્વજ વગેરે તબર્રુકાત "બડી મેડીવાળા" નામથી પ્રસિદ્ધ એવા વંશજો પાસે માંગરોળ ખાતે આજે પણ સચવાયલા છે. મૌલાના અબુ ઝફર નદવી સાહેબે પોતાના પુસ્તક "તવારીખે ગુજરાત" ભા.૧ માં તેનો સવિસ્તાર ઉલ્લેખ કર્યો છે.

હિજરી ૮૨૫ માં હઝરત સૈયદ સિકંદર (રહ.)ની વફાત થઈ. માંગરોળ ખાતે આપનો મઝાર છે.

સુલતાન મહમૂદ બેગડાના સમયમાં હઝરત સૈયદ સિકંદર (રહ.)ના વંશજ સૈયદ રુકનુદીન ઉર્ફે સૈયદ રાજુ માંગરોળ ખાતે પોતાના દાદાના પગલે રુશ્દો–હિદાયતની ખિદમત અંજામ આપતા હતા.

હઝરત સૈયદ રાજુએ અહમદાબાદના પ્રખ્યાત બુઝુર્ગ હઝરત શાહે આલમ (રહ.) ઉપર માંગરોળથી એક પત્ર તે કાળે લખ્યો હતો. આ પત્ર અત્યારે ય સુરક્ષિત છે. આ પત્રમાં ગિરનારનો બિન મુસ્લિમ રાજા મુસલમાનોને શાંતિથી રહેવા દેતો નથી અને ઈસ્લામની તબ્લીગ ભયમાં આવી પડી છે. આમ લખી આ પત્રમાં અહમદાબાદના સુલતાન બેગડાને મદદ કરવા હઝરત શાહે આલમ (રહ.)ને ભલામણ કરવા વિનંતી કરાઈ છે.

આ પત્રનો જવાબ પણ હઝરત શાહે આલમ (રહ.)એ હઝરત સૈયદ રાજુ (રહ.)ને આપ્યો હતો. આ પત્ર ઉપરથી તે વેળાના બુઝુર્ગો

ઈસ્લામની તબ્લીગ તથા મુસલમાનોની અગવડો દૂર કરવા માટે કેટલી ચોકસાઈ–કાળજી લેતા હતા તે જાણવા મળે છે. આ પત્રોનો સાર–ભાગ નીચે મુજબ છે.

હઝરત સૈયદ રાજુ (રહ.) અહમદાબાદના બુઝુર્ગ હઝરત શાહે આલમ (રહ.) ઉપર પત્ર પાઠવતાં લખે છે કે;

"....... લાંબા સમયથી મારી એવી મહેચ્છા છે કે આપ હઝરતની ખિદમતમાં હાજર થઈ રૂહાની ફૈઝ મેળવું. બદ કિસ્મતીના કારણે દુનિયાના કામોમાં એટલો બધો પ્રવૃત્ત છું કે મારી આ ઈચ્છા પૂરી થતી નથી, મને આનું ભારે દુઃખ છે. આપ હઝરતની પરવાનગી મળશે તો સેવામાં હાજર થવાનું સદ્‌ભાગ્ય મેળવીશ."

બાદ લખવાનું કે મારા દાદા હઝરત સૈયદ સિકંદર મુહમ્મદ (રહ.)ને આપ હઝરતના પરદાદા હઝરત મખ્દૂમ જહાનિયાં જહાંગશ્ત (રહ.)એ સોરઠમાં વસવાનો હુકમ આપ્યો હતો. આ પછી મારા મર્હૂમ વાલિદ સાહેબ તેમના પગલે ચાલીને લોકસેવા કરતા રહ્યા. વાલિદ સાહેબની વફાત પછી એ ખિદમત જારી રાખવા આ ગરીબ સેવક તૈયાર થયો; પરંતુ મુશ્કેલીઓ એટલા બધા પ્રમાણમાં સામે આવીને ઊભી છે કે તબ્લીગી કાર્ય માટે આગળ વધવા કદમ ભરવાનું મુશ્કેલ થઈ ગયું છે. ખાસ કરીને ગિરનાર ગઢના રાજા અને વર્તમાન અમલદારો એટલા પ્રમાણમાં મુસલમાનોના દુશ્મન બની બેઠા છે કે આ વિસ્તારમાં વસવું કપરું બની ગયું છે, આ વખત આમ મુસલમાનોની મદદનો છે. આથી કરીને આપ હઝરત દુઆ ફરમાવો કે ખુદા અમારા બધાની મુશ્કેલીઓ દૂર કરે અને અમારી મદદ કરીને અમને આ જુલ્મમાંથી બચાવે.

હઝરત શાહે આલમ (રહ.)એ પત્રનો ઉત્તર પાઠવ્યો હતો, જેનો સારાંશ નીચે મુજબ છે.

“...... આપ જનાબનો પત્ર મળ્યો. આપની તંદુરસ્તીના સમાચાર જાણી ખુશી ઉપજી. અમારી મુલાકાતે આવવાની ઉમ્મીદ મુબારક છે, જરૂર પધારજો. જલ્દી આવવાથી આપે લખેલ મામલાનો ઉકેલ જલ્દી આવશે, મુશ્કેલીઓ દૂર કરવા માટે નેક ફકીરોની રીત મુજબ ખુદા તરફની આપની મશ્ગુલિયત વધારી દો. નમાઝ પછી દસ વાર અલ્લાહના દરબારમાં આ રીતે કહો, “હે મારા પરવરદિગાર ! તારા હુકમોનું પાલન કરતા રહીને અમો તારી મદદ માંગીએ છીએ.”

હું આજે જ સુલતાન સાથે આ બાબતમાં ચર્ચા કરીશ. આપણી મુલાકાત થાય ત્યાં સુધીમાં પરિણામ જાહેર થઈ જશે, ઈન્શા અલ્લાહ. ગઢ ગિરનારના રાજા વિશે આપે જે શિકાયત લખી છે એ બાબતમાં હવે બેફિકર રહો. તે ઘણાં ટૂંકા સમયમાં સજાને પાત્ર થઈ જશે, દોસ્તો રાજી થશે અને દુશ્મનોના મોઢાં કાળા બની જશે. અલ્લાહને હાજર સમજી આ વાત ઉપર ખાતરી રાખજો. આપના કુટુંબીજનો અને મજલિસમાં હાજર હોય તે બધાને અમારા સલામ અને દુઆ પહોંચાડજો. પત્રવ્યવહાર જારી રાખજો. કાગળ–પત્ર પણ મુલાકાત સમાન છે. ખુદા રહમ કરે દુનિયાના ઉત્તમ આદમી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર અને આપની આલ પર સલામ હોજો !”

તવારીખ વાંચતાં જણાય છે કે સુલતાન મહમૂદ બેગડા સાથે હઝરત શાહે આલમ (રહ.)ની આ બાબતમાં ચર્ચા પછી આ વિસ્તાર ઉપર સુલતાન બેગડાએ આક્રમણ કર્યું હતું. આ વિસ્તાર મુસલમાનોના કબજામાં આવી ગયો હતો. આ બધી વિગતો ઘણી લાંબી છે જેની ચર્ચાનો અત્યારે અવકાશ નથી.

# દરિયાપીર શાહ બુખારી (રહ.)

મુન્દ્રા–કચ્છ

આપ હઝરત તુર્કસ્તાનના વતની હતા. રશિયાના ઝુલ્મી ઝાર આઈબોન લી ટેરીબ્લે મધ્ય એશીયાના તુર્ક રાજ્યો પર હુમલો કર્યો ત્યારે આપ હઝરતે આ હુમલો ખાળવા મુસલમાનોમાં શુરાતન રેડવા ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ તેમાં સફળતા મળી નહીં. મુસલમાનોની પરસ્પરની નાઈત્તિફાકી–કુસંપના કારણે છેવટે વતનમાંથી હિજરત કરી ગયા. (ધ બ્લેક હિલ્સ ઓફ કચ્છ)

હિન્દમાં દિલ્હી ખાતે મહબૂબે ઈલાહી હઝરત નિઝામુદીન અવલિયા (રહ.)ની ખિદમતમાં પહોંચી રૂહાની ફૈઝ મેળવ્યો.

કચ્છના કાઠી જીલ્લાના 'ડુમરા' નામે ગામમાં દરિયાકાંઠે આપે વસવાટ શરૂ કર્યો. હઝરતનો વસવાટ દરિયાકાંઠે હોવાથી તે "દરઆબ" તરીકે ઓળખાતો.

હઝરત શાહ મુરાદ ઉર્ફે દરિયાપીર (રહ.) કચ્છમાં પધાર્યા ત્યારે દિલ્હીની રાજગાદી પર શહેનશાહ જહાંગીર તથા કચ્છમાં મહારાજા ભારમલ્લજી પહેલાનું શાસન પ્રવર્તતું હતું.

શહેનશાહ જહાંગીરે કચ્છને તાબે આવવા પ્રતિનિધિમંડળ મહારાવ ભારમલ્લજી પાસે મોકલ્યું હતું. આ પ્રતિનિધિમંડળ હઝરત શાહ મુરાદ (રહ.)ને મળ્યું હતું. હઝરતની સૂચના અનુસાર આ પ્રતિનિધિમંડળે નીચેની શરતો ભારમલ્લજી સામે પેશ કરી હતી :

(૧) ખંડણીના બદલે કચ્છના રાજા પોતાના બંદરેથી હજ કરવા જતા–આવતા મુસલમાનોની વ્યવસ્થા પોતાના ખર્ચે કરશે.

(૨) શહેનશાહની મહોરવાળા રૂપિયાને કચ્છના રાજાને નાનો

સિક્કો પરણાવવામાં આવશે, તે સિક્કાને "કુંવરી" નામ અપાશે.

(૩) કચ્છની રાજધાની ભૂજને સલીમ નગર નામ અપાશે.

(૪) પાંચ હજાર સવાર સૈન્યની મહારાવ ખિદમત કરશે અને મહારાવને પાંચ હજારી ખિતાબ અપાશે.

શહેનશાહ જહાંગીરની આ શરતો મહારાવ ભારમલ્લજીએ સ્વીકારી. હાજીઓને મફત સગવડો આપવામાં આવતી. કુંવરી સિક્કાનું અપભ્રંશ 'કોરી' થઈ ગયું. આ સિક્કો હિન્દુસ્તાનના ભાગલા સુધી ત્યાં ચલણમાં હતો.

એક વેળા અમદાવાદનો સૂબો મોઅઝઝમ બેગ ખંડણી વસૂલ કરવાના બહાને કચ્છના રાજા રાયધણાજી ઉપર ચઢી આવ્યો. રાજા રાયધણાજીએ શાહ સાહેબની મુલાકાત લઈ અગાઉ થયેલ શરતો યાદ દેવડાવી.

હઝરતે સૂબાને સમજાવ્યો, પરંતુ તે હુમલો પાછો લઈ જવા સંમત થયો નહીં.

રાત્રે સૂબો પોતાના તંબૂમાં સૂતો હતો ત્યારે તેને ડરામણો ખ્વાબ આવ્યો. તેણે ખ્વાબમાં જોયું કે તેનો પલંગ દરિયામાં તરી રહ્યો છે. તે બચાવો–બચાવોની બૂમો પાડી રહ્યો હતો. સામેથી એક હોડકું આવતું દેખાયું. તેમાં શાહ સાહેબને તેણે બેઠેલા જોયા. શાહ સાહેબ કહી રહ્યા હતા કે, કાફિરો સાથે થયેલ શરતોનો મુસલમાનોથી ભંગ થાય નહીં. જો તું પાછો જઈશ નહી તો આ મોજાંઓ તને ઘેરી વળશે !

સવારે શાહ સાહેબ પાસે હાજર થઈ બેગ હુમલો પાછો લઈ જવા સંમત થયો.

મુઅઝઝમ બેગના સૈન્યની રાજપૂત ટૂકડીનો સરદાર ચાંપસિંહ

રાઠોડ હઝરતથી પ્રભાવિત બની મુસલમાન બન્યો. મહારાવે તેને પોતાના સૈન્યમાં સમાવી લઈ તેને ભારાપુર ગામના રક્ષણ માટે મૂકયો. આ ગામનું નામ પાછળથી 'સેડાતા' પડયું. અહીં રાજપૂતમાંથી મુસલમાન બનેલા રાઠોજી મુસલમાનો આજે પણ ત્યાં વસે છે. આ વંશના કેટલાક મુસલમાન કુટુંબો ભાગલા પછી પાકિસ્તાન હિજરત કરી ગયા અને અત્યારે કરાચીમાં વસે છે.

આ વિસ્તારમાં હિન્દુ જોગી ધર્મનાથ જાદુ વિદ્યામાં પારંગત હતો, પરંતુ હઝરત સામે તેની હાર થતાં તે ત્યાંથી ચાલ્યો ગયો. હઝરતની આવી રૂહાની શક્તિથી પ્રભાવિત બની 'સમોજા' જાતના રાજપૂતો ઈસ્લામ લઈ આવ્યા.

હઝરતની પ્રેરણાથી તુર્કસ્તાનના કેટલાક મુસલમાનો કચ્છ આવ્યા. મુન્દ્રા પાસે આવેલ 'ધ્રોળ' ગામમાં અત્યારે આ તુર્કોના વંશજો વસે છે. ધ્રોળનું જૂનું નામ 'દરઆબ' છે.

મુન્દ્રાનું જૂનું નામ ડુમરા છે. આ ડુમરા બંદરેથી વર્ધમાન શાહ નામક વાણીયાના વહાણ આફ્રિકા તરફ આવ–જા કરતા હતા. એક વેળા વર્ધમાન શેઠના માલ ભરેલા વહાણો દરિયામાં ફસાયા. હઝરતની દુઆથી આ વહાણો નિયત સ્થળે સલામત પહોંચવાથી શેઠ હઝરતથી ઘણો પ્રભાવિત થયો. વર્ધમાને આ જગાનું નામ મુરાદાબાદ પાડવા ઈચ્છા વ્યક્ત કરી; પરંતુ હઝરતની સૂચનાથી આ સ્થળનું નામ મુન્નહરા (ખાડી–નહેર પરનું શહેર) પાડવામાં આવ્યું. મુન્નહરા પરથી અપભ્રંશ થઈ આ બંદરનું નામ 'મુનરા' અથવા 'મુન્દ્રા' પડી ગયું.

હઝરત વફાત પછી કચ્છના મુન્દ્રા બંદરે જ દફન થયા. અત્યારે આપના મઝાર પાસે મસ્જિદ તથા મુસાફરખાનું છે.

# હાજી પીર (રહ.)

કચ્છ–'નરા'

આપ હઝરત બહાઉદ્દીન ઝકરિય્યા મુલ્તાની (રહ.)ના વંશજ છે.

હઝરત શૈખ બહાઉદ્દીન ઝકરિય્યા (રહ.)ના એક વંશજ શૈખ ઝિયાઉદ્દીન ઠઠ આવી વસ્યા, ત્યાંથી 'સુજાવલ' અને ત્યાંથી બહાઉદ્દીનપુર આવી વસ્યા. હઝરત શાહ ઝકરિય્યા ઉર્ફે હઝરત હાજી પીર (રહ.) હઝરત શૈખ બહાઉદ્દીન (રહ.)ના નેક પૌત્ર હતા.

હઝરતે ૧૨ વર્ષની વયે કલામેપાક હિફ્ઝ કર્યું. પિતાજી પાસેથી દીની તાલીમ મેળવી. આપ હઝરતનો કૌટુંબિક વ્યવસાય ભેંસો પાળવાનો હતો. હઝરત ભેંસો ચારવા જંગલમાં જતા. ભેંસો ચરતી અને હઝરત યાદે ઈલાહીમાં પરોવાય જતા. હઝરત મોટા ભાગે રોઝો રાખતા. સખત ગરમીમાં ય નફલ રોઝા રાખતા.

પાછળથી પોતાના વતનનો ત્યાગ કરી હઝરત પોતાની ભેંસો સાથે કચ્છના 'નરા' નામક ગામે પધાર્યા.

હઝરતના રુશ્દો–હિદાયત તથા તબ્લીગના પ્રતાપે અનેક કચ્છીઓએ ઈસ્લામ સ્વીકાર્યો.

એક વેળા ભયંકર દુકાળ પડયો. લોકો અને પશુ–પ્રાણીઓ ભૂખે મરવા લાગ્યા–પાણી વિના ટળવળવા લાગ્યા. બધા કચ્છીઓ એકત્ર થઈ હઝરત સામે હાજર થયા અને પોતાની વિતક રજૂ કરતાં કહ્યું કે, હઝરત ! વરસાદ વિના ઘણી આફતમાં આવી પડયા છીએ, ઘાસચારા વિના અમારું પશુધન નાશ પામી રહ્યું છે. ઉપરાંત જીવતા રહેવાનું પણ હવે દુર્લભ બની રહ્યું છે.

હઝરત બધાને લઈ પાણીના હવાડા પાસે ગયા. ત્યાં જઈ બોલ્યા

કે આ મારા કુજામાં પાણી છે, તે પાણી હું પીઉં છું અને મારી ભેંસો પણ પીએ છે. આ કુજાનું થોડુંક પાણી આ હવાડામાં નાખું છું. વળી, આપણી આ જગાએ વીરડી ખોદીએ. તેમાંથી પાણી કાઢીશું તો બધાને રાહત મળશે. કચ્છીઓ કહેવા લાગ્યા કે હઝરત ! અમારી મશ્કરી કરો નહીં. કુજાના પાણીથી હવાડો ભરાય નહીં અને આ દુકાળમાં આ જમીન પણ તરસી છે, તેમાંથી પાણી કઈ રીતે નીકળશે ?

હઝરત બોલ્યા કે જે લોકો અલ્લાહ ઉપર ઈમાન લઈ આવે છે અને સારા કામો કરે છે તેમની દુઆ અલ્લાહ કબૂલ કરે છે.

તમો મારી જેમ મારા અલ્લાહ ઉપર ઈમાન લઈ આવો; બધા દુઃખોં ટળી જશે.

માલધારીઓએ વચન આપ્યું. હઝરતે પોતાના કુજાનું પાણી હવાડામાં નાખતા હવાડો ભરાઈ ગયો. માલધારીઓના જાનવરોએ તેમાંથી ધરાઈને પાણી પીધું. આ પછી બધા માલધારીઓ સાથે હઝરતે ત્યાં ખોદતાં પાણી નીકળ્યું. માલધારીઓ હઝરતથી પ્રભાવિત બની વચન અનુસાર ઈમાન લઈ આવ્યા.

માલધારીઓ બોલ્યા કે હઝરત ! આપની દુઆથી જે ખુદા જમીનમાંથી પાણી બહાર કાઢે છે એ ખુદા આકાશમાંથી પાણી પણ વરસાવી શકે છે. હઝરતે કહ્યું કે, ચાલો, બધા મારી સાથે દુઆ માટે હાથ ઉઠાવો. ''રવઝતુસ્સાદાત''માં છે કે હાથ ઉઠાવતાં જ આકાશમાંથી વરસાદ તૂટી પડયો. બધે પાણી જ પાણી થઈ ગયું.

'નરા' ગામના જાગીરદારને હઝરત લોકોને મુસલમાન બનાવે છે એ વાત ગમી નહીં. તે હઝરત પાસે પોતાની વાછરડી લઈ હાજર થઈ કહેવા લાગ્યો કે તમો જે ખુદાની પૂજા કરો છો એ ખુદા આ

વાછરડીમાંથી દૂધ કાઢી આપે તો હું તમારો ખુદા સાચો છે એમ માનું.

જાગીરદારે હઝરતને ઈમાન લઈ આવવાનું વચન આપતાં હઝરતે વાછરડી ઉપર બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ કહી હાથ ફેરવ્યો. વાછરડીના આંચળ દૂધથી ભરાઈ ગયા. એક માલધારીએ દૂધ દોહ્યું.

હઝરતની આ કરામત જોઈ અદેખાઈમાં જાગીરદારે કહ્યું કે, આપની જાદુ–વિદ્યાથી અત્યારે આ વાછરડીએ દૂધ આપ્યું, પરંતુ કાયમ માટે આ રીતે તે દૂધ આપતી રહે તો હું આપના ખુદા ઉપર ઈમાન લઈ આવું.

હઝરતે ફરમાવ્યું કે તમો તમારા વચનથી ફરી રહ્યા છો. ગાય બન્યા વિના આ વાછરડી કાયમ દૂધ આપે નહીં એવો કુદરતી નિયમ છે. છતાં પણ મારા ખુદા માટે એ આસાન–સરળ છે. તમારી જેવા વાતમાંથી ફરી જનારા માટે મારા ખુદાની શક્તિ બતાવવાનું યોગ્ય નથી. મારા જેવા ફકીરની મશ્કરી કરી આ રીતે વચનભંગ કરવાનું પરિણામ તમો ભોગવશો.

પાછળથી કાઠિયાવાડના પ્રખ્યાત બહારવટિયો જાડેજા જેસલકેર 'નરા' ગામ ઉપર ત્રાકડી પડયો. જાગીરદારની રોકડ તથા ઢોરઢાંખર લૂંટી ગયો !

ઉપદ્રવી માણસોની રંજાડ સામે એક હિન્દુ વિધવા બાઈને મદદ કરવા જતાં હઝરત શહીદ થયા.

આપ હઝરત કચ્છના સોદરાણા પાસેના રણમાં 'નરા' ગામે દફન થયા.

## હઝરત મુહમ્મદ પનાહ (રહ.)

કચ્છ – ભૂજ

આપ હઝરતનું નામ મુહમ્મદ પનાહ હતું. વાલિદ સાહબનું નામ અહમદશાહ બિન મુહમ્મદ શાહ બિન સૈયદ મુહમ્મદ બાકિર હતું. આપ હઝરતનો વંશીય સિલસિલો ૨૦ મી પેઢીએ હઝરત અબ્દુલ કાદિર જીલાની (રહ.)ને જઈ મળે છે.

આપ હઝરત ઈ.સ. ૧૭૬૧ માં કચ્છ પધાર્યા.

પ્રાથમિક દીની તાલીમ પિતાજી પાસેથી મેળવી. સંખ્યાબંધ આલિમો તથા બુઝુર્ગો પાસેથી ફિકહ, તફસીરે હદીસ, તરીકત, હકીકત તથા મઅરિફતનું જ્ઞાન મેળવ્યું.

કચ્છ આવી આપ હઝરતે ભૂજની લાહોરવાડાની મસ્જિદમાં મુકામ કર્યો. આપ હઝરત લોકોને નમાઝ, રોઝા વગેરેની પાબંદી કરવાની તાકીદ ફરમાવતા હતા. ફરમાવતા કે, બેનમાઝીઓએ મારી પાસે વધારે આવવું નહીં. આપ હઝરતની નમાઝ પ્રત્યેની સખત તાકીદથી ભૂજમાં મસ્જિદો નમાઝીઓથી ઉભરાવા લાગી. મસ્જિદોમાં જગા મળતી નહીં. આપ હઝરતે લત્તે–લત્તે મસ્જિદો બનાવવા હુકમ કર્યો.

તિબ્બ–હિકમતના વ્યવસાય વડે આપ હઝરત ગુજરાન ચલાવતા હતા.

આપ હઝરતના અથાગ્ તબ્લીગી પ્રયાસોથી આ વિસ્તારમાં ઈસ્લામ ફેલાવા માંડયો.

કચ્છના તે વેળાના મહારાવ ગોડજી નિઃસંતાન હતા. તેનો દરબારી ભીમજી હઝરતનો અકીદતમંદ હતો. હઝરતના હાથે તેણે

ઈસ્લામ સ્વીકાર્યો હતો. મહારાવ ગોડજીને તે હઝરત પાસે લઈ આવ્યો. હઝરતની દુઆઓથી મહારાવના ત્યાં પારણું બંધાયું. પોતાના ત્યાં પુત્ર થવાની ખૂશીમાં તે ભેટ–સોગાદો લઈ હઝરત પાસે હાજર થયો. હઝરતે કહ્યું કે ભાઈ ! ફકીરોને આ વસ્તુની કશી જ જરૂર નથી. જેના હુકમથી તમારા ત્યાં દીકરો થયો છે એ અલ્લાહનું નામ બુલંદ કરવા મસ્જિદ માટે જગા આપો અને ત્યાં મસ્જિદ બંધાવી આપો.

કચ્છમાં મહાદેવવાળા કિલ્લામાં તેણે એક મોટી મસ્જિદ બંધાવી. આ ગગનચુંબી મસ્જિદ અત્યારે ય હયાત–આબાદ છે.

આપ હઝરતના કુતુબખાનામાં દસ હજાર જેટલી કિતાબો અરબી, ફારસી અને ઉર્દૂ ભાષામાં હતી. અંગ્રેજોએ આ કુતુબખાનાની કિતાબો હસ્તગત કરી લીધી હતી.

રાજાએ હઝરતની ખાનકાહ તથા મસ્જિદના નિભાવ માટે ભૂજ તાલુકાનું 'પુનડી' ગામ તથા અંજાર તાલુકાનું 'વીડી' ગામ ભેટ આપ્યા હતા.

આપ હઝરત ઝિક્રે ઈલાહીમાં જ હિજરી સન ૧૧૮૧ ઈ.સ.૧૮૨૩ વિક્રમ સંવત ૧૮૭૦ શ્રાવણ સુદ બુધવારના દિવસે વફાત પામ્યા.

ભૂજની આલીશાન મસ્જિદના પ્રાંગણમાં આપ હઝરત દફન થયા.

આપ હઝરતના સમયમાં ભૂજ ખાતે ૨૫૦૦૦ જેટલી આબાદી હતી, જેમાં ૮૦૦૦ જેટલા મુસલમાનો હતા અને ૮૦ જેટલી મસ્જિદો હતી.

## હઝરત ખ્વાજા સેરાની (રહ.)

ધોરાજી

આપ હઝરતનું નામ મોહકમુદ્દીન હતું. લકબ 'સેરાની' હતો. બહુધા સફરમાં જ રહેતા હોવાથી આપ હઝરત 'સેરાની' તરીકે પ્રખ્યાત થયા.

આપ હઝરતના પીરભાઈ ખ્વાજા નૂર મુહમ્મદ મહારવી (રહ.)ના જન્મની સાલ 'ઝિક્રે ખયર' કિતાબમાં હિ.સ. ૧૧૪૩ જણાવી છે. નૂર મોહંમદ મહારવી (રહ.) ફરમાવતા કે મોહકમુદ્દીન મારાથી ૭ વર્ષ મોટા હતા. આ ઉપરથી આપ હઝરતનું જન્મનું વર્ષ ૧૧૩૬ હિજરી હોવું જોઈએ. આપ હઝરત જાતના 'ખરલ' હતા.

'લતાઈફે સેરિયા'માં આપ હઝરતનો સિલસિલો કાદિરી અને તરીકો સુન્ની હનફી જણાવવામાં આવેલ છે. પીરો મુર્શિદનું નામ હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક (રહ.) હતું.

હઝરત મહારવી (રહ.) ફરમાવે છે કે હઝરત મોહકમુદ્દીન હમસબક–સહાધ્યાયી હતા. ૧૩ વર્ષની ઉંમરમાં જ અલ્લામા તફતા ઝાનીની કિતાબ શર્હે અકાઈદ સંપૂર્ણ કરી લીધી હતી. અમારા પીરો–મુર્શિદ હઝરત ખ્વાજા ખાલિક (રહ.)એ દિલ્હી ખાતે ફખ્રુદ્દીન ફખ્રેજહાંના મદ્રસામાં તાલીમ લીધી હતી. એ જ મદ્રસામાં અમોએ પણ તાલીમ લીધી હતી. ભાવલપુરના મદ્રસએ અરબિય્યહના ઉસ્તાદ મૌલાના મીઠન કોટવાલા (રહ.) 'શરહ અકાઈદ નસફી'ની મુશ્કિલ મકામાતોનો હલ–ઉકેલ હઝરત ખ્વાજા સેરાની (રહ.)થી કરાવતા હતા. (સૂફિયાએ પંજાબ)

હઝરત સેરાની (રહ.) લાંબા કદના હતા. રંગ ઘઉંવર્ણો, માથાના વાળ મધ્યમ, આંખો મધ્યમ કદની, પેશાની કુશાદા અને દાઢી

મુબારક નાની હતી. સુન્નતે રસૂલના ચુસ્ત હિમાયતી અને પાબંદ હતા. આલે રસૂલથી ઘણી જ મુહબ્બત ધરાવતા. સદા આલિમોની મજલિસમાં જ ઉઠતા–બેસતા. પૈસાને હાથ લગાડતાંનહીં. મોટા ભાગે વાતચીતમાં ઉર્દૂ ભાષાનો ઉપયોગ કરતા.

'લતાઈફે સેરિયા'માં છે કે, આપ હઝરતે શાદી કરી ન હતી.

આપ હઝરતને ઘોડા તથા ઊંટની સવારીનો શોખ હતો. ઘોડાનું નામ 'તવક્કલ' તથા ઊંટનું નામ 'દુરગાહી' હતું.

એક વેળા હઝરતે એક મસ્જિદમાં મુકામ કર્યો. પોતાના ઊંટને ચરવા અર્થે છૂટું મૂક્યું. ઊંટ મસ્જિદના કંપાઉન્ડની ઝાડીમાં ચરવા માંડયું. મસ્જિદના એક ખાદિમે આ અંગે હઝરતને શિકાયત કરી. હઝરતે ઊંટ તરફ જોઈ ફરમાવ્યું કે, દુરગાહી ! આ ઝાડી મસ્જિદની છે; અહીં આપણાથી ચારો લઈ શકાય ? ઊંટ આ સાંભળી તરત જ બહાર નીકળી ગયું.

એક વેળા હઝરત સેરાની (રહ.) ઈબાદતમાં મગ્ન બેઠા હતા. તેવામાં શાકભાજી વેચનાર ફેરિયાનો અવાજ કાને પડયો. "પાલક, સોયા, ચોકા" આ ત્રણે નામ શાકભાજીના છે. આપ હઝરતે આધ્યાત્મિક ભાષામાં તેનો અર્થ લીધો કે પાલક એટલે કે આંખોની પલક–પાંપણો. સોયા એટલે આ પલક–પાંપણ બંધ કરી સૂઈ ગયા ને ચોકા એટલે ચૂકી ગયા–માર્ગ ભૂલી ગયા. આપે અર્થ લીધો કે હકીકતથી આપણી આંખો બંધ છે. આથી આપણે રાહે રાસ્ત ભૂલી બેઠા છીએ. આમ વિચારી આપ ઉપર વજ્દ છવાઈ ગયો.

એક વેળા આપને જોઈ એક ખેડૂતે અવાજ આપ્યો કે હે દલ્લા ! ઊભો રહે. આ સાંભળી આપે પોતાના સાથીદારને પૂછયું કે, એ ભાઈ શું કહે છે ? દલ્લા એટલે શું ? સાથીદારે સમજાવ્યું કે દલ્લાનો

અર્થ દલાલ થાય છે. હઝરતે પોતાની આદત મુજબ તેનો અર્થ રમ્ઝ–ભેદભર્યો તારવ્યો. હઝરત બોલ્યા કે જમીનદારે જે અર્થમાં મને અવાજ આપી ઊભો રાખ્યો છે તેને હું સાર્થક કરી બતાવું. આમ કરીશ તો જ હું સાચો દલ્લો–દલાલ કહેવાઉં. આમ કહી આપે પેલા ખેડૂત તરફ વજ્દભરી નજરો નાખી. હઝરતની આંખોમાંથી નૂરાની કિરણ તેના પર પડતાં જ તે હકીકતથી લબરેઝ થઈ ગયો. તેનો હૃદયપલ્ટો થઈ ગયો.

એક વેળા દિલ્હીની મસ્જિદમાં મેઅરાજ વિશે ચર્ચા ચાલી રહી હતી. એક તાલિબે ઈલ્મએ સવાલ કર્યો કે મને તો મેઅરાજની વાત સમજમાં આવતી નથી. હઝરત આ ચર્ચા દરમિયાન હાજર હતા. હઝરત ઊભા થઈ ગયા. પાણીનો પ્યાલો હાથમાં લઈ એક કાંકરો તેમાં નાંખ્યો. આ પછી તાલિબે ઈલ્મને સમજાવ્યું કે આ કાંકરો પાણીને ચીરી કટોરાના તળિયે પહોંચી ગયો, છતાં પાણીમાં છિદ્ર રહ્યું નહીં. આ જ રીતે મેઅરાજ વિશે સમજવાનું છે. હજુ સમજમાં ન આવતું હોય તો તમો મસ્જિદ બહાર નીકળી જાવ. તાલિબે ઈલ્મ મસ્જિદ બહાર નીકળતાં જ આપે દરવાજો બંધ કરી દીધો. આ પછી સમજાવ્યા મુજબ તાલિબે ઈલ્મએ બહારથી હઝરતને અવાજ આપ્યો. હઝરત તે જ પળે બંધ દરવાજામાંથી બહાર નીકળી તેની પાસે ઊભા થઈ ગયા. આ પછી હઝરતે સમજાવ્યું કે હું તો હઝરત પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો અદના ગુલામ છું. મારા જેવા અદના માણસ બંધ દરવાજામાંથી બહાર સરળતાથી નીકળી શકે તો પછી પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાતો આકાશોમાં જઈ પાછા આવ્યા તેની તમને કેમ નવાઈ લાગે છે ?

એક અકીદતમંદે આંધળી અકીદતમાં આપ હઝરતને ખોરાકમાં ઝેર ખવડાવી દીધું, જેના કારણે હઝરત ૧૧૯૭ની ૫ મી રબીઉલ આખરે વફાત પામ્યા.

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# સુરત

## સુરત જિલ્લાના વિવિધ બુઝુર્ગો

## સુરત જિલ્લાના વિવિધ બુઝુર્ગો

★ હઝરત સૂફી સુલયમાન (રહ.)

★ મૌલાના મુફતી મરગૂબ અહમદ લાજપુરી (રહ.)

★ મૌલાના અબ્દુલહઈ કફલેતવી (રહ.)

★ સૂફી આબિદ મિયાં ઉસ્માની ડાભેલ (રહ.)

★ હઝરત મૂસાજી (રહ.)

★ હઝરત સૈયદ નિઝામુદીન (રહ.)

## હઝરત સૂફી સુલયમાન (રહ.)

આપનું નામ સુલયમાન હતું અને આપની કુન્નિયત અબૂ મુહમ્મદ હતી. પિતાનું નામ હાફિઝ અહમદ અને દાદાનું નામ શૈખ યાકૂબ. સૂફી સાહબની જન્મ તારીખ મળતી નથી; પરંતુ સચીન સ્ટેટના પ્રથમ નવાબ અબ્દુલ કરીમ યાકૂતખાન ઉર્ફે બાબુ મિયાંના સમયમાં ૧૭૮૦ થી ૧૮૦૨ સુધીમાં આપનો જન્મ હોવાનું મનાય છે. ૧૯૨૪ માં આપનું અવસાન થયું. આમ તેઓ લગભગ ૧૩૦ વર્ષ જીવ્યા ગણાય. ૧૮૦૨ માં જનાબ ઈબ્રાહીમ મુહમ્મદ યાકૂતખાન ગાદીએ આવ્યા. સૂફી સાહેબ એમને સારી પેઠે જાણતા હતા.

નાનપણથી જ આપને અલ્લાહની ઈબાદતનો શોખ હતો. પ્રાથમિક શિક્ષણ એમણે પિતા પાસેથી પ્રાપ્ત કર્યું અને નાનપણમાં જ કુર્આને મજીદ, ઉર્દૂ અને બીજી જરૂરી ધાર્મિક વિદ્યાઓ શીખી લીધી. અરબી, ફારસી તેઓ સૈયદ ફકીરુલ્લાહ સાહેબ પાસેથી શીખ્યા, જે નવાબ સાહેબના જમાઈ અને રિયાસતના કાઝી હતા તેમજ ધનિક ઉમરાવ હોવા છતાં દુરવેશ તરીકે જીવન ગાળતા હતા. કોઈ મદ્રસામાં પ્રવેશ મેળવીને સૂફી સાહેબે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય એમ લાગતું નથી; પરંતુ ઈસ્લામી સ્ટેટના પ્રોત્સાહનથી આકર્ષાઈને આવતા વિદ્વાનો અને સદાચારી સંતોના સત્સંગનો લાભ લેતા રહેતા હતા. ખેતી એમની આજીવિકાનું સાધન હતું. સંપૂર્ણ વલીની સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી મુરીદો (અંતેવાસી) અને શ્રદ્ધાળુઓ સેંકડોની ભેટ–સોગાતો સાદર રજૂ કરતા હતા; પરંતુ તવક્કુલ ઉપર નિર્ભર લોકોને એવી ભેટ–સોગાતોની પડી હોતી નથી, તેઓ તે ભેટો તરત જ ગરીબોમાં વહેંચી દેતા હતા.

સૂફી સાહેબે રંગૂન, ઉત્તર પ્રદેશ, પંજાબ અને કાઠિયાવાડનો

અનેક વખત પ્રવાસ ખેડયો અને અનેક વખત હજ માટે ગયા. તેઓ ગેરુઆ (ભગવા) રંગના કપડાં પહેરતા. આથી તડકેશ્વરના હઝરત મૂસાજી ફારૂકી તેમને જોગીબાવાના નામે યાદ કરતા હતા, હઝરત હાજી વારિસ અલી શાહ સાહબ અને હઝરત ઝિયા માસૂમ મુજદ્દીને મુંબઈમાં તેઓ મળ્યા હતા. ખત્મે નુબુવ્વત અને મસીહે મવઊદના પ્રશ્નો ઉપર ચર્ચા કરવા તેઓ એક વખત ગુલામ અહમદ કાદિયાનીને મળવા કાદિયાન પણ ગયા હતા.

મસીહે મવઊદના પ્રશ્ન ઉપર જ્યારે મિર્ઝા કાદયાનીએ કહ્યું કે ઈસા ઈબ્ને મરયમ મરણ પામ્યા છે ત્યારે સૂફી સાહેબ ઉત્તેજિત થઈ ગયા અને પડકારની ભાષામાં કહ્યું કે, 'તમે મને અહીં બેઠા બેઠા હઝરત ઈસા (અલૈ.) પાસે લઈ જાઓ કાંતો હું તમને એમની પાસે લઈ જાઉં અને તમે જાતે પ્રત્યક્ષ રીતે એમને જ પૂછી લેજો કે તેઓ જીવે છે કે મરણ પામ્યા છે.' મિર્ઝા સાહેબ જવાબ આપી શકયા નહીં.

સૂફી સાહેબે કોઈ ગ્રંથ લખ્યો નથી પણ એમની 'વાણી' (મલ્ફૂઝાત)નો એમની હયાતીમાં સંગ્રહ કરવામાં આવ્યો હતો, તેનો એક ભાગ એમના વફાત પછી ૧૩૪૪ હિજરીમાં 'કરામાતે કુદસિયાહ અલ અવરાદે સૂફીયા' નામથી પ્રસિદ્ધ થયો. આ નામમાંથી જ એની તારીખ (રચના વર્ષ) પણ ૧૩૨૨ હિજરી નીકળે છે એ પછી આપના ચાહકોના વારંવારના આગ્રહને લીધે હિ. સં. ૧૩૪૫માં એમના અન્ય લેખો સાથે 'મઆરિફે સૂફીય્યહ' જેનું તારીખી નામ 'ઈશારાત્તુલ આરિફીન' છે, પ્રસિદ્ધ થયું.

એ પછી મિત્રોના આગ્રહને વશ થઈ આપના લેખોનો એક સંપૂર્ણ સંગ્રહ 'બાગે આરિફ'ના તારીખી નામે ૧૩૫૪ હિજરીમાં પ્રસિદ્ધ થયો જેના સંપાદનનું શ્રેય સૂફી સાહેબના દૌહિત્ર મુહમ્મદ

યૂસુફ સાહેબને ફાળે જાય છે. આ સંગ્રહમાં તેઓશ્રીની 'વાણી'; કરામત અને ચમત્કારના પ્રસંગો, અમલિયાત, મામૂલાત, મહિના અને દિવસોના ફઝાઈલ અને હકીકતને સ્પર્શતા લેખોનો સમાવેશ થાય છે. એની ભાષા સરળ છે. આ સંગ્રહ હવે અપ્રાપ્ય છે, પરંતુ એમના સગા–સંબંધીઓએ તાજેતરમાં ગુજરાતીમાં એનો સંક્ષેપ પ્રસિદ્ધ કર્યો છે.

## મૌલાના મુફ્તી મરગૂબ અહમદ લાજપૂરી (રહ.)

આપ ગુરૂવાર તા.૩ ઝિલ્કઅદ ૧૩૦૦ હિ. સં./ ઈ. સ. ૧૮૮૧ માં લાજપુર જન્મ્યા. પ્રાથમિક શિક્ષણ અને કુર્આન મજીદના અમુક પારા લાજપુરમાં અને સુરતમાં મોઢે કર્યા. પછી કેટલાક પ્રાથમિક ગ્રંથોનો અભ્યાસ હઝરત સૂફી સુલયમાન પાસે કર્યો. સૂફી સાહેબના સુપુત્ર મૌલાના અહમદ પાસે પાંચ વર્ષમાં ફારસી–અરબી વ્યાકરણશાસ્ત્ર, તર્ક–તત્ત્વજ્ઞાન વગેરેનો સંપૂર્ણ અભ્યાસ કર્યો. વધુ અભ્યાસાર્થે મદ્રસએ જામિઉલ ઉલૂમ કાનપુર, દારુલ ઉલૂમ દેવબંદ અને મદ્રસએ અબ્દુર્રબ દિલ્હી ગયા, ત્યાં દર્સે નિઝામી પૂરો કર્યો. અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની એમના સહાધ્યાયી હતા. મૌલાના અબ્દુલ હમીદ ભોપાલીએ એમનું તારીખી નામ 'મરગૂબ અહમદ' શોધી કાઢ્યું હતું.

લાંબા સમયથી બંધ થઈ ગયેલ લાજપુરના મદ્રસએ દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહને તેમણે ફરી શરૂ કર્યો, પરંતુ ૧૩૩૩ હિ.સ. માં અમુક પ્રતિકૂળ સંજોગોને લીધે એ મદ્રસો ફરી બંધ પડી ગયો. તેઓ રંગૂન જતા રહયા અને ત્યાં મદ્રસએ મુઅલ્લિમિય્યહમાં શિક્ષણ અને ઈફતા (ધાર્મિક સમસ્યા અંગેના ચુકાદા)નું કામ કરતા રહ્યા. બર્માના દાનવીરો અને સચીનના નવાબ સાહેબના સહકારથી ૧૯૨૭ માં લાજપુરમાં જામે મસ્જિદની એક ભવ્ય ઈમારત બંધાવી.

મૌલાના મરગૂબ અહમદ એક નિર્ભય અને સત્યનિષ્ઠ સજ્જન હતા. ઉર્દૂ ઉપર લેખક અને વક્તા તરીકે તેઓ સરખો કાબૂ ધરાવતા હતા. આતિથ્યપ્રેમી અને ચારિત્ર સંપન્ન હોવાને લીધે તે સૌનો આદર પામેલા હતા.

લકવા થવાથી પહેલી મુહર્રમ ૧૩૮૨ હિ.સ. ૫ જૂન ૧૯૬૨માં લાજપુરમાં અવસાન થયું. આપની કૃતિઓમાં ''સફીનતુલ ખયરાત ફી મનાકિબિસ સાદાત'' અહલે બૈત (રદિયલ્લાહુ તઆલા અન્હૂ) ઉપર એક અમૂલ્ય ગ્રંથ છે. આ વિષય ઉપર એનાથી ઉત્તમ કિતાબ ઉર્દૂમાં વાંચવામાં આવી નથી. પ્રત્યેક પાને એમની શ્રદ્ધા વ્યક્ત થાય છે. કાનપૂર, દેવબંદ અને દિલ્હીમાં રહ્યા હોવાને લીધે, આખું પુસ્તક વાંચ્યા પછી કદી એવું લાગતું નથી કે પુસ્તક કોઈ ગુજરાતીએ લખ્યું છે.

એમની બીજી કૃતિ છે ''જમ્ઉલ અરબઈન ફી તાલીમીદીન'' જે પસંદગીની ચાળીસ હદીષોનો સંગ્રહ છે, જેમાં તફસીર અને તરજુમો શામેલ છે. એમની ત્રીજી કૃતિ છે ''તવહીદુલ ઈસ્લામ'' એનો વિષય એના શીર્ષક ઉપરથી વિદિત થાય છે. એમની ચોથી કૃતિ ''અરકાને ઈસ્લામ'' શાફેઈ ૫ થી ઉપર છે. ઉપરાંત એમના લેખો 'બુરહાન' જેવા પ્રતિષ્ઠિત સામાયિકોમાં પ્રસિદ્ધ થતા રહ્યા.

## મૌલાના અબ્દુલ હય્ય કફલેતવી (રહ.)

આપનું નામ છે અબ્દુલ હય્ય બિન હાફિઝ અહમદ બિન સુલયમાન બિન યૂસુફ. આપ ૧૨૮૩ માં જન્મ્યા. તે પછી તરત જ પિતાશ્રીનું અવસાન થયું. એમનાં માતા આપને આપના મુર્શિદ મૌલાના લિયાકતઅલી ઈલાહાબાદીની સેવામાં લઈને આવ્યાં. એમણે જ આપનું નામ અબ્દુલ હઈ રાખ્યું અને આશીર્વાદ આપ્યા.

પ્રાથમિક શિક્ષણ ગામના મદ્રસામાં પ્રાપ્ત કર્યું. માત્ર ત્રણ વર્ષમાં આખું કુર્આન કંઠસ્થ કર્યું. પછી સુરતમાં ત્યાંના પ્રખર વિદ્વાન મૌલાના મુહમ્મદ ફાઝિલ સુરતી પાસે ફિકહ, તર્કશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન અને અરબી શીખ્યા. વિદ્યા માટેની ઝંખનાને લીધે તેઓ દિલ્હી ગયા. એ સમયે રેલ્વે ન હતી, તેથી આ પ્રવાસ પગપળા ખેડયો. દિલ્હીમાં જાણીતા વિદ્વાન હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલવી પાસેથી લૌકિક અને અલૌકિક વિદ્યાઓ પ્રાપ્ત કરી. પછી તેઓ મૌલાના શાહ મોહંમદ ઈસ્હાક મુહદ્દિસે દહેલવીના શિષ્ય બન્યા. પછી હિ.સ. ૧૩૦૨ માં ભોપાલ પધાર્યા. ત્યાં મહાન વિદ્વાન મૌલાના અહમદ મુહદ્દિસ ભોપાલીના શિષ્ય બન્યા અને ત્યાર પછી મુહદ્દિસ શૈખ હુસૈન યમની ભોપાલી પાસે ''સિહાહ સિત્તહ''ના આરંભના કેટલાક પાઠ તબર્રુકન શીખ્યા અને આ બન્ને વિભૂતિઓ પાસેથી પ્રમાણપત્ર (સનદ) અને (ભણાવવાની) પરવાનગી મેળવ્યાં.

પોતાના પ્રિય વતન કફલેતામાં પાછા ફર્યા છતાં વિદ્યારસ એમને કાનપૂર, રામપુર અને અલીગઢ લઈ ગયો. ત્યાર પછી તિબ્બ એટલે ઈલાજની યુનાની પદ્ધતિ શીખવાનો શોખ થયો તેથી લખનઉ પહોંચ્યા અને ખાતિમુલ હુકમા નિપુણ હકીમ અબ્દુલ અઝીઝ લખનવી (૧૮૫૫ થી ૧૯૧૧) પાસેથી તિબ શીખ્યા. હકીમ અબ્દુલ અઝીઝ મહારાજા સયાજીરાવ ગાયકવાડના ફેમિલી ડૉક્ટર પણ હતા. ત્યાર બાદ રાંદેરની પીપડવી શેઠના મદ્રસએ મુહમ્મદિય્યહમાં શિક્ષક નિમાયા, પરંતુ તે પછી તરત જ બર્માના લોકોએ એમને ત્યાંની જામિઅ મસ્જિદના ઈમામ તરીકે મોલમેનમાં બોલાવી લીધા. ત્યાં એમને ગ્રંથરચના અને લેખનકાર્ય માટે સારી તક મળી. એમણે અરબી ગ્રંથો ઉપરાંત આ પુસ્તકો ઉર્દૂમાં લખ્યાં છે :

અલ બસાઈર, ઈદાતુત તમ્બીહ, અલ ખિલાફહ, અલ મદાફિઉલ

ઈલાહિય્યહ, ઈજાબતુલ રસાઈલ...., સિલઅતુલ કરબા, સવાનિહે ઉલૂમે ઈસ્લામિય્યાહ, અકદુલ ફરાઈદ ફી નઝમીલ અકાઈદ, નુદ્દરતુન નઈમ, નસીમુસ સબા વગેરે. અરબીનો એમના ઉપર એટલો પ્રભાવ હતો કે એમણે આ બધા નામો અરબીની જેમ જ રાખ્યાં છે.

હિ.સ. ૧૩૨૧ માં તેઓ હજ માટે ગયા. ત્યાં મદીના મુનવ્વરહ પ્રત્યેના આકર્ષણને લીધે સાત મહિના રોકાયા અને આ દરમિયાન મફત શિક્ષણ કાર્ય ચાલુ રાખ્યું. બીજી વખત હજ કરીને ત્યાંથી પાછા વર્યા. માત્ર ૪૯ વર્ષની વયે આપની વફાત થઈ.

## સૂફી આબિદ મિયાં ઉસ્માની ડાભેલી (રહ.)

આપ ડાભેલમાં હિ.સ. ૧૩૦૫માં જન્મ્યા હતા. આપનું કુટુંબ ત્યાં લાંબા સમયથી વસે છે. આપના વાલિદનું નામ હબીબુલ્લાહ હતું. નાનાએ આપનું નામ આબિદ મિયાં રાખ્યું. આપે આ નામ સાર્થક કરી બતાવ્યું.

સૂફી આબિદ મિયાં બાલ્યાવસ્થાથી જ ખૂબ હોંશિયાર હતા. છ વર્ષની વયે કુર્આને પાક શીખી લીધું. કેટલીયે સૂરતો મોઢે હતી. પ્રાથમિક શિક્ષણ ઘરે જ એક શિક્ષક અબ્દુર્રહમાન બિહારી પાસેથી પ્રાપ્ત કરી આપ મુંબઈ જતા રહ્યા અને ત્યાં બાર વર્ષની ઉંમરથી હદીષનું શિક્ષણ પ્રાપ્ત કરવા લાગ્યા. ત્યાર પછી કાનપુરમાં ' મદ્રસએ જામિઉલ ઉલૂમ'માં પ્રવેશ મેળવ્યો, ત્યાંથી બે વર્ષ બાદ દિલ્હી પહોંચ્યા અને 'મદ્રસએ અમીનિયાહ' અને 'મદ્રસએ અબ્દુર્રબ' માં હદીષનું શિક્ષણ પૂરું કર્યું. તે સમયે ખાનકાહે હઝરત ''જાને જાનાં''માં હઝરત શાહ અબુલ ખેર નકશબંદી મુજદિદીની સેવામાં હાજર થયા કરતા, રાત–દિવસ ઈબાદતમાં પરોવાયેલા

રહેતા અને શાહ સાહેબ પણ એમની ઉપર સવિશેષ ધ્યાન આપતા હતા. એમના હાથ ઉપર બયઅત કર્યાને થોડો સમય વીત્યો હશે કે તેમને ખિલાફત (આધ્યાત્મિક અનુગામીની જગા) પણ મળી ગઈ. દિલ્હીમાં જનાબ આબિદ હસન સાહેબ પાસેથી અમલિયાત પણ શીખ્યા અને અસંખ્ય લોકોને એનો લાભ આપ્યો. ભૌતિક અને અભૌતિક વિદ્યાઓ શીખ્યા પછી તેઓ ૨૪ વર્ષની વયે પોતાના વતનમાં પાછા ફર્યા. લોકોની સેવા અને લેખનકાર્ય આરંભ્યાં. પ્રકાશન–કાર્ય દક્ષિણ આફ્રિકામાં જઈને શરૂ કરેલું. યુનાની તિબ પણ જાણતા હતા અને એમની યુનાની દવાઓ લોકોમાં પ્રચલિત પણ હતી. એમણે લખેલ પુસ્તકો ખૂબ લોકપ્રિય થયાં અને વિદ્વાનોએ અભિપ્રાય આપ્યો કે એમની અભિવ્યક્તિ ચિત્તાકર્ષક અને શૈલી દઢ છે, એમની ઈબારત સરળ અને સુગમ છે.

ત્યાગ, ઈબાદત અને ઝિક્ર સાથે એમના સ્વભાવમાં વિનમ્રતા અને સહનશીલતા ઘણાં હતાં. સત્યોચ્ચારમાં શેહશરમ રાખતા ન હોવા છતાં એક મુલાકાતમાં જ દરેક જણ એમનો પ્રસંશક થઈ જતો. ટૂંકમાં પોતાના સમકાલીન અને સમકક્ષ લોકોમાં તેમનું એક વિશિષ્ટ વ્યકિતત્વ હતું. એમની કૃતિઓ આ પ્રમાણે છે :

જલવએ મહબૂબ, મેઅરાજુલ મુઅમિનીન, બુસ્તાનુલ આરિફીન, બુસ્તાને ફાતેમા, બુસ્તાને આઈશા, રહમતુલ લિલ આલમીન, સિરાતે મુસ્તકીમ, ફિરદૌસે ફાતિમા, (આની ભાષા ઉર્દૂ અને લિપિ ગુજરાતી છે) અનવારુલ આરિફીન અને કશકોલે આબિદી.

ઉર્દૂના આ પુસ્તકો ઉપરાંત કેટલાક ગ્રંથો એમણે ગુજરાતીમાં પણ લખ્યા છે. લગભગ ૬૦ વર્ષની ઉંમરે દક્ષિણ આફ્રિકામાં આપનું અવસાન થયું. (ઉર્દૂ સાહિત્ય અને ગુજરાત)

## હઝરત મૂસાજી (રહ.)

**સ્થળ :** ગામ–તડકેશ્વર, જિ. સુરત

હઝરત મૂસાજી બિન હુસૈન બિન અહમદ (રહ.)નો જન્મ તડકેશ્વર ખાતે હિજરી ૧૨૫૪ માં થયો. ઘણી નાની વયમાં પિતાજી મરણ પામ્યા. માતાજીએ આપને ઉછેરી મોટા કર્યા. પ્રાથમિક દીની તાલીમ પોતાના પીરો મુર્શિદ હઝરત મૌલાના નિઝામુદ્દીન (રહ.) પાસેથી મેળવી. તડકેશ્વરની જુમ્આ મસ્જિદના પેશ ઈમામ અહમદ સઈદ પાસેથી પણ દીની શિક્ષણ મેળવ્યું હતું.

આપ હઝરત (રહ.)ના જન્મ અગાઉનો એક પ્રસંગ નોંધાયલો છે. ભરૂચના એક મજઝૂબ હઝરત નાગા મિયાં (રહ.) તડકેશ્વર અવારનવાર આવતા રહેતા હતા. આપ હઝરત (રહ.)ના નાની અમ્મા નાગા મિયાં (રહ.) પ્રત્યે ભારે અકીદત ધરાવતાં હતાં. એક દિવસ તેણીએ હઝરત નાગા મિયાં (રહ.)ને અદબ સહિત અરજ કરી કે, હઝરત ! મારા ત્યાં પુત્ર નથી. ખુદાના દરબારમાં દુઆ કરો કે મારી કૂખે પુત્ર જન્મે. હઝરત નાગા મિયાં (રહ.)એ પાસે ઊભેલી તેણીની પુત્રી (મૂસાજીના વાલિદહ) તરફ ઈશારો કરતાં ફરમાવ્યું કે, આ છોકરીના પેટે વલી સિફત છોકરો પેદા થશે, તમને છોકરાનું શું કામ છે ? એ તમારો જ છોકરો છે ! "આમ કહી એક અંગૂઠી અને રૂમાલ આપી ફરમાવ્યું કે, આ ભેટ પેદા થનાર છોકરાને આપજો !"

પાછળથી આ રૂમાલ અને અંગૂઠી એક શખ્સે લાગ જોઈ ચોરી લીધાં. આપ હઝરતના નાની અમ્માએ આ ચોરી અંગેની વાત નાગા મિયાં (રહ.)ને જણાવી. હઝરત નાગા મિયાં (રહ.)એ આ વાત સાંભળી જણાવ્યું કે આ રીતે અદેખાઈમાં ચોરી કરનારનું ભલું થશે નહીં ! પરિણામ એ જ આવ્યું કે પેલા માણસના એક એક કરી ત્રણે

પુત્રો મરી ગયા ! તેણે પસ્તાઈને આ વસ્તુઓ હઝરત નાગા મિયાં (રહ.) સામે ધરી દીધી અને માફી માંગી. હઝરત નાગા મિયાં (રહ.) બોલ્યા કે, હવે આ વસ્તુઓની કશી જરૂર નથી.

હઝરત મૂસાજી (રહ.) ખેતી કામ કરી ગુજરાન ચલાવતા હતા. કદિક તંગી પડતી તો જંગલમાંથી લાકડાં કાપી વેચી ગુજરાન ચલાવતા. જીવનભર આ રીતે હઝરત મૂસાજી (રહ.)એ ખેતી અને મજૂરી કરી પોતાના કુટુંબનું ભરણ પોષણ કર્યું. અકીદતમંદો અને મુરીદો અરજ કરતા કે હઝરત ! આ રીતે આપ હઝરતને મજૂરી કરતાં જોઈ અમને પણ શરમ આવે છે. હઝરત ફરમાવતા કે શું હું મારા કુટુંબને અને તમને બધાને ભીખ માંગી જમાડું ? મહેનત–મજૂરીમાં કોઈ શરમ રાખવી જોઈએ નહીં.

ભોપાલના નવાબ સિદ્દીક હસનખાં સાહેબે એક વેળા આપને વિનંતી કરી કે, કુટુંબ કબીલા સાથે ભોપાલ ચાલ્યા આવો. હું આપને જાગીર આપીશ, જેથી ગુજરાન સરળતાથી ચાલશે. હઝરતે પોતાના વતનમાં જ રહેવાની ઈચ્છા વ્યક્ત કરી.

હઝરત મૂસાજી (રહ.)ના દરવાજે અકીદતમંદો અને હાજતમંદોની સદા ભીડ રહેતી. જાતજાતની આશાઓ લઈ લોકો આવતા. કોઈ તા'વીઝ માટે આવતું, કોઈ ફૂંક મરાવવા આવતું, કોઈ પોતાનો કોર્ટમાં ચાલતા કેસ અંગે આવતું તો કોઈ પોતાનો બળદ અથવા ભેંસ ખોવાઈ જતા તો આપ હઝરત પાસે આવતું. કદિ હઝરત ઉમ્મીદ લઈને આવતા હાજતમંદને નિરાશ ન કરતા. કંટાળ્યા વિના હસતા ચહેરે તેની વાત સાંભળતા અને જરૂરી સંતોષ આપતા. સ્વભાવે ઘણા નમ્ર અને વિવેકી હતા. ગરીબ–અમીર બધાને એકસરખો જ આવકાર આપતા–સત્કાર કરતા. મોટા ભાગે બીમાર રહેતા હતા; પરંતુ કદિ કોઈ સામે હાથ લંબાવતા ન હતા. સદા

મહેમાનો અને હાજતમંદોની અવરજવર ચાલુ જ રહેતી. સૌને જમાડતા. મહેમાન જોઈ ઘણા રાજી થઈ જતા. આલિમો મહેમાન બનીને આવતા ત્યારે તો હઝરતની ખુશીમાં વધારો થઈ જતો. મહેમાનોને જોઈ ફરમાવતા કે ભાઈ ! મહેમાન આવવાથી તો અમને ય સારું સારું જમવાનું મળે છે. મહેમાન નથી હોતા તો અમારે ગમે તેવું ખાઇને ચલાવી લેવું પડે છે.

હઝરત નિઝામુદીન (રહ.)થી બયઅત હતા. એક વેળા પીરો મુર્શિદ હઝરત નિઝામુદીન (રહ.)એ પૂછયું કે અમલિયાત શીખશો કે અલ્લાહ, અલ્લાહ કરશો ? બોલ્યા કે હઝરત ! અમલિયાત શીખીને હું શું કરીશ ? અલ્લાહ અલ્લાહ જ કરીશ ! આ સાંભળી પીરો મુર્શિદ ઘણા રાજી થયા અને બોલ્યા કે હું તમારી પાસેથી આ જ જવાબની આશા રાખતો હતો !

રાત–દિવસ ઈબાદત અને રિયાઝતમાં વિતાવતા. હઝરત મૂસાજી (રહ.) પોતે ફરમાવે છે કે દિવસે તો આરામ કરવાની તક જ ન મળતી, પરંતુ રાત્રે ય આરામ કરવાનો પૂરતો સમય રહેતો ન હતો. ઈબાદત અને વઝીફો પૂરો કરવામાં જ રાતનો મોટો ભાગ વિતી જતો. ઘણી વેળા ઈશાના વુઝૂથી જ ફજરની નમાઝ અદા કરતા ! મૌલાના ઈલ્મુદીન સાહબ સહારનપુરી વર્ણવે છે કે, એક વેળા હઝરત પાછળ મેં નમાઝ પઢી હતી. હઝરત મૂસાજી (રહ.) પાછળ નમાઝ પઢવાની મારા ઉપર જે કયફિયત છવાઈ હતી એવી કયફિયત અગાઉ કદિ કોઈ પાછળ નમાઝ પઢવામાં છવાઈ ન હતી !

ઘણી નમ્રતા અને આજિઝી સાથે દુઆ માંગતા. દુઆ માંગતા ત્યારે ચહેરા ઉપર આજિઝી અને નમ્રતા છવાઈ જતી. પાંચે વખતની નમાઝ પછી આ જ રીતે દુઆ માંગતા. હઝરત મૂસાજી (રહ.) ફરમાવે છે કે, શબે કદ્રની મુબારક રાત મારાથી કદિ છૂટી નથી.

પોતાના પ્યારા વાલિદહ—અમ્મીજાનને હજ કરવા સાથે જ લઈ ગયા હતા. મુલ્લાં શોએબ સાહેબે અરજ કરી કે હઝરત અમ્મીજાન ઘણા વૃદ્ધ અને કમઝોર છે, તેમને હજમાં કઈ રીતે લઈ જશો. આપને હજના અરકાન અદા કરવામાં ઘણી તકલીફ પડશે. હઝરત બોલ્યા કે ભાઈ ! વાલિદહની હજની અદાયગીમાં જ મારી હજની મકબૂલિયત છે. કદાચ હું તેમને ત્યાં મૂકીને જ ચાલ્યો આવું; પરંતુ અહીંથી સાથે જવામાં જ મારી કામિયાબી છે. પરિણામે બધાની ના છતાં વાલિદહને હજમાં એક સાથે જ લઈ ગયા. વાલિદહ મદીના મુનવ્વરા ખાતે હજ—સફરમાં જ વફાત પામ્યાં ! હિજરી ૧૩૦૩ માં હજ અદા કરી.

હઝરત મૂસાજી (રહ.)ની કરામાતના અસંખ્ય બનાવો નોંધાયલા છે.

૧૬ મી જમાદિઉલ અવ્વલ હિજરી ૧૩૦૯ માં વફાત પામ્યા. હઝરતના ઉસ્તાદના સાહબઝાદા પેશ ઈમામ જામેઅ મસ્જિદ હાફિઝ સઈદ સાહેબે જનાઝાની નમાઝ પઢાવી. પોતાના પીરો મુર્શિદ હઝરત નિઝામુદીન (રહ.)ની કબર પાસે જ દફન થયા.[૧]

## હઝરત સૈયદ નિઝામુદ્દીન (રહ.)

**સ્થળ** : ગામ તડકેશ્વર, જિ. સુરત

પીરો મુર્શિદ હઝરત શૈખ મુહમ્મદ જાન શૈખુલ હરમ (રહ.)ના હુકમથી મક્કા શરીફથી સુરત જિલ્લાના તડકેશ્વર ગામે પધાર્યા.

એક કથન અનુસાર આપની ઉંમર લગભગ ૧૨૫ વરસ ઉપર હતી. પોતાના પીરો મુર્શિદની ભારે સેવા—ચાકરી બજાવી હતી. પીરો મુર્શિદની ખાનકાહના દરેક નાના—મોટા કામ કરતા. દિવસો સુધી

---

[૧] "કરામાતે મૂસવિય્યા"

ખાનકાહમાં રહી હાથથી ચક્કી–ઘંટી ચલાવી લોટ દળી પીરો મુર્શિદને રાજી કરી દીધા. પીરો મુર્શિદ પાસેથી બધી જ જાતની તા'લીમ ઉપરાંત અમલિયાતની તા'લીમમાં પણ પરિપૂર્ણતા પ્રાપ્ત કરી. અમલિયાતમાં હિઝબુલ બહર કસીદહ, બુર્દહ વગેરે અમલમાં રહ્યા. જીવનના છેલ્લા દિવસો સુધી નિયમિત તેનો વિર્દ રહ્યો.

પીરો મુર્શિદના હુકમની તાબેદારી–આજ્ઞાપાલનમાં ઘણા ચુસ્ત હતા. એક વેળા પીરો મુર્શિદે એક બાગમાંના એક બોરડીના ઝાડ નીચે બેસી ચિલ્લો કરવાની સૂચના આપી. ચિલ્લો પૂરો કર્યા પછી બોરડી નીચે પડેલ એક બોર ખાઈ લીધું. બોર ખાતાં જ દીવાના બની જઈ જંગલ–વગડામાં ભટકવા લાગ્યા. પીરો મુર્શિદે આપને શોધાવી બોલાવી મંગાવ્યા. એક તમાચો મારી કહ્યું કે, બોર તમોને ઘણા ભાવે છે, આમ કહી ફરીથી ચિલ્લો કરવા આદેશ આપ્યો.

એક વેળા પીરો મુર્શિદની મજલિસમાં જોરથી ‘‘ઈલ્લલ્લાહ’’ બોલ્યા. પીરો મુર્શિદે ગુસ્સે થઈ જઈ બહાર કાઢી મૂકયા અને કહ્યું કે, લોકો સામે બુઝુર્ગી બતાવો છો ? આમ પીરો મુર્શિદે આપ હઝરતની ઘણી રીતે તર્બિયત કરી હિન્દુસ્તાન જવા આદેશ આપ્યો હતો.

તડકેશ્વર ગામમાં પધારી આપ હઝરતે લોકોની ઘણી સેવા બજાવી. જુદી જુદી હાજતો લઈ લોકો આવતા. કોઈની કશી વસ્તુ ગુમ થઈ જતી તો કસીદએ બુરદહમાં ગુમ થયેલ વસ્તુ પાછી મેળવવાની ખાસિયતવાળો જે શેર છે તે પઢતા અને તે વસ્તુ પાછી મળી જતી.

તડકેશ્વરના પટેલ ઈસ્માઈલ બિન દાઉદજી વર્ણવતા હતા કે, એક વેળા મસ્જિદ પાસે આગ લાગી. આપ હઝરત આ વેળા હુજરામાં હતા. આગની વાત જાણી હુજરા બહાર આવ્યા. કેટલાક અમલિયાત વડે આગ મસ્જિદમાં રહ્યા રહ્યા જ ઓલવી નાંખી.

## રાંદેરના બુઝુર્ગાને દીન

★ મૌલાના અલ્હાજ હાફિઝ ગુલામ મુહમ્મદ રાંદેરી (રહ.)

★ મૌલાના અલ્હાજ કારી મુહમ્મદ ઈસ્માઈલ રાંદેરી (રહ.)

★ મૌલાના મુહમ્મદ હુસૈન રાંદેરી મર્હૂમ શેરે ગુજરાત (રહ.)

★ મૌલાના હકીમ મુહમ્મદ ઈબ્રાહીમ રાંદેરી સાહબ (રહ.)

★ હઝરત હાફેઝ અહમદ મુલ્લાં (મોટા) સાહબ (રહ.)

★ હઝરત મૌલાના મુહમ્મદ સઈદ સાહબ રાંદેરી (રહ.)

★ અલ્હાજ મૌલાના અહમદ અશરફ રાંદેરી સાહબ (રહ.)

★ મૌલાના અબ્દુર્રહીમ સાદિક રાંદેરી (રહ.)

★ ફકીહુલ ઈસ્લામ મૌલાના મુફતી હાફિઝ કારી સૈયદ લાજપુરી સાહબ (રહ.)

# ગુજરાતના થોડાક ચુનંદા આલિમો

## મૌલાના અલ્હાજ હાફિઝ ગુલામ મુહમ્મદ રાંદેરી સાહબ (રહ.)

આપનું નામ ગુલામ મુહમ્મદ બિન હાફિઝ સાદિક સાહબ હતું. એમનું વતન રાંદેર (જિ. સુરત) છે. એમણે દીની ઈલ્મ હિન્દુસ્તાનના વિવિધ શહેરો મેરઠ, દિલ્હી, દેવબંદ, કાનપુર વિગેરે શહેરોમાં પ્રાપ્ત કર્યું હતું. તેઓ સદા કામિલ લોકોની શોધમાં રહેતા હતા. કોઈ સ્થળે કોઈ કામિલ પુરુષનો પત્તો માલમ પડતો તો તેઓ ત્યાં પહોંચી જતા હતા.

અલ્લામહ હઝરત મૌલ્વી અહમદ હસન કાનપુરી સાહબના શિષ્યોમાંથી હતા. હઝરત મવ. અહમદ હસન જ્યારે પણ રાંદેર આવતા તો હઝરત મવ. મૌલ્વી ગુલામ મુહંમદ સા. મર્હુમને ત્યાં જ મુકામ રાખતા. કુદરતે આપને ઘણી ઉમદા સમજ અને યાદદાશ્ત અર્પણ કરી હતી. સર્વે વિદ્યાઓમાં આપ પ્રવિણ હતા. ફિકહ પ્રશ્નોમાં તેઓ વિશાળ દષ્ટિ રાખતા હતા. આ બધા કમાલો છતાં સ્વભાવ ઘણો સાદો હતો. આપ તકવા અને પરહેઝગારીમાં અજોડ હતા. સાફ અને હક વાત કહેવામાં સંકોચ ન રાખતા. અતિ ઉચ્ચ હિમ્મતવાળા અને દીની સેવામાં ઘણાં જ ચુસ્ત હતા. આપ ભારે ઉદાર સ્વભાવના હતા. પોશાક ઘણો સાદો હતો. ઘણીવાર જાડા કપડાં પહેરતા.

આપ હઝરત શૈખ મુર્શિદે કામિલ મવલાના હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી (રહ.)ના મુરીદ હતા અને હાજી સા.ના ખાસ ખલીફા મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.)ની સેવામાં ઘણી વાર હાજર થતા. મવલાના ગંગોહી પણ એમના પ્રત્યે ઘણી મહેરબાની ભર્યો

વર્તાવ રાખતા. એમને પણ મવલાના ગંગોહી (રહ.) સાથે અતિ મુહબ્બત હતી, અને મવલાના ગંગોહીને પણ મવ. હાફિઝ ગુલામ મુહમ્મદ મર્હૂમ સાથે એક દિલી સંબંધ હતો. મવલાના દિવસે દીની સેવામાં મશગૂલ રહેતા તો રાત્રે રિયાઝત, મુજાહિદા, અમલિયાત, ઈબાદત અને મુનાજાતમાં ગુજારતા. મહેનત–મશક્કત ઉઠાવવામાં જરાયે ગભરાતા નહોતા, ને પ્રત્યેક નેક કાર્યોમાં બીજા સાથીઓ કરતાં આગળ જ રહેતા. તેઓ સદા જનતાના અકીદા અને અમલોની સુધારણાની ધૂનમાં લાગ્યા રહેતા અને સદા એની તદબીરો વિચારતા અને યોજતા રહેતા, પછી એ તદબીરોને અમલી સ્વરૂપ આપતા રહેતા.

ઈસ્લામ વિરોધીઓ સાથે મુકાબલા અને મુનાઝરા કરવાનો આપને ભારે શોખ હતો અને એમાં આપને એક ખાસ અનુભવ હતો. મોટા મોટા પાદરીઓ–પંડિતો વિગેરે આપનો મુકાબલો કરતા ઘણાં ગભરાતા હતા. ઘણી વાર તો આપનું નામ સાંભળી કંઈક બહાને વાદવિવાદ (મુનાઝરા)થી પાછીપાની કરતા હતા.

ગુજરાતના મુસલમાનો પર આપે જે મઝહબી ઉપકારો કર્યા છે તે ખરેખર મહાન છે. આપ પહેલાં કોઈએ એવા સુધારણાના કાર્યો કર્યા નહોતા કે જે આપે પોતાના વતની બિરાદરો માટે કર્યા છે. અકીદા અને ફિકહની ઘણી ખરી કિતાબો ગુજરાતીમાં તરજુમો કરી આપે છપાવી પ્રગટ કરી છે. એમ કહેવું ખોટું નથી કે ગુજરાતના મુસલમાનોના અકીદા અને અમલોની સુધારણા મવલાનાની ગુજરાતી તરજુમાઓની કિતાબોના પ્રતાપે થઈ છે. એ સર્વે દીની સેવાઓ તેઓ લિલ્લાહ કરતા હતા અને ઘણાં જ ઉત્સાહ અને નેક નિષ્ઠાથી રાતદિન એમાં જ મશગુલ રહેતા. આપના પ્રકાશનોની સંખ્યા ૨૪ છે.

કુર્આન શરીફનો ગુજરાતી તરજુમો બહાર પાડવાની એમની ઘણી તમન્ના હતી. આપની એ આરઝુ આપના ફરઝંદ અર્જુમંદ મવલાના અબ્દુર્રહીમ સાદિક રાંદેરી સાહબે પૂરી કરી અને એ તરજુમો પ્રગટ થઈ ચૂકયો છે ને જનતામાં ખૂબ મકબૂલ થયો છે.

ખરી વાત તો એ છે કે ખાસ કરી રાંદેર અને સુરત જિલ્લામાં અને સામાન્ય રીતે ગુજરાતમાં જેટલી યે દીની રોશની નજરે પડે છે તે હઝરત મવલાના ગુલામ મુહમ્મદ સા. મર્હૂમના પ્રતાપે જ ફેલાઈ છે. અલ્લાહ તઆલા એ સાહિબોની કબ્રોને નૂરથી ભરી દે, આમીન.

૨૭ મી માર્ચ ૧૯૧૬ અને જુમ્આનો દિવસ હતો. મવ. ગુલામ મુહમ્મદ સાદિક (રહ.) જુમ્આની નમાઝ માટે મસ્જિદે ગયા, નમાઝ પઢી ત્યાંથી પાછા ફરતાં બાળકો માટે આઈસ્ક્રીમ લઈ ઘેર આવ્યા. ઘરમાં સૌને આઈસ્ક્રીમ ખવડાવી અને પોતે પણ બે ચમચી ખાધી. એ ખાતાં જ આપના શરીર પર પરસેવાના ટીપાં જામ્યા, ને આપ સૂઈ ગયા. આપે તે વેળા પેશીનગોઈ તરીકે કહ્યું કે, હવે મારો વખત નજીક છે. આપ અલ્લાહ તરફ લક્ષાધિન થઈ અંતિમ સફર માટે તૈયાર થઈ ગયા અને બરાબર કલિમએ શરીફ અંતકાળ સુધી પઢતા રહ્યા. લગભગ ૫૩ વર્ષની ઉંમરે, એ ઈલ્મ, તકવા, માર્ગદર્શન અને ઉપદેશનો સૂર્ય અસર પહેલાં અસ્ત થઈ ગયો. ઈન્ના........ અને રાત્રે લગભગ ૧૨ વાગે–ગુજરાતના એક ઈલ્મો–તકવાના મહા મૂલ્ય ખઝાનાને જમીનના હવાલે કર્યો.

## મવલાના અલ્હાજ કારી મુહમ્મદ ઇસ્માઈલ રાંદેરી (રહ.)

આપનું નામ મુહમ્મદ ઈસ્માઈલ બિન હાફિઝ મુહમ્મદ બિન હાફિઝ સાલેહ છે. એમનું વતન કસ્બએ રાંદેર (જિ. સુરત) છે.

હાફિઝ મુહમ્મદ ઈસ્માઈલ સાહબે ઉલૂમે અરબિય્યહની દીની કિતાબો પોતાના વતનમાં પઢી. ફરી ભોપાલ જઈ ત્યાંના અલ્લામહ મુહદ્દિસ શૈખ હુસૈન યમની (રહ.)ની પાસે અને બીજી વિદ્યાકળાની કિતાબોનો અભ્યાસ બીજા ભોપાલના આલિમો પાસે પૂરો કર્યો. ઈલ્મ પ્રાપ્તિથી ફારિગ થઈ તેઓ પોતાના વતન પાછા ફર્યા અને હાજી ઈસ્માઈલ પીપરડી સા. મર્હૂમના મદ્રસા મુહમ્મદિય્યહ અને હાજી ઈસ્માઈલ અશરફ સા. મર્હૂમના મદ્રસ–એ–અશરફિય્યહમાં એક મુદ્દત સુધી શિક્ષણ આપતા રહ્યા. રાંદેરની ચુનારવાડ મસ્જિદના ખતીબ તરીકેની સેવા પણ આપને સુપુર્દ હતી. આપના સ્વભાવમાં તકવા, પરહેઝગારી કૂટીકૂટીને ભરવામાં આવી હતી. આથી આપ મદ્રસાથી અલગ થઈ પોતાના મકાને તલબાઓને લિલ્લાહ તાલીમ આપતા હતા અને આ ખિદમતનો પગાર પણ લેવા ઈન્કાર કર્યો. જેમ આપને જાહેરી સૌંદર્યતાથી નવાઝવામાં આવ્યા હતા તેમ બાતિની જલાલ, પ્રતાપ અને પ્રભાવ પણ અર્પણ થયાં હતાં.

કિર્અત અને તજવીદની કળામાં આપ જનાબ કારી અબ્દુલ મુઅતી સા., ખતીબે મક્કા મુઅઝઝમાના શાગિર્દ હતા. જ્યારે આપ ખુત્બો પઢતા કે કુર્આન મજીદની તિલાવત કરતા તો તમામ શ્રોતાજનો, એકચિત્ત થઈ જતા. મહાન તજવીદ કળાના નિષ્ણાતો દૂર દૂરથી આપનું કુર્આન મજીદ સાંભળવા આવતા. અરબના ખાસ ખાસ કારીઓએ પણ આપની કિરઅત અને તજવીદની ખૂબીનો સ્વીકાર કર્યો અને વખાણ કર્યા છે. સુરત, બલકે મુંબઈ સુધીના કેટલાક અરબ વેપારીઓ એમની માત્ર કિરઅત સાંભળવા અને આપની પાછળ નમાઝ પઢવા ભારે શોખ સહિત દરેક જુમ્આએ રાંદેર આવતા હતા.

દેવબંદ (જિલ્લા–સહરાનપુર)ના મશહુર દારુલ ઉલૂમ સને ૧૩૨૮ હિજરીના દસ્તારબંદીના મહાન જલસામાં જનાબ હાફિઝ મુહમ્મદ ઈસ્માઈલ રાંદેરી મર્હૂમ પોતાના કેટલાક સાથીઓ સાથે

હાજર રહ્યા હતા. એ જલસામાં લગભગ પચ્ચીસ–ત્રીસ હજાર માણસોનો સમૂહ એકત્ર થયો હતો. જલસાની ઉદ્‌ઘાટન ક્રિયા પ્રસંગે જનાબ હાફિઝ કારી મુહમ્મદ ઈસ્માઈલ સાહબે કુર્આન મજીદના એક રુકૂઅની તિલાવત કરી હતી એ આપની કરામત હતી કે ૨૫–૩૦ હજારની માનવ મેદનીના વિરાટ મંડપના ખૂણેખૂણામાં એમનો અવાજ બરાબર સંભળાતો હતો.

પોતાના જમાનાનો અજોડ મહાપુરુષ ૫૫ વર્ષની ઉંમરે તા. ૨૪ રબી. અવ્વલ ૧૩૩૦ હિ. જુમેરાતે આ ફાની જહાં ત્યાગી અમર જગત તરફ પ્રયાણ કરી ગયો. ઈન્ના લિલ્લાહિ......

હાફિઝ સા. મર્હૂમને અલ્લાહ તઆલાએ ઘણી અવલાદ અર્પણ કરી હતી. આપના છ સાહબઝાદા અને ચાર સાહબઝાદીઓ આપના ઈન્તિકાલના સમયે હયાત હતી.

સાહબઝાદાઓમાં સૌથી વડીલ સાહબઝાદા મવલાના હકીમ મુહમ્મદ ઈબ્રાહીમ સા. અને બીજા સાહબઝાદા મવલાના મુહમ્મદ હુસૈન ઘણાં મશહુર છે.

## મવલાના મુહમ્મદ હુસૈન રાંદેરી મર્હૂમ શેરે ગુજરાત (રહ.)

મવલાના મર્હૂમ મવલાના કારી હાફિઝ મુહમ્મદ ઈસ્માઈલ સાહબ રાંદેરી મર્હૂમના ફરઝંદ હતા અને મવલાના મુહમ્મદ ઈબ્રાહીમ મર્હૂમના નાના ભાઈ હતા. મવલાના મુહમ્મદ હુસૈન મર્હૂમનો જન્મ સને ૧૩૧૦ હિજરી (૧૮૯૩)માં થયો હતો.

હિફઝે કુર્આન અને ગુજરાતીના પ્રાથમિક શિક્ષણ પછી આપના વાલિદે આપને મુફતીએ આ'ઝમ અલ્લામહ મુહમ્મદ કિફાયતુલ્લાહ

સાહબ મર્હૂમને સુપુર્દ કર્યો. હવે આપની ઈલ્મી પ્રગતિનું સ્થળ મદ્રસ–એ અમીનિય્યહ દિલ્હી બની ગયું. અહિંથી સને ૧૩૩૨ હિજરીમાં દીની ઈલ્મને પૂર્ણ કરી સનદ પ્રાપ્ત કરી.

દિલ્હીથી આપ દેવબંદ આવ્યા અને હઝરત શયખુલ હિન્દ હઝરત મવલાના મહમૂદ હસન (રહ.) અને હઝરત મવલાના અનવર શાહ કાશ્મીરી સાહબ મર્હૂમની સેવામાં રહી તેમનાથી ફૈઝ પ્રાપ્ત કર્યો. દવરએ હદીસ અને બીજી કિતાબો પૂર્ણ કરી આપ રાંદેર આવ્યા અને અહીં જ અંતકાળ સુધી રહ્યા.

જ્યારે મવલાના હજ્જે બયતુલ્લાહ માટે મક્કએ મુઅઝ્ઝમા પહોંચ્યા ત્યારે હરમૈનના ઉલમાઓથી ય હદીસની ઈજાઝત અને સનદ પ્રાપ્ત કરી હતી. રાંદેર, સુરત અને ગુજરાતના મુસલમાનોની દીની સ્થિતિ ઘણી કફોડી જોતાં એમને ઘણું લાગી આવ્યું ને એક એવું દીની કેન્દ્ર સ્થાપન કરવાનો વિચાર કર્યો કે જ્યાંથી ઈલ્મે હદીસ, તફસીર, ફિકહની સરિતાઓ વહેતી થાય. એ માટે ઈસ્લામનું સંરક્ષણ કરનાર આલિમોની જમાઅત તૈયાર કરવાનો નિર્ધાર કર્યો ને એ નિમિત્તે તેમણે સને ૧૩૩૪ હિજરીમાં મસ્જિદે કુવ્વતે ઈસ્લામ રાંદેરમાં નાના પાયા પર એક તાલીમગાહનો પાયો નાંખ્યો. આપ પોતે જ એમાં તાલીમ આપવા લાગ્યા. પણ જેમ જેમ વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ગઈ તેમ તેમ એ નાના મદ્રસામાં અગવડતા જણાતી ગઈ. તેથી આપે પોતાના મોટાભાઈ મવલાના હકીમ મુહમ્મદ ઈબ્રાહીમ સા. રાંદેરી મર્હૂમ અને જનાબ ઈબ્ને હાફિઝ ઈસ્માઈલ મુલ્લાં સાહબ (મોટા) મર્હૂમના સહકારથી તા. ૨૦–૦૨–૧૯૧૭, ૧૩૩૫ હિજરીમાં મદ્રસએ મુહમ્મદિય્યહની સ્થાપના કરી. મદ્રસો દિન–પ્રતિદિન પ્રગતિ કરતો ગયો. ગુજરાત અને ગુજરાત બહારના તલબાઓ દાખલ થતા ગયા. હદીસ, તફસીર, ફિકહ, મઆની સર્ફ,

નહ્વ, નાઝિરહ અને હિફ્ઝે કુર્આન ઈત્યાદી વર્ગો ઉઘાડવામાં આવ્યા અને મદ્રસા માટે ઈમારત અને બોર્ડિંગ હાઉસ વગેરે મવલાનાની હયાતીમાં બંધાઈ ગયાં. એ પછી ધાર્મિક પ્રશ્નોની હાડમારી ટાળવા માટે દારુલ ઈફતાની શાખા ઉઘાડવામાં આવી, તે વેળાના ચાલતા અખબાર 'હમદર્દ'માં પૂછાયેલા ફતવા અને તેના જવાબો પ્રગટ પણ થતા હતા. મવલાના મર્હૂમના ફતવાનો સંગ્રહ "ફતાવા હુસૈનિયહ" નામે છપાઈ પ્રગટ થઈ ચૂક્યો છે. આપે તબ્લીગની દિશામાં ય ભારે સેવા કરી છે. આપે એક તબ્લીગી વર્તુળ કાયમ કર્યું અને મુબલ્લિગોની એક જમાઅત તૈયાર કરી, એ મુબલ્લિગો સાથે આપ આખા યે ગુજરાતનો પ્રવાસ ખેડતા હતા. ઘણાં ખરા મદ્રસાઓ ખેડા, પંચમહાલ, ઉત્તર ગુજરાત વગેરેમાં કાયમ કર્યા. એનું પરિણામ એ આવ્યું કે જે સ્થળના લોકો ઈસ્લામની તાલીમથી તદન કોરા હતાં ત્યાંના લોકો ઈસ્લામી હુકમોથી વાકેફ થઈ રોઝા–નમાઝના પાબંદ બન્યા.

મોલે સલામ ગરાસિયા કે જેઓના રીતરિવાજો હિન્દુ સમાજ જેવા હતા, બલકે નામ પણ હિન્દુ જેવા હતા, તેઓ ઈસ્લામથી તદન અજાણ હતા. તેમની મવલાનાએ ભારે ઈસ્લામી સેવા કરી, તેમની સુધારણા કરી. સારાંશ કે મવલાના મર્હૂમે ગુજરાતની અનેક દિશામાં ભારે સેવા કરી છે.

## મવલાના હકીમ મુહમ્મદ ઇબ્રાહીમ રાંદેરી સા. (૨૯.)

હઝરત મવલાના મુહમ્મદ હકીમ મુહમ્મદ ઈબ્રાહીમ રાંદેરી સા. મર્હૂમ રાંદેરના મશહૂર આલિમે બા–અમલ, મુત્તકી અને પરહેઝગાર બુઝુર્ગ હતા. તેઓ હઝરત મવલાના કારી હાફિઝ ઈસ્માઈલ મર્હૂમના વડીલ પુત્ર હઝરત શેરે ગુજરાત મવલાના મુહમ્મદ હુસૈન સાહબના મોટાભાઈ અને જામિઅહ હુસૈનિય્યહના

સ્થાપક હતા. આપે પ્રથમ પોતાના વાલિદ પાસે કુર્આન મજીદ હિફઝ કર્યું હતું. વતનમાં ગુજરાતી–ઉર્દૂ પ્રાથમિક શિક્ષણ લીધા પછી દિલ્હીના મદ્રસએ અમીનિય્યહમાં મવલાના મુફતી કિફાયતુલ્લાહની સરપરસ્તી હેઠળ દીની ઉલૂમ પૂર્ણ કર્યું, એ પછી દેવબંદના હઝરત શયખુલ હિન્દ મહમૂદ હુસૈન અને હઝરત અનવર શાહ સાહબના હસ્તે ઈલ્મી ફૈઝ પ્રાપ્ત કર્યું. તદ્ઉપરાંત, આપે દિલ્હીમાં યુનાની તિબનું શિક્ષણ લીધું અને તેની સનદ લઈ વતન આવ્યા અને વિક્ટોરીયા ગાર્ડન સામે સુરતમાં પોતાનું દવાખાનું શરૂ કર્યું, પરંતુ એટલામાં મવલાના અબ્દુલ હય્ય સુરતી મસ્જિદના ખતીબની વફાત થઈ તેથી લોકોના આગ્રહને વશ થઈ આપે રંગુન સુરતી મસ્જિદના ખતીબ તરીકેનો હોદ્દો કબૂલ કર્યો અને રંગુન ગયા. લોકોના આગ્રહ છતાં મવલાના મર્હૂમ પગાર તરીકે કંઈ લેતા ન હતા, પરંતુ પોતાની આજીવિકા માટે રંગુનમાં દવાખાનું ચલાવતા હતા. આપના રહેઠાણ દરમિયાન રંગુનમાં કેટલીય અણઈસ્લામી કૃત્યો અને બિદઅતો સમુળગી નાશ પામી.

આપ ઘણા જ મળતાવડા, આનંદી સ્વભાવના અને ભારે વિવેકી હતા. ગરીબોની મદદ અને હમદર્દી કરવી આપના ખાસ ગુણોમાંથી હતા. આપ શયખુલ હિંદના મુરીદ હતા. મક્કા મુઅઝ્ઝમામાં ભરાયેલ કોન્ફરન્સમાં અલી બિરાદરો અને જમઈય્યતે ઉલમાએ હિંદના સભ્યો સાથે ભાગ લીધો હતો.

મવલાના મર્હૂમ લાંબી મુદત સુધી દારુલ ઉલૂમ દેવબંદની મજલિસે શૂરાના સભ્ય રહ્યા હતા. એમણે પોતાના ભાઈ શેરે ગુજરાત મવ. મુહમ્મદ હુસૈન રાંદેરીની સાથે જામિઅહ હુસૈનિય્યહ રાંદેરની સ્થાપના કરી હતી જે આજે ય એક પ્રગતિ પામેલ દારુલ ઉલૂમ છે. આપના ભાઈ મવલાના મુહમ્મદ હુસેનના ઈન્તિકાલ

પછી રંગૂનનો પોતાનો રોજગાર ધંધો બંધ કરી રાંદેર ચાલ્યા આવ્યા અને જામિઅહ હુસૈનિય્યહની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી અને જિંદગી પર્યંત જામિઅહને ઉચ્ચ પ્રગતિએ ચઢાવવા કોશિશ કરતા રહ્યા.

આપની વફાત ૬ એપ્રિલ ૧૯૫૪ ઈ.સ. બપોરે ઝોહરના સમયે ૭૦ વર્ષની ઉંમરે થઈ હતી. આપની અવલાદમાં એક સાહબઝાદા અને ત્રણ સાહબઝાદીઓ છે.

## હઝરત હાફિઝ અહમદ મુલ્લાં (મોટા) સાહબ (રહ.)

બાલ્યાવસ્થાથી જ હાફિઝ અહમદ ઉર્ફે મોટા સાહબ ઉચ્ચ ચારિત્ર અને ઉમદા સદ્‌ગુણોના ઉપાસક હતા. બાળકોની રમત–ગમતની બાબતો સાથે નાનપણમાં દિલચસ્પી ન હતી. સને ૧૮૯૫ની સાલમાં આપનો જન્મ થયો. યુવાનીના કાળે રાંદેરની બે મહાન હસ્તીઓ– હઝરત મવલાના મુહમ્મદ ઈબ્રાહીમ મર્હૂમ અને હઝરત મવલાના મુહમ્મદ હુસેન મર્હૂમ સાથે મૈત્રીનો અતૂટ સંબંધ બંધાયો. મવલાના મુહમ્મદ હુસૈન અને મવલાના હકીમ મુહમ્મદના ઈન્તિકાલ પછી જામિઅહના પાયા ડગમગી જશે એમ ઘણાને લાગ્યું, પરંતુ 'મોટા'ની કાર્યક્ષમતા, ખંત અને અમલી, શુદ્ધભાવી, ખામોશ સેવાના કારણે જામિઅહની સ્થિતી મજબૂત અને સ્થિર રહી અને એની પ્રગતિમાં કંઈ પણ તફાવત પડયો નહિ. જામિઅહની વ્યવસ્થા સંચાલન અને દેખરેખ પાછળ હાફિઝ અહમદ સા. રાંદેરી પોતાની સર્વે રાહતો છોડી એ તરફ લક્ષ આપતા રહ્યા હતા. તેઓ જામિઅહના તલબાને રાહત પહોંચાડવા માટે દરેક પ્રયત્નો કરી છૂટતા. ખૂબીની વાત તો એ છે કે ત્રીસ ત્રીસ વર્ષની આ સેવા સાવ ફી સબીલિલ્લાહ જ હતી. એક દર્સગાહ અને છાત્રાલયનો આદર્શ વ્યવસ્થાપક કેવો હોવો જોઈએ તે

તેમણે પોતાની યોગ્યતા, દક્ષતા અને કાર્ય કુશળતા વડે એ સિદ્ધ કરી બતાવ્યું છે.

મર્હૂમ હાફિઝ મોટા સાહબ ઘણાં જ મુત્તકી, પરહેઝગાર અને લોકપ્રિય બુઝુર્ગ હતા. પ્રામાણિક્તા, સત્યતા, માણસની ઓળખ, ખૌફે ખુદા વિગેરે સદ્‌ગુણો આપમાં ઘર કરી ગયા હતા. આપ શયખુલ હિંદના મુરીદ હતા. વઝીફા, તાવીઝો વગેરે બક્ષિશો પોતાના પીરો મુર્શિદ શયખુલ હિંદ તથા હઝરત મવલાના સૈયદ અસગર હુસૈન ઉર્ફે મિયાં સાહબ તરફથી પહોંચી હતી. હાફેઝ સા.ના ઉચ્ચ ચારિત્ર, પરહેઝગારી અને તકવાના પ્રતાપે એમના તાવીઝો ભારે અસરકારક હતા. તેનાથી જનતાને ભારે લાભ થતો હતો. ખૂબી એ કે કોમ કે ધર્મના ભેદભાવ વગર સૌને એ તાવીઝોનો ફયઝ 'મોટા' પહોંચાડતા, ને આ કાર્ય પણ મોટા પોતાના માટે એક પાઈ લીધા વિના મફત કરતા હતા. કલાકો એ સેવામાં કાઢતા છતાં મદ્રસાની ફર્ઝોમાં એક ઘડી મોડે પડતા કે ઉણપ આવવા દેતા ન હતા એ એમની ખાસ ખુસૂસિય્યત હતી કે જે ખરેખર અલ્લાહનો ફૈઝ કહી શકાય. સારાંશ કે મોટા મર્હૂમની હસ્તી એક અનોખી અને અજીબ હસ્તી હતી કે જેમની ખોટ રાંદેર અને સુરત જિલ્લાને સાલ્યા વગર રહી નથી. આવા બા–કમાલ બુઝુર્ગ રવિવાર તા. ૩૧ મીએ ૬૩ વર્ષની વયે આ ફાની જહાં ત્યાગી જન્નત નશીન થયા, ઈન્ના લિલ્લાહિ.....

## હઝરત મવલાના મુહમ્મદ સઈદ સાહબ રાંદેરી (રહ.)

હઝરત મવલાના મુહમ્મદ સઈદ સાહબ હઝરત મવલાના હકીમ મુહમ્મદ ઈબ્રાહીમ (જામિઅહ હુસૈનિય્યહના એક સ્થાપક) મર્હૂમના પુત્ર હતા અને આપનો જન્મ ૬, રમઝાન–૧૩૨૭ હિજરી મુતાબિક ૨૨ સપ્ટેમ્બર ૧૯૦૯ ઈ.સ.ના રાંદેરમાં થયો હતો. આપ

જામિઅહ હુસૈનિય્યહના મુહતમિમ હતા. એ ઓહદો આપને વારસા તરીકે મળ્યો હોય એમ નથી, પરંતુ આપના ઇલ્મ અને અમલના પ્રતાપે તેઓ એ સ્થાને બિરાજમાન હતા.

મવલાના મુહમ્મદ સઈદ સાહેબે દર્સે નિઝામિય્યહની સર્વ કિતાબો જામિઅહ હુસૈનિય્યહમાં પૂર્ણ કરી હતી. આપની તાલીમની સર્વે દેખરેખ આપના કાકા હઝરત મવલાના મુહમ્મદ હુસૈન 'શેરે ગુજરાત' રાખતા હતા. મવલાના મુહમ્મદ સઈદ સાહેબે પણ આપના કાકાના શીર–છત્રની છાયાં હેઠળ રહી તાલીમના સિવાય બીજી દિશામાં લક્ષ આપ્યું નથી. આપના કાકા મવલાના મુહમ્મદ હુસૈન મર્હૂમની વફાત પછી દવરએ હદીષ માટે મવલાના મુહમ્મદ સઈદ દારુલ ઉલૂમ દેવબંદ ગયા, ને ત્યાં શયખુલ હદીસ હઝરત મવલાના સૈયદ હુસૈન અહમદ મદની સાહબ અને બીજા ઉસ્તાદોનો તાલીમી ફયઝ પ્રાપ્ત કર્યો, જેથી આપ હદીષ, ફિકહ ઇત્યાદી વિદ્યાઓના ઉચ્ચ મરતબે પહોંચ્યા, જેનું પરિણામ એ આવ્યું કે, આપે દેવબંદની સનદ પ્રાપ્ત કરી. રાંદેર આવ્યા પછી જામિઅહમાં શિક્ષણની ફર્ઝ હાથ ધરી અને હદીસ–ફિકહની મશહૂર કિતાબોના દર્સ આપતા થઈ ગયા, એમના વાલિદ બુઝુર્ગવાર મવલાના હકીમ મુહમ્મદ ઈબ્રાહીમ સાહબના તેમજ હાફિઝ અહમદ (મોટા) સાહબના ઈન્તિકાલ પછી જામિઅહની સેવાની ઝિમ્મેદારીઓનો ભાર એમને માથે આવી પડયો. તે સર્વે વ્યવસ્થા વગેરેની આંતરિક અને બહારની જવાબદારીઓને સફળતાપૂર્વક બજાવી રહ્યા હતા.

સારાંશ કે આપે આપના બુઝુર્ગોના પગલે ચાલી સંપૂર્ણપણે અમલ કર્યો. તદ્ઉપરાંત આપને વઅઝ–ઉપદેશ અને તબ્લીગ માટે નજીક અને દૂરના ગામોમાં જવું પડતું હતું. આપની વઅઝો અને ખિતાબતની શૈલી આપના બુઝુર્ગ વડવાઓ જેવા હતા. આપે એ સર્વે

ફર્ઝો પોતાના બુઝુર્ગોની પેઠે ઘણાં જ સંયમ, ત્યાગ અને સબ્રની સાથે બજાવ્યા.

આપે (રહ.) દિલ્હી જઈને મદ્રસએ અમીનિય્યહમાં મુફતીએ હિન્દ મવલાના કિફાયતુલ્લાહ (રહ.)ની પાસે ઈફતહની પ્રેકટીસ કરી. મવલાનાએ અનવર શાહ કશ્મીરી (રહ.)થી પણ ફૈઝ હાસિલ કર્યો છે. જ્યારે મવલાના કશ્મીરી (રહ.) લગભગ એક મહિનો રાંદેર રહ્યા હતા. તે વખતે મોહતમિમે જામિઅહ મવલાના ઈબ્રાહીમ સાહબની દરખ્વાસ્ત પર મવલાનાના રહેઠાણ પર જઈ મુફતી લાજપુરી સાહબ અને મવલાના મુહમ્મદ સઈદ સાહબ અને બીજા સાથીઓએ પણ ફિકહ અને ઉસૂલની કિતાબો પઢી હતી, જેથી હદીષ, ફિકહ ઈત્યાદી વિદ્યાઓના ઉચ્ચ મરતબે પહોંચ્યા. જેનું પરિણામ એ આવ્યું કે દેવબંદથી સનદ હાસિલ કરી રાંદેર આવ્યા. પછી જામિઅહ હુસૈનિય્યહમાં તાલીમી ફરઝ હાથ ધરી, ફિકહ અને હદીસની ઉચ્ચ કિતાબોની તાલીમ આપી અને મોહતમિમનો હોદો પણ સંભાળ્યો. મવલાનાએ એ બધી જવાબદારીઓ ઘણી જ સફળતાપૂર્વક છેવટ સુધી ખામોશી સાથે અંજામ આપી અને લગભગ ૦૧–૦૧–૧૯૩૪ થી તારીખ ૦૬–૦૪–૧૯૫૪ સુધી (૨૦ વર્ષ) નાયબ મોહતમિમ અને ૦૬–૦૪–૧૯૫૪ થી ૦૬–૧૧–૭૬ (૨૨ વર્ષ) સુધી મોહતમિમના ઓહદા પર રહ્યા. આપના એહતિમામના જમાનામાં જામિઅહને રૂહાની અને માદી ખૂબ ખૂબ તરક્કી કરી છે. સારાંશ કે આપે આપના બુઝુર્ગોના પગલે ચાલી સંપૂર્ણપણે અમલ કરી બતાવ્યો :

**ઈં સઆદત બઝોરે બાઝૂ નીસ્ત,**
**તા ન બખ્શેદ ખુદા એ બખ્શિન્દહ.**

મવલાના ખૂબ સાદગી પસંદ, મિલનસાર, મુખ્લિસ અને હક

વાત કહેનાર બાહોશ આલિમ બાઅમલ હતા. આપ મુફતી પણ હતા. આપના ફત્વાઓ મુખ્તસર, પરંતુ ઘણાં જ સચોટ અને મુદ્દાસર રહેતા હતા. સવાલથી જ સવાલ પૂછનારનો મતલબ સમજી જઈ એ પ્રમાણે જવાબ આપતા હતા કે પૂછનારને પૂરેપૂરો સંતોષ થઈ જતો અને ફરીથી સવાલ કરવાનો મોકો આવતો ન હતો–આપની ઈલ્મી અને ફૈઝવંતી ઝાત લોકો માટે માર્ગદર્શકરૂપ હતી અને આપની ઝાતથી ઘણાં લોકોને અને દીની મદ્રસાઓને દોરવણી મળતી હતી અને ઘણા મદ્રસાઓ આપની ખાસ દેખરેખ હેઠળ ચાલતા હતા. ત્યાં વર્ષમાં બે–ચાર વખત જઈ પોતે વિઝીટ પણ કરતા. આપે સમયની પુકારને ધ્યાનમાં રાખી વખતો વખત ગુજરાતી ઝુબાનમાં કિતાબો અને પેમ્ફલેટો લખી જામિઅહથી બહાર પાડયા છે, એમાંથી અમુકનો અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષામાં પણ તરજુમો થયો છે. ફક્ત સૂરહ છપાવવાની કોશિશમાં હતા અને એના માટે લગભગ ૬ મહિનાથી કાગળો ખરીદી લીધા હતા પણ ઉંમરે વફા ન કરી, જે હાલ છપાઈ ગઈ છે. તલબાઓની તાલીમ અને અખ્લાકી હાલત ઉપર પૂરી કાળજી અને દેખરેખ રાખતા હતા અને તલબા સાથે પોતાની અવલાદના જેમ તરબિયત અને શફકત ફરમાવતા હતા. એ જ મુહબ્બતનું કારણ હતું કે વફાતની ખબર સાંભળી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા અને ઈસાલે સવાબમાં લાગી ગયા.

આવા મહાન આલિમનો ૧૩ ઝિલ્કઅદહ ૧૩૯૬ હિજરી મુતાબિક ૬ નવેમ્બર ૧૯૭૬ ને શનિવારે સવારે ૧૦ વાગે લગભગ ૬૯ વર્ષની વયે ઈન્તિકાલ થઈ ગયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન....

મૌલાના પોતાની પાછળ ચાર છોકરા અને બે છોકરી મૂકી ગયા છે, પરંતુ હંમેશા હંમેશ આપનું નામ બાકી રાખનાર મર્હૂમની

તે હકીકી ઔલાદ છે, જે આપ કિતાબો અને જામિઅહની શકલમાં છોડી ગયા છે......... "મન ન માનમ, ઈં બે માનદ યાદગાર."

## અલ્હાજ મવલાના અહમદ અશરફ રાંદેરી સાહબ (રહ.)

આપનો જન્મ તા. ૫ ઝિલ્હજ ૧૩૨૦ હિજરી (સને ૧૯૦૩ ઈસ્વી)માં થયો હતો. મવલાના અહમદ અશરફ સા. હાજી આરિફ બિન હાજી ઈબ્રાહીમ બિન હાજી મુહમ્મદ આરિફ અશરફ રાંદેરીના સાહબઝાદા હતા. આપના વડીલો વેપારી વર્ગના શ્રીમંતો હતા. છતાં મવલાનાને સ્વભાવિક રીતે બાલ્યાવસ્થાથી જ દીની તાલીમનો ભારે શોખ હતો. આપે કુર્આન મજીદ તેમજ ઉર્દૂ, ફારસી, અરબીનો સંપૂર્ણ કોર્સ એમના વડીલો તરફથી ચાલતા મદ્રસ-એ દારુલ ઉલૂમ અશરફિય્યહ રાંદેરમાં પ્રાપ્ત કર્યો.

એ મદ્રસાથી ફારિગ થયા પછી તેઓ દારુલ ઉલૂમ દેવબંદમાં વધુ ઈલ્મ પ્રાપ્તિ માટે બે વર્ષ રહી સિહાહ સિત્તહ તેમજ બીજી વિદ્યાઓની કિતાબોનો અભ્યાસ કરી કાયદેસરની સનદ પ્રાપ્ત કરી હતી. આપ હઝરત મવલાના અનવર શાહ સા. (રહ.)થી બયઅત થયા હતા.

દેવબંદથી ફારિગ થઈ રાંદેર આવ્યા પછી અશરફિય્યહ વકફના ટ્રસ્ટી તરીકે નિમાયા હતા અને મદ્રસાના મોહતમિમ હોદ્દા પર નિમણૂંક થઈ હતી.

મવલાના અહમદ અશરફ રાંદેરી સા. સને ૧૮૨૮ ઈસ્વીમાં હજ્જે બયતુલ્લાહ અને ઝિયારતે રોઝએ અકદસ માટે મદીના ગયા હતા. મક્કા મુઅઝઝમામાં શૈખ સનોસી (રહ.)ને હદીસો સંભળાવી તેમની પાસેથી સનદ પ્રાપ્ત કરી હતી. તદ્ઉપરાંત દેવબંદના મુફતી

અઝીઝુર્રહમાન સા. તથા સહારનપુરવાળા હઝરત મવલાના હબીબુર્રહમાન પાસેથી સનદો પ્રાપ્ત કરી હતી.

હઝરત મવલાનાએ રંગુનની પણ સફર ખેડી અને ત્યાં "જમઈય્યતે ઉલમાએ બર્મા" નામની જમઈય્યતે ઉલમાની શાખા કાયમ કરી હતી. રંગુનથી રાંદેર આવ્યા પછી દારુલ ઉલૂમ અશરફિય્યહની ભારે ખંત અને ઉત્સાહથી સેવા કરી.

આવા બાકમાલ બુઝુર્ગ ૨૭ રજબ ૧૪૦૯ હિજરી ૬ માર્ચ ૧૯૮૯ સોમવારના રોજ આ દુનિયા છોડી ગયા.

## મવલાના અબ્દુર્રહીમ સાદિક રાંદેરી સા. (રહ.)

જનાબ મવલાના અબ્દુર્રહીમ સા. હઝરત મવલાના ગુલામ મુહમ્મદ સાદિક રાંદેરી મર્હૂમના પુત્ર છે. આપનો જન્મ સન ૧૯૦૧ માં રાંદેરમાં થયો હતો. આપને પોતાના બુઝુર્ગવાર વાલિદ પાસે કુર્આન, ઉર્દૂ, ફારસીની પ્રાથમિક કિતાબો અને કાંઈક અરબીની કિતાબો પૂર્ણ કર્યા પછી દિલ્હીમાં હઝરત મવલાના કિફાયતુલ્લાહ સાહબના અમીનિય્યહ મદ્રસામાં વધુ ઈલ્મ પ્રાપ્તિ માટે મોકલવામાં આવ્યા હતા. આપે ત્યાં ત્રણ વર્ષ રહી દર્સે નિઝામિય્યહનો કોર્સ પૂર્ણ કર્યો ને ત્યાંથી ફારિગ થઈ વતન આવ્યા. એક વર્ષ પછી આપે દારુલ ઉલૂમ દેવબંદમાં ત્રણ વર્ષ રહી ફિકહ–તફસીરની કિતાબો પૂર્ણ કરી, ફરી દિલ્હી આવ્યા અને અમીનિય્યહ મદ્રસામાં દર્સે નિઝામી પૂર્ણ કરી રાંદેર પાછા ફર્યા. રાંદેર આવ્યા પછી આપ જામિઅહ હુસૈનિય્યહમાં એક વર્ષ તાલીમ આપતા રહ્યા. તે પછી આપના વાલિદ મવલાના ગુલામ મુહમ્મદ સા. મર્હૂમનું કુતુબખાનું આપના હસ્તક આવવા પામ્યું. આપના વાલિદ બુઝુર્ગવારની અકીદા, ફિકહ અને બીજી તબ્લીગી કિતાબોની કેટલી યે નવીન આવૃત્તિઓ છપાવી

પ્રગટ કરી છે. ને આખા યે મહા ગુજરાતને એ કિતાબોથી લાભ પહોંચી રહ્યા છે. વાલિદ બુઝુર્ગવાર ગુજરાતના મુસ્લિમોની જે દીની સેવા કરતા આવ્યા હતા તે સેવા આપને વારસામાં મળી ને એ સેવા આપે ઘણાં જ ઉત્સાહ અને ખંતપૂર્વક અદા કરી. વાલિદ સાહબની લખેલી કિતાબોની નવી આવૃત્તિઓ આપે છપાવી, એટલું જ નહિ; પરંતુ બીજી અનેક કિતાબો છપાવી. વાલિદ બુઝુર્ગવારની આરઝુ કુર્આન મજીદનો તર્જુમો પ્રગટ કરવાનો હતો તે આપે સરળ ગુજરાતીમાં પ્રગટ કરી, વાલિદની આરઝુ પૂરી કરી મુસ્લિમ ગુજરાતની ભારે સેવા કરી છે. કુર્આન મજીદનો એ ગુજરાતી તરજુમો ગુજરાતભરમાં ભારે લોકપ્રિય થઈ પડયો.છે. હાલ એ તર્જુમાની ચોથી આવૃત્તિ ચાલે છે. કુર્આને મજીદના ગુજરાતી તર્જુમા અને તફસીરની બે આવૃત્તિ દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ–ભરૂચ, કંથારીઆના "પ્રકાશન વિભાગ" તરફથી પણ પ્રગટ થઈ ચૂકી છે.

આપે "સાદિક" નામે એક માસિક રાંદેરથી પ્રગટ કરી મુસ્લિમ મહા ગુજરાતની એક મુસ્લિમ ગુજરાતી સાહિત્યની ભારે સેવા કરી છે, એ માસિક અનોખી ભાત પાડતું હતું, પરંતુ અફસોસ કે આવું સુંદર અને ઉમદા માસિક મુસલમાનોની બેદરકારીનો ભોગ થઈ ગયું ને મવલાનાને એ માસિક બાર વર્ષ પછી બંધ કરવું પડયું. આપે સામાન્ય ગ્રાહકોના બાકી નાણાં પરત કર્યા હતા. મવલાનાની પ્રામાણિકતા અને દયાનતદારીનો એ પ્રકાશિત પુરાવો છે. ત્રીજી સેવા એ હતી કે આપણા સુરતમાં એક પણ મુસ્લિમ પ્રેસ ન હતો. તો આપે સને ૧૯૨૮ માં સુરતમાં જનાબ મુનાદી સાહેબની ભાગીદારીમાં "મુસ્લિમ ગુજરાત" નામે પ્રેસની સ્થાપના કરી. આગળ જતાં તેઓ અમુક કારણે પોતાની ખુશીથી એ પ્રેસમાંથી પોતાનો ભાગ લઈ અલગ થયા હતા. એ જ વર્ષે આપ હજ્જે

બયતુલ્લાહ માટે મક્કા મુઅઝઝમા ગયા હતા. આમ, મવલાનાએ ઈસ્લામી સાહિત્ય, ઈસ્લામી તબ્લીગ અને દીનની ભારે સેવાઓ કરી છે.

## ફકીહુલ ઇસ્લામ મૌલાના મુફતી હાફિઝ કારી સૈયદ અબ્દુર્રહીમ લાજપુરી સાહબ (રહ.)

આપ હઝરત શવ્વાલ ૧૩૨૧ હિ.સ. ડિસેમ્બર ૧૯૦૩ માં નવસારીમાં જન્મ્યા હતા. વર્ષોપર્યંત રાંદેરમાં ધર્મની સેવામાં પરોવાયલા રહયા. આપની વંશાવળી છવ્વીસ પેઢીઓ પૂર્વે હઝરત અબ્દુલ કાદિર જીલાની સુધી પહોંચે છે. આપનું શિક્ષણ અને કેળવણી નવસારી અને રાંદેરમાં જ થયાં. એ બધી વિગતો 'ફતાવએ રહીમિય્યહ'ના પહેલા ભાગમાં છે. ફતવા લેખનમાં એમણે એટલી નિપુણતા પ્રાપ્ત કરી કે એમના ફતવા જે પહેલાં માત્ર ગુજરાતી સામાયિકોમાં પ્રસિદ્ધ થતા રહેતા હતા, તે હવે તેમાં રસ ધરાવતા લોકોના આગ્રહને લીધે ઉર્દૂ અને અંગ્રેજીમાં પણ પ્રસિદ્ધ કરવા પડયા. 'ફતાવએ રહીમિય્યહ'ના બે ભાગના અંગ્રેજી અનુવાદની નકલો દક્ષિણ આફ્રિકાના દરેક શહેરમાં પહોંચી ગઈ છે, એટલું જ નહીં, પણ તે ઉપરાંત ઈંગ્લેન્ડ, કેનેડા અને અમેરિકામાં પણ એની માંગ છે, આઈરીશ કૂળમાંથી ઊતરી આવેલ એક મહાન ધર્મપ્રચારક કર્નલ અમીરૂદીન હૈદ્રાબાદીના મંતવ્ય અનુસાર, અમેરિકામાં કુર્આને મજીદના અંગ્રેજી અનુવાદ પછી જે પુસ્તકે ત્યાંના ધાર્મિક વર્તુળોમાં એક મહાન ક્રાંતિને જન્મ આપ્યો છે તે 'ફતાવએ રહીમિય્યહ'નો અંગ્રેજી અનુવાદ છે.

'ફતાવએ રહીમિય્યહ'ની ઉર્દૂ ભાષા પણ સરળ અને પ્રવાહી છે. 'દારુલ ઉલૂમ' નામના સામયિકના સમીક્ષકે તો મુફતી સાહેબની

ભાષાને 'બાગો બહાર' તરીકે વર્ણવી હતી..... આપની કૃતિઓ આ પ્રમાણે છે :

(૧) ફતાવએ રહીમિય્યહ (ઉર્દૂ, ગુજરાતી, અંગ્રેજી) ત્રણ ભાગમાં (૨) શરઈ પરદા (ઉર્દૂ, ગુજરાતી, અંગ્રેજી) (૩) હઝરતે સહાબા મેયારે હક હય.

મુફતી સાહેબના વિદ્વત્તાપૂર્ણ જીવનની મુખ્ય સિદ્ધિ એ છે કે બિદઅત પરસ્ત, ગેર મુકલ્લિદ, પશ્ચિમ પરસ્ત અને મવદૂદી વિચારસરણીવાળા લોકોએ અહલે સુન્નત વલ જમાઅત, મસ્લકે હનફી અને ઈસ્લામ ઉપર કરેલ પ્રહારોનો અને મુસલમાનોમાં ગેરસમજ તેમ જ અરાજકતા ફેલાવવાના જે પ્રયાસો કર્યા એનો એમણે એકલે હાથે જબરદસ્ત પ્રતિકાર કર્યો અને તે પણ કુર્આન અને સુન્નતના માર્ગદર્શન હેઠળ, વિદ્યાકીય ક્ષેત્રે એમની સેવાઓ સોનેરી શબ્દોમાં નોંધવાપાત્ર છે.

**સમાપ્ત**